# श्री पदसंग्रह प्रभाकर.



પૂર્વે ઘણા કવિઓનાં રચેલાં તે સુધારીને

છપાવી પ્રસિદ્ધ કરનાર

## સ્વામી. પ્રેમપુરીજી.

(सर्व हक्क स्वाधिन.)


અમદાવાદમાં

મામાની હવેલીમાં યુ૦ પ્રી૦ અને જ૦ એ૦ કું૦

ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યું.



संवत १९४१ सने १८८५

કીમત રૂ૦-૧૨-૦.

૨૪૮૨

# શ્રીપદસંગ્રહપ્રભાકર.

એ પદો ઘણાક ભક્ત તથા સાધુ પુરૂષોનું કૃત્ય છે તેઓનો સંગ્રહ કરીને શ્રીસ્વામિ પ્રેમપુરિજીએ છપાવી પ્રગટ કર્યો છે. શ્લોક દેહાભિમાને ગલિતે વિજ્ઞાતે પરમાત્મનિ યત્ર યત્ર મનો યાતિ તત્ર તત્ર સમાધંયઃ શાર્દુલ વિક્રીડિત છંદ. ભાસે દ્વૈત વિવર્ત મોહથિ મૃષા જે સત્ય આધારથી જે ચૈતન્ય થકી સહુ જડ છતા ભાસે ચિદાકારથી જેના ઈશ સ્વરૂપથી વિશ્વ આભાસે સુખાકારથી છે તે મારૂ સ્વરૂપ સચ્ચિદ સદા આનંદ વિસ્તારથી. ૨

# પ્રસ્તાવના.

વેદપુરાણમાં ચાર પ્રકારના પુરૂષાર્થો જેવાકે ધર્મ, અર્થ, કામ અને મોક્ષમુખ્યતાએ નિરૂપણ કરેલાછે તેમાં પણ ચોથા પુરૂષાર્થ ગર્ભવાસ જન્મમરણાદિ દુઃખોની નિવૃત્તિ પુર્વક પરમાનંદ રૂપ પરમાત્માની પ્રાપ્તિ થવા રૂપી મોક્ષ છે તે મોક્ષને પરમ અતિ શ્રેષ્ટ પુરૂષાર્થ વર્ણન કર્યોછે તે મોક્ષનું ખરૂં સાધન કેવલ ભેદરહિત આત્મજ્ઞાન વેદમાન્ય કરેલું છે એમાં કોઇપણ પ્રકારનો વિવાદ નથી તે અભેદ આત્મજ્ઞાન મુખ્યતત્ અને ત્વંપદના શોધનને આધીન છે તેમાં તતપદ કહેતાં ઇશ્વર અને ત્વંપદ કેહેતાં જીવ એ બંન્નેનું રૂપ શુંછે તેનું યથાર્થ જ્ઞાન થવા સારૂ વેદાંત પ્રકરણો વિશે વર્ણન કરેલી સર્વ પ્રક્રિયાઓ સમજવી જોઇયે તે વિના જીવનું વાસ્તવિક સ્વરૂપ તથા ઇશ્વરનું વાસ્તવિક સ્વરૂપ શું તેનો નિર્ણય થઇ શકતો નથી તે સંપાદન કરવાને વેદાંત શાસ્ત્ર કે જેમાં અદ્વૈત પરમાત્માનું જ્ઞાનનિરૂપણ કરેલુંછે તેનું મુમુક્ષુ પુરૂષોએ સાધન સંપન્ન થઇ શ્રદ્ધા પુર્વક શ્રવણ કરી મનન અને નિદિધ્યાસ મતાગ્રહ છોડી દઇને નિષ્પક્ષપાતપણે કરવું યોગ્યછે. એ વિષય ઉપર વિદ્વાન પુરૂષોએ ઉપનિષદોના આધારથી સંસ્કૃત ભાષામાં ઘણાક ગ્રંથો રચ્યા છે પણ તે સંસ્કૃત ભાષાનો પ્રચાર આજ કાલ ઘણોક થોડો છે માટે સંસ્કૃતભાષા ન જાણનારા મુમુક્ષુઓને તેનો યથાસ્થિત લાભ લેવાને બનિ શકતો નથી તેથી પુરવે ઘણાક મહાતમા પુરૂષોએ ગુજરાતી ભાષામાં વેદાંત વિષય સંબંધી ઘણાંક પદો રચેલાં છે તેનો ઘણોક શોધ કરીને ફારફેર કાઢીને શ્રીસ્વામિ શિવાનંદજીની સાયતા થકિ શ્રીસ્વામિ પ્રેમપુરજીયે સંગ્રહ કરીને પ્રગટ કરેલાછે એ સ્વામિ પૂરવે કાઠિયાવાડમાં શ્રીભીમનાથના મઠમાં હતા તે હાલમાં અમદાવાદ મધ્યે શાહાપુરજીલામાં હલીમની ખડકી પાસે બાપજી ગણેશગિરજીની જગ્યામાં છે તેમને સેવકનિ પેરણા થકિ ગ્રંથ છપાવી પ્રગટ કર્યો છે.



# પદસંગ્રહ પ્રભાકર.

## અનુક્રમણીકા.

દોહા ૧૦ આરતિ ૩ શ્લોક ૨૯ ગુરોઅષ્ટકનાં શ્લોક ૮ રાગ ધોળનાં પદ ૧૦૨ કીરતન રાગનાં પદ ૨ પ્રભાતી રાગનાં પદ ૪૭ હોરી રાગનાં પદ ૧૯ વસંત રાગનાં પદ ૨૧ ધુમારે રાગનાં પદ ૪ ગરવડાં રાગનાં પદ ૧૧ ગરબિ રાગના મહીના ૧૨ સોરઠરાગના મહીના ૧૨ બારમાસિ રાગના મહીના ૧૨ પ્રાગદાસના મહીના ૧૨ પ્રિતમના બીજા રાગના મહીના ૧૨ પ્રિતમની તીથો ૧૫ બીજી પ્રિતમની તીથો ૧૫ ત્રિજી પ્રિતમની તિથો ૧૫ ચોથી પ્રેમની તિથો ૧૫ રાગ કેદારાનાં પદ ૧૩ રાગ વેરાડીનાં પદ ૧૫ રાગ કાફીનાં પદ ૧૫ રાગ સામેરીનાં પદ ૧૮ રાગ ગોડિનાં પદ ૮ રાગ બેહાગનાં પદ ૧૦ રાગ જંગલાનાં પદ ૪ પરજીયારાગનાં પદ ૮ ગરબી રાગનાં પદ ૩૨ તિલંગ રાગનાં પદ રેક્તા ૧૫ લાવણી રાગનાં પદ ૪ ઠુમરી રાગનાં પદ ૨૧ રાગનટનાં પદ ૪ રાગશબ્દનાં પદ ૧૪ સેંદેસો રાગનું પદ ૧ ગજલ રાગનાં પદ ૨

---

## જાહેર ખબર.

આ પુસ્તક અમદાવાદ સાહાપર હજામની ખડકી આગળ બાપજી ગણેશ ગીરજીની જગામાંથી મળશે. તથા અમદાવાદ યુનાઇટેડ કંપની પ્રેસમાંથી રોકડી કીમતે મળશે દેશાવરવાળાઓને ટપાલ ખરચ કીમત કરતાં વધારે બેસશે.



શ્રી

# પદસંગ્રહ પ્રભાકર.

"શ્રીગણેશાયનમઃ શ્રીસારદાયેનમઃ"

દોહા. સદગુરૂને ચર્ણે નમું, માગુ પ્રેમ પ્રસાદ; દયા કરીને દિજીએ, હરીરસ અમ્રિત સ્વાદ. ૧ વાણી શકે નહીં વર્ણવી, સદગુરૂ કેરૂં સ્વરૂપ; મનબુધિ બલ પોચે નહી, ઉપમા રહીત અનુપ. ૨ પ્રથમ પૂર્ણ પ્રેમસું. વંદુ સદગુરૂ ચર્ણ; તાપ ટલે સંસારના, મટે જનમને મરણ. ૩ સદગુરૂ સંત કીરપા થકી, ઉપજે નિરમલ જ્ઞાન; શુદ્ધ ચૈતન્ય તુરીયા પદે, રહે નિરંતર ધ્યાન. ૪ મનના પરપંચ મુકજો, કરજો તત્વવિચાર; રત્ન પદાર્થ જન્મછે, નહિ આવે વારમવાર. ૫ મોતિ રૂપ ઉદ્યક તણાં, તેનો હાર ન થાય; મિથ્યા મન મોદક કરે, તેણે ભુખ ન જાય. ૬ તજસે આપુ આપદા, ભજશે પુરણ બ્રહ્મ; એક પલકમાં પ્રલે થશે, કોટીજન્મનાં કર્મ. ૭ સદગુરૂ શબ્દ વિચારતાં, પ્રગટે જ્ઞાનપ્રકાશ; રવિ ઉગે રજની ટલે, હોય અવિદ્યા નાશ. ૮ નિરમલ નેણે નિરખતાં, દરસે નિજ દેદાર; સાગરથી સહૂ ઉપજે, લહેરિ લોઢ અપાર. ૯ સદચિદ આનંદ સર્વમાં, ભરિ રહ્યો ભરપુર; દિન રજનિ રહે રંગમાં, વરસે નિરમલ નુર. ૧૦ આરતિ. જે સદગુરૂ સ્વામિજી, જે સદગુરૂ સ્વામી; આરતિ ઉતારૂં પ્રભુ અંતરજ્યામી, જેદેવ જે ગુરૂદેવ, આદિતે અવિનાશ પધાર્યા પુરમાં, પધાર્યા પૂરમાં, ભક્તવછલ ભગવાન વશિયાછો ઉરમાં; જેદેવ૦ ૧ સોમે સત્ય સ્વરૂપ, સુંદરતા શોભેઃ૨ નિરખે નરને નાર, મુનિનાં મન લોભે. જેદેવ૦ ૨ મંગલમૂર્તિ મહારાજ, ત્રિગુણાતિત કાવેઃ૨ પીંડ બ્રહ્માંડ નિપાર, ભક્ત જનને ભાવે. જેદેવ૦ ૩ બુધિ અનોપમ સાર, ગાવ વેદની વાણીઃ૨ ઉપનિષદનું સાર, સંત રહ્યા જાણિ. જેદેવ૦ ૪ ગુરૂ પ્રગટ કરૂણાગાર, ભક્તને બ્રહ્મ વિદ્યા આપીઃ૨ કોટી જન્મનાં કર્મ, તે નાખ્યાં કાપી. જેદેવ૦ ૫ શંકર સદગુરૂ સોય, જીવ કોઈક જાણેઃ૨ અખંડાનંદ અદ્વૈત, તે સુખ તે માણે. જેદેવ૦ ૬ ભ્રાંતિ સમજે જે કોય, તે કેવલ પામેઃ૨ કાળજી જન

જ સોય, ગ્રભ વેદના વામે. જેદેવ જેગુરૂદેવ. ૭ પદ ૧ આરતી ઉ-
તારૂં મારા હરીગુરૂ સંત, ટાળ્યા સરવે ફંદ; ચોરાશીના બંધ, હરીગુરૂ
દેવની આરતી. ૧ આરતી કરીને લેઉ વારણાં, ધરૂં શ્રવણ મનન
નીજધ્યાન; સદગુરૂજીને શીષ્ય સુપતારે, મારૂં ટળી ગયું દેહાભ-
ભીમાન. હરીગુરૂ. ૨ સદગુરૂજીયે શાંનમાં, સમઝાવ્યું સુખ અપાર;
ઓમ બ્રહ્માનંદ સ્વામિ અનુભવ્યારે;મુને ભાશીછે બ્રહ્માકાર.હરીગુરૂ. ૩
માનુભાવજીયે મેરચ્ચ કરી, સમઝાવી સરવે રીત્ય; જાગ્રતસ્વપ્ન સુશુપ્તિ-
રે. મુને ભાશીછે તુરીયા તિત. હરીગુરૂ. ૪ સદગુરૂ શોભા શી કહુ,
મુખ વરણવિ નવ્ય જાય; હરીહર બ્રહ્મા સ્તુતિ કરેરે, તોય શબ્દા-
તિત શોહાય. હરીગુરૂ. ૫ અભેપણું અવિલેકિયું, સદગુરૂ કેરિ સોજ;
અંતરજામી આતમારે,હરિ વિલશા પોતાની મોજ.હરિગુરૂ દેવની આર-
તી.૬ પદ ૨ જેદેવ ગુરૂદાતા જેદેવ ગુરૂદાતા,બ્રહ્મસ્વરૂપ સકલ ઘટ ભિ-
તર: ગુણ નીરગુણ ગાતા;,જેદેવ ગુરૂદેવ; ટેક.દેવળ પંચ તત્વકા દરસે,
ધિરજ સેવક ધાતા; ધિરજ પ્રેમી ભક્ત જુગત કરી પાવે, જોવા
સરૂપ જતા. જેદેવ. ૧ અકાર ઉકાર મકાર, એહી સૂન્ય સબ્દ સાતા;
સૂન્ય પરાપરેચ્ચ પર અપરમ, પોતે વેદ અભેદ વાતા. જેદેવ. ૨
સૂન્ય ઉપરેયાં શબ્દ સાધો મા સૂન્ય હે માતા, મા સૂન્યઃ ઝલમલ ... ત્ય
અખંડોત જાગે, અલખ સ્વરૂપ આતા.જેદેવ.૩ કોટી સૂરજકો ધામ
કહાવે, પ્રેમ શશી પાંતા; પ્રેમ. અવિદ્યા વિદ્યા દોય, આરતી ઉતારે.
નરખ પરખ નાતા, જેદેવ. ૪ પાંચ તત્વ કરે જાકી પૂજા, લક્ષ શબ્દ
લાતાઃ લક્ષઃ ચૈતન્ય સત્યસ્વરૂપ ચેતાવે, સ્થીર અમર થાતા. જેદેવ.
૫ નીર ગુણ નાથ અમર અવિન્યાસી, ખોજ અગમ આતા; કેવળ-
દાસ તીહારો કહિયે; ચરણ કમળ ચાહાતા. જેદેવ. ૬ પદ ૩

રાગ ધોળ. હુંતો લળિલળિ લાગુંપાય, અખંડ પદરાય,નિગમ
નેતિ ગાય, વારિ જાવું વારણે. ૧ પુરૂષોતમ પરિબ્રહ્મ પુરણ, પ્રગ-
ટિયા જુગમાંહરે; સદગુરૂ રૂપે સોભિતારે, જીગન્યાસુનિ ગ્રેવા બાંય.
વારી. ૨ અધમ જનને ઓધારવારે, પાવન પગલાં સારરે; ભવ-
જલ સિંધૂ તારતારે, તમને ક્ષણુંએ ન લાગીવાર. વારી. ૩ દર-
સનથિ દુકરીત ટલેરે. પરસતાં પાવન થાયરે; નિજાનંદ સુખ ઉપજેરે,

આવ્રણ અવિદ્યા જાય. વારી. ૪ પૂરણ પુન્ય હોય પાછલુંરે, નિત્ય નૈમિત હરીધ્યાનરે; અનેક જનમને આદરેરે, તેને પ્રગટ મલ્યા ભગ- વાન. વારી. ૫ સકલ તિરથનું તિરથ સદગુરૂ, સકલ દેવના દેવરે; ધન્ય ધન્ય એ નર નારીયનેરે, મનક્રમ વચને કરે નીત સેવ. વારી. ૬ બ્રહ્મા લે અતી ભામણાંરે, શિવ સનકાદિક ગાયરે; વિષ્નુંને વલ્લભ ઘણોરે, મહિમા મુખે કહ્યો નવ જાય. વારી. ૭ મંદજન એ મરમ ન સમજે વરણાશ્રમની આડચરે; ત્રિગુણમાં તાંણ્યો ફરેરે, બાંધી જીવ- પણાની જાડ્ય. વારી. ૮ કહે અખો એ અવિચલ પદના, સદગુરૂ દાતા સોયરે; કાલ જાલમાં આવે નહિરે, ફરી જન્મ મરણ નવ હોય. વારી. ૯ પદ ૧ રાગ ધોળ. દેશિ ફૂર. આજ આનંદરે અંગ ન માયરે, સદગુરૂ સંત પધારિયારે; પધારયાછે પુરવાને મનકેરી આશરે; દીન જાણીને દયા કરીરે, સદગુરૂ સંતે સામું જોયું, ભવદુઃખ સર્વે ખોયુંરે; જાડ્ય ભાગીરે જડ જંતનારે, હુંપણ મારા મનમાં હરખિ સદગુરૂને નિરખિરે; શિ શિ શોભા કહું સાચા સંતનિરે, હરિહર બ્રહ્મા સ્તુતિ કરે જેનિરે, સ્તુતિ કરે જેનીરે, તે સુખ આવ્યું એનિ માયરેરે. ઢાલ. સેજ સુખમાં માલતાં હવું, સ્વરૂપ સાક્ષાતકાર; વિધિ નિષેધ સંસે ટલ્યો, મન વિલશું બ્રહ્માકાર; બ્રહ્માકાર વિચારતાં, સર્વે દ્વૈત ભાવના જાય; સોહં બ્રહ્માનંદ અનુભવ્યા, વસ્તુ જથારથ થાય. શુદ્ધ ભોમીકા અસિપદ આવે,ને મલિન માયા જાય: જિવ શિવ વિચારતાં, પોતામાં સમાઈજાય. પોતામાં પોતે સમ્યો, અદ્વૈત આતમરામ; કલપના કાં- સલ ટલિ, પામ્યું તે મન વિશરામ. સુરિનર મુનિ જેનું ધ્યાંન ધરે, નિગમ નેતિ નેતિ ગાય જેહ; પુરૂષોતમ પરમાતમા, અખે પણમાં પ્રગટ્યા તેહ. પદ.૨ રાગ ધોળ. પરપંચ મુકે મારા પ્રાંણિયા, અંતે સાચ હશે તો ફલસેજો; કોટિક અજીંયા અજવાલું કરે, રવિ વિના રજની તે કયમ ટલસે જો. માયા મિઠિ મિશરી ખાંડસી, મુરખ માંખ્ય થેને વલગ્યો જો; તન તુટે પણ મન છુટે નહિ, મુઢ મરે તોય ન રહે અલગો જો. પર૦ ૨ પરેશ પરમ ચતુર અંતરજામી, હરી તે કેના વાયા તે કેમ જાશે જો; કર્મ શુભ અશુભ કર્યાં હસે, અંતે આવીને હાજર થાસે જો. પર૦ ૩ મુસે હંસતણાં પર કાતરયાં, એવું મન

આતમનું હેતુ જો; પ્રીતમ પોતાના અજ્ઞાનથિ, દોષ પારકા દલમાં સેતું જો. ૫૨૦૪ પદ ૩ આ અવસરમાં હરીને ઓલખો, જ્ઞાન પામવા તતપર થાજો જો; ચુક્યો તો ચોરસિમાં ગયો, એવું જાણી હરીગુણ ગાજો જો. આ અ૦ ૧ જેવો સ્વારથમાં શુરો થયો, તેવો પરમારથ આદરતો જો, તો તું અવિચલ પદવી પાંમતો, સાંને મરતો ને અવતરતો જો. આ અ૦ ૨ ગ્રહના સૂખમાં શું રાચી રહ્યો, ઊખરડાં ફુલ જંતુની પેરે જો; હરી માયાનું બળ જાણ્યું નહિ, લિધો ભવસાગરની લેહેરે જો. આ અ૦ ૩ હરિના નામતણી નૌકા મલે, પ્રાણી સેજે પામે પાર જો; પ્રીતમ જે પરમારથ પ્રીછસે, પૂનર્પિ નહિ તેને અવતાર જો. આ અ૦ ૪ પદ. ૪ જ્ઞાન અમૃત ભોજને, ભાગી તે મનની ભુખરે; ભાઈ ગઈ અવિદ્યા આપદા, મટ્યાં તે દ્વંદનાં દુખરે. આવો અવછ્યે રે કાંઇ વિવેક વિચાર, અનુંભવાનંદને ઓલખ્યા રે. ૧ અનુંભવાનંદને ઓલખ્યા, એક અદ્વૈત આનંદ ઘનરે; ભાઇ ત્વં પદ તત્પદ એક અસિપદ આત્માનિજ મનરે, નહિ પ્રત્યક્ષ પ્રોક્ષનો બાદ; અનુ. ૨ પરપંચનું પરમાણ કરતાં, ભાગી સરવે ભ્રાંતરે; ભાઈ સાંખ્ય શબ્દ વિચાર કરતાં સ્વરૂપમાં થૈ સ્વાંત રે, પુરૂષોતમ છો પરીબ્રહ્મ. અનું. ૩ વાસુદેવ સ્વામિ રહ્યા વિલસિ પિંડને બ્રહ્માંડ રે, ચેતનતા માંહિરવે પોતાની આતમા અખંડ રે; પૂર્ણાનંદનો સોહં પ્રકાસ. અનું. ૪ બંધ મોક્ષનો બાદ છૂટયો મટિ વાંણ્યની તાંણ્ય રે, કાંમ ક્રોધની મટિ કલ્પના જાણા વોણિ થઇ જાણરે, મુલદાસ કે માનું બ્રહ્મ હે. અનું.૫ પદ.૫ મારિ માયામાં મોહ પામ્યો, હુંને મારૂ અજ્ઞાનરે; સંસે ટાળ્યો સદગુરૂ વે, મને થયું મારૂ જ્ઞાન રે; એક અદ્વૈત નહિ નહિ દ્વૈત બ્રહ્માનંદને ભેટતાં રે. ૧ મારી અવિદ્યામાં હું અવરાણો, મેં તન ધરયું ત્રીગુણ રે; ભાઈ જિવ ઇશ્વર મને માન્યા, નિશ્ચે હું નીરગુણ રે. એક. ૨ મારૂં અંતઃક્રણ મુજને ભ્રમાવે, મન બુદ્ધિ ચિત અહંકાર રે; ભાઇ મારૂં સ્વરૂપ મને સ્ફુર્યું જ્યારે, આવ્યો સૂધ વિચાર રે. એક. ૩ દાતા ભુગતા દેહીજ માટે, સુખ દુઃખનો સંજોગ રે; ભાઇ ભૂત ભવિષ વૃતમાન, કાલ તેં પ્રાલબ્ધનો જોગરે. એક. ૪ ચીદાભાસ હું વડે હુંજ ચૈતન, હુંજ સમઝું સાન રે; ભાઇ કારજા કારણ હુંજ

કરતા, ત્રીપુટિ પ્રસ્થાન રે. એક. ૫ મારી ઇંદ્રિનો હું અધિકારી, હું વિષય હું દેવ રે; ભાઇ હુંજ સ્વામિ હુંજ સેવક, હુંજ કરૂં મારી સેવ રે. એક. ૬ મારી વાણિ મુને પ્રકાશિ, મુજવડે એ વાણરે; ભાઇ પરાપશ્યંતિ મધ્યમાં, વૈખરી તે મારૂં કરે પરમાણ રે. એક ૭ જાગ્રત માહિ હુંજ વરતું, હુંજ સ્વપ્ન માહિ રે; ભાઇ સુષુપ્તિનો હુંજ સાક્ષિ, ત્રણે મુજમાં નાહિ રે. એક. ૮ સ્થાવર જંગમ સ્થૂલ સુક્ષ્મ, સર્વે મારો ઘાટ રે; ભાઈ પાંચ પચવિશ મુજને વલગાં, મારો પીંડ વૈરાટ રે. એક. ૯ હુંજ વિશ્વમાં વિશ્વ મુજમાં, આદ્ય મધ્ય ને અંતરે; ભાઇ મુલદાસ કહે તે. સાન શમશ્યા કોહિક સમજ્યા સંત રે. એક ૧૦ પદ. ૬ આવો અનુભવી સંતની ટોલીરે, પીયો બ્રહ્મ રસાયણ ઘોળીરે. ૧ બ્રહ્મ રસના તે વીરલા ભોગીરે, રસ પીયે સુખલડા જોગીરે. ૨ અગઓ રસ જીરવ્યો ન જાયરે, ગુરૂગમ હોય તેણે જીરવાયરે. ૩ જીરવે તે હોય અવીનાસીરે, વસ્તુ રૂપે થયા પરકાશીરે. ૪ વસ્તુ રૂપે થયા વસ્તુ જોતેરે, પુરણાનંદ થયા છે પોતેરે. ૫ બ્રહ્મવેત્તા ગુરૂ મલ્યા જેનેરે, ભવપાર્ચ ઉતાર્યા તેનેરે. ૬ ગુરૂગમ વિના કથણી જે કથેરે, તાંદુલ છાંડિને કુશકા મથેરે. ૭ ગુરૂગમ વિના ઠાલા એ ઘોથાંરે, ભણતાં પાર ન આવે પોથાંરે. ૮ ગુરૂગમ વિના બાહિર બુદ્ધિ ચાલેરે, પાસે વસ્તુને પ્રોક્ષે ઝાલેરે. ૯ જેણે સાચા ગુરૂજીને સેવ્યારે, તેણે જીરવ્યા અગમ્યા રસમેવારે ૧૦ કહે કૃષ્ણજી ગુરૂગમ આવીરે, સકલ લોકમાં વસ્તુ ફાવીરે. ૧૧ પદ. ૭ સદગુરૂ સંતે કીધી મારી સહાય, ઓલખાવ્યો નિજ આતમારે; ધીરજ દઇને બતાવ્યું છે ધામ, હરીહીરો આવ્યો હાથમારે. ૧ ગુરૂએ અમને બતાવ્યું છે જ્ઞાન, સમઝાવી મુને સાંનમાંરે; મંત્ર સાધ્યો મારા મંદીર માંઈ, કહ્યું છે મારા કાંનમાંરે. ૨ દયા કરીને ડગતુ રાખ્યું દીલ, અસ્થિર મન સ્થિર કરયુંરે; સુરત્યે સૂરત્યે નિરખ્યા નિરાલંબ, એક ધ્યાંન હરી સાથે ધરયુંરે. ૩ અંબુ મધ્યે દિશે છે આકાશ, વૈરાટ રૂપીયો દ્રષ્ટે પડયુંરે; હુંતો મારૂ ભુલિ તિભુવન, જાગિને જોતાં ઘર જડયુંરે. ૪ કિધો કિધો દ્વેત તણો સંઘાર, અદ્વૈત ભાસો આપમાંરે; વૃત્તિ પોકી બ્રહ્માંડને પાર, તે ના આવે માયાના માપમાંરે. ૫ નિરભે પદ હું પામો છું નિચીંત, તે

જ્ઞાન ગંગામાં જઈ ભલિરે; બ્રહ્મ અગ્નિમાં બાળ્યાં જેને બીજ, ઉગવાની તેને આશા ટલિરે.૬ ત્રિગુણ ટાલિ ખોળ્યું જેને આપ,એક બ્રહ્મ તેને જાણીયોરે; કહે લાધો તું કર્ય તેનુ ભજન, જે હરિ વેદાંતે વખાણીયોરે.૭ પદ ૮ આજ આનંદ મારે અતિ ઘણોરે,પામી હુંતો હ-રિ ગુરૂ કેરૂં શરણરે; ભ્રાંતિ ભાગીરે ભવરોગનિ, ટલિ ગયું જન્મને મરણુરે. આજ.૧ આડ્ય ભાગીરે ઇંદ્ર જાલનિ, પામી મારૂ નિજરૂપ નિજાનંદરે; સદગુરૂવે સનમુખ ભાલિયું, ટલિ ગયા દેહાદિકના ફંદરે. આજ ૨ પોતે પરકાશે પરમાતમા, અધિષ્ટાંન અનુભવ્યું આપરે; ચૌદલોક ચોતથિ ટલ્યાં, ટલિ ગયું અણછતું આપરે, આજ ૩ વર-તિ જતાંરે ગઈ વાસના, ઉરમિ કેરો આવ્યોછે કાંઈ છેહરે; મહા-વાયક કેરાં સરવડાં, સદગુરૂ શબ્દના વરસે મેહરે. આજ ૪ અએ-પણું અવિલોકિયું, સુધ્યચૈતન નિરાલંબ રૂપરે; વસ્તુ જથારથ પામીયે, વિલસી રહ્યો બ્રહ્માનંદ ભુપરે. આજ. ૫ પદ ૯ કહોરે સંતો હરિપદ કેમ હસે, તેનો મુજને સમઝાવોને મર્મરે; જેણે ટલેરે ત્રણે વેદના, જેમાં કાંઈ નવ બેસે કર્મરે. કહો ૧ ચોદિસ્યા ચાતુર માસ મેં કર્યા, સીતકાલે કંઠજલ માહેરે; ઉશ્નકાલે પંચા અગ્નિ સાધીયા, તોયે નવ ગયું દેહાઅભિમાનરે. કહો ૨ તીરથવૃત મેંતો બહુ કર્યાં, શ્રવણે સુણ્યાં વેદ પુરાંણરે; પ્રથવી પ્રદક્ષણા મેં કરિ, જ્ઞાનવિના થઈ મોટી હાંણરે. કહો ૩ દીન જાણીને દયા કીજીયે, ચરણે તમારે મુક્યું છે સીશરે; હવે હરિ તમથકી પાંમીયે, દાસ ગોપાલના ઈશરે. કહો ૪ પદ૧૦ દેશીફિર સાંભલ શર્ખી પ્રાણીજી, શું વલગો મીથ્યા વાણીજી; શું દીઠુંછે ફોગટ ફુલ્યોજી, ઘર ધંધામાં ભુલ્યોજી. ૧ માહારૂં માહારૂં કરી ઘણું માણુંજી, ફરવી નરકની ખાણુંજી; દારાસુતને દેખીજી, નવજોયું રૂદાએ પેખીજી. ૨ કર્મ કર્યાં દેહ ભાવેજી, બુડો આરે આ-વીજી; રાતદીવસ ઘણુ રલતોજી, ત્રીવિધિ તાપમાં બળતોજી. ૩ કા-મક્રોધ અહંકારેજી, ભવ ફરતો વારે વારેજી; તું સંતની નિંદા કરતોજી, પાપે પેટજ ભરતોજી. ૪ સંતની સેવા મુધાજી, ઉધુંવાલું અકરમી ઉંધાજી; તેં બ્રહ્મ ન ભજ્યા સાક્ષાતજી, બેઠી આતમઘાતજી. ૫ અગો કહે બ્રહ્મને ભજીએજી, જનમનાં બંધન તજીએજી ૬

પદ ૧૧ મોંઘો મનુષાનો આરોજો, કેવલબ્રહ્મ સંભારોજો; સંસારછે ભવજલ ખારોજો, રેહે માયાથી ન્યારોજો, ૧ હેતે હરિ ગુણ ગાનેજો, સંત સંગતમાં નાહાનેજો, તાહારૂં જમનું બંધન ટલશેજો, માહાપદ મુંધુ મલસેજો, ૨ દેવછે મનુષ્યા દેહેનેજો, તેપામ્યો તું તેનેજો, તતપરથઇ હરી ભજી રાજોજો, જમનાં બંધનતજી રાજોજો. કીજેસત સંગ ભારોજો, દીજે તનમન વારીજો; સતસંગે મહાપદ ફાવેજો, આત્મ અનુભવ આવેજો. અંતરમાં નીજ રૂપ દરસેજો, સદગુરૂ પારસ પરસેજો આમોકહે બ્રહ્મરસ પાંમોજો, રહું સદગુરૂ ચરણના સામોજો. ૪ પદ ૧૨ સખીકહું સાંભળ માહારી વાતરે, મળી આ ચોદભીવતનો નાથરે. ૧ ગુરૂએ ઝાલ્યો મારો હાથરે, મુજને કર્યો સહુમાં સનાથરે. ૨ સખી મુને આનંદ વાધ્યો અંગરે, સખી હૂં તો વલસી ચીદાનંદ સંગરે. ૩ થયો માહારી દેહ બુદ્ધિકેરો ભંગરે, ગયુ સખી કુવાસના કલંકરે. ૪ સદગરૂવે સનમૂખ ભાલૂંરે, સખી માહારા ભવનું પાતક ટાલુંરે ૫ નીજરૂપ સ્વયં પ્રકાશ નિહાળુરે, સખી મારે અંતરથયું અજવાલુંરે. ૬ સહીઅર સાંભલને કહૂં માહારારે, સંતની શોભાશી કહૂં સારીરે ૭ હેતે વરને હરી ગુરૂ પ્યારારે, ભાગ્યદશા જો પ્રગટે તારીરે. ૮ શીવ બ્રહ્માદીક રાખ્યું ઇછેને, એ સુખ અધીકારીકોયેક પ્રીછેરે. ૯ પાંમર પશુ આ પેર ન જાણેરે, અણછતા ભવના કરમને તાણેરે. ૧૦ ભમે બહૂ ચોરાસીની ખાંણેરે, પડીયા વૈખરી કેરી વાંણેરે. ૧૧ અખો આનંદ નીજરૂપ માહાલેરે, લોકમાં લોકપણે ચે ચાલેરે. ૧૨ પદ૧૩ હરિહરિહરિ એમ કેમથયું, છતે હરિએ ભુલ્યાછે લોકરે; દુખરે દેખેને દોડે દો દીસા, કાયા કષ્ટે આવીને ફોકરે. હરિ૦ ૧ પોતે પ્રભુને પ્રીછ્યાનહિ, તેણેકરી દોડે ઠારોઠારરે; આવા રૂડો પ્રાંણિ પાપી થયો, નવ્યજાણ્યો હરિ આણિવારરે. હરિ૦ ૨ મનરે માનેને આનંદ પામે, તેતો વસ્તુ પોતાની પાસરે; નાસ પાંમ્યા તે જુગ વહિગયા, તેને પુજે આણિને વીસવાસરે. હરિ૦ ૩ માતતણુંરે થાનપાંન તજી, અંગુઠો પોતાનો કરે પાંનરે. મનુષા જન્મથી પશુ ભલાં, તેને રૂદે હોય કાંઈસ્તાનરે. હરિ૦ ૪ ભણ્યા ગણ્યારે ભૂલા પડ્યા, આ સી મોટી અચરજ વાતરે. ચાકલે ચડીને બેઠા પારખુ, ખોટાં નાણાં પરખે દીવશ ને રાતરે. હરિ૦ ૫ હરિપદ પાંમવા આ

દેહધરી, તેતો નવ્ય સરચું એકે કાજરે; દાસગોપાલ કહે કર જોડી, માયા તમારી નહીં મહારાજરે. હરિ. ૬ પદ ૧૪ સમરણ કરચને સચ્ચિદાનંદનું, મુકિ મનતણો અહંકારજો; આ સહુ જૂઠી બાજી જાણજો, જેવો સ્વપ્ન તણો વેવારજો. સમ. ૧ જેવા ધુમાડાના બાચકા, એવું ઝાંઝવાનું નીરજો; સિસુના સરખો સરવે એજછે, ક્ષણમાં વણસી જાય સરિરજો. સમ૦ ૨ સેર ગુજરિનિ પેરયે સરવે મળ્યું, તેને વિછડે તે શું રોયજો; માટે સમજીને સોદા કરે, તેણે અંતે હાણ્ય ન હોયજો. સમ૦ ૩ હેતે પ્રિત્યે હરિને સંભારજો, એકે તરવાનો ઉપાયજે; પ્રિતમ પ્રભુનું ભજન નવ્ય ભૂલિયે, તારો જન્મ ક્રતારથ થાયજો; સમ૦ ૪ પદ ૧૫ જેજે જકતગુરૂ પરમાત્મા, તમારો મેમા તે શું કૈયેજો; એક જીભાનો તે શો આશરો, શેષસહસ્ર મુખે પાર ન લૈયેજો. જેજે૦ ૧ અગમનિગમ અનુમાને કહે, શલિતા પુરે વૃષા વરતેજો; ધુમ્ર દેખીને વહનિ કહે, બાણ ચાલે પૂરૂષ ન સરતેજો. ૨ સાગરતિરે જે ઉભા રેહે, તે સૌ ત્રઠનું વરણવ કરસેજો; માહાજલ માપ્યામાં આવે નહીં, તેતો અપાર કે આચરસેજો. જેજે૦ ૩ બાજી બાજીગરને શું લહે, પુત્ર પિતાને તે શું જાણેજો; પ્રીતમ જે પરમારથ પ્રીછસે, તેતો અખંડ અભિપદ માણેજો. જેજે૦ ૪ પદ ૧૬ એવું બિડ બાધું કે કાલનું, તે એડચું નવ્ય એડાયેરે; કબુધિ બોરડી બહુ થઇ, માંઈ હું હું કરતા હરમારે. ૧ ઝાંઝણી જાલા ઉરમી, માંઈ મોહગોરડ છે મોટારે, અજ્ઞાન આકડા અતિઘણા, તેનાં ફૂલ લાગ્યાં છે ખોટારે. ૨ નિંદ્રા ગર્લીનાં ઝાડવાં, માંઈ વીખય વેલ્યના ગોટારે; માયા મમતાના રાફડા, માંઈ સંસે સર્પછે મોટારે. ૩ આશા ત્રશ્ના આવલ્ય ઘણિ, તેનાં ફૂલ કોણે નવ્ય ખાધાંરે; બિજાં જાલાં લાગ્યાં મો જાલનાં, માંઈ કરમ કુંથારાં બાંધ્યાંરે. ૪ લોભ બાવલિયા બહુ થયા, માંહિ ક્રોધ કેરડા ઝાઝારે; મન શંચલો ચારો કરે, મેલી કુલનિ મરજાદારે. ૫ ઈરિખા અરણિ અતિઘણી, એનિ ગંધ્ય લાગેછે કુડિરે; ગુરૂગમનિ જેને ગમ જડી, તેણે બિડ નાંખ્યું છે સુડીરે. ૬ બ્રહ્મ અગ્નાની ઝાલમાં, તેણે સુડ મેલ્યું છે બાલીરે; માધવ સાધુના સંગમાં, હુંતો બ્રહ્મ રહ્યો ઘુ બાલીરે. ૭ પદ ૧૭ સાધુજનના સંગમાં, જઈ નિરમલ બુધિ લાવોરે;

હલ જોડાવો હેતનાં, ખાંતે કરીને મુલ એડાવોરે. ૧ વિવેક વિચાર બે બલધિયા, બાંધ્યા સલંગ સુતરનિ રાસેરે; ધરમનું ધુસરૂં કાંધે ધરો, લ્યો પ્રેમ પરોણો પાસેરે. ૨ નુરત્ય સુરત્યનિ સમોલું, અને નિમનું જોતર વાલોરે; સગન જડો સતસંગની, ઈમ નિશ્ચે કરિને નાડોરે. ૩ કોશ ઘાલો દયા દાનની, હિંમત કુસવાલો આણિરે; કરમનું જીહલું હેઠું પડ્યું, તમે કાંઈ ન લેશો જાણિરે. ૪ હલઝલિ ઝાલો હરિ નામની, તારે અવસર આવ્યો મોટોરે; કટકાવારમાં ફુટિ જસે, જેમ પાણિનો પરપોટોરે. ૫ સાધુરે જનમાં સુખ લિયો, તમે તનમન ધન ઘો વારિરે; માધવ ગુરૂને ભેટતાં, મુને બ્રહ્મ મલ્યા સુખકારિરે. ૬ પદ ૧૮ ગુરૂ મલતે ગોવિંદ મલે, એમ વદછે વેદ પુરાણરે; અનુભવની એલિ થઈ, માંઈ બ્રહ્મ જલ વરષાં પાણિરે. ૧ મન એતરે મોટું ઘણું, એતો ગલિયું ગુરૂજીને જ્ઞાનરે; વાવણિયો વરતિ કરો, તમે મલસો સંતની સાનેરે. ૨ જ્ઞાન વૈરાગ બે ડાંડવાં, આનંદની ઓરણિ બાંધોરે; સાધુ જનના સંગમાં, મને અમુલ્યક હિરલો લાધ્યોરે. ૩ બિજ વાવો નિજનામનું, મૈં કુલનું કલિયું ભલિરે; ઉગારો થયો અંતર આતમા, વાવેલ્ય વાધિ છે વેલિરે. ૪ વેલ્ય વાધિ ચૌદ લોકમાં, એનું મુલછે આનંદકારિરે; માધવ ગુરૂને ભેટતાં, હુંતો ભવજલ બેઠો હારીરે. ૫ પદ ૧૯ ભવસાગરનો ભે ટલ્યો, ગુરૂગમનું પદ લાધ્યુંરે; મહાવાયક વસ્તુ જડી, એમાં મન મારૂં વાધ્યુંરે. ૧ ઘટ ભીતર દીવો થયો, તારે પ્રગટ થયું અજવાલુંરે; પુરણ છે પરમાતમા, બિજું બ્રહ્મ વિના નવ ભાલુંરે. ૨ ઉપનિષદની આગના, તમો મન જોજ્યો વિચારીરે; હું જોતાં તો હું નહી, છે બ્રહ્મ અખિલા ધારિરે. ૩ પ્રતિબિંબ પડ્યું જેમ જલવિષે, એતો સુર્યવડે એ સાચુરે; મોરસિંલાના પડમાં, બિજુ કાંઈ ન દેખ્યું પાછુંરે. ૪ નસપત્ય પાકિ નિરાકારની, તેનાં ફલ હું ક્યમ કરી દાખુંરે; માધવ ગુરૂ ગોવિંદ મલ્યા, તેનું લખ્યું ક્યમ કરિ રાખુંરે. ૬ પદ ૨૦ પરથમ પુજીયે ગુરૂજીના પાય કે નેણે નિરખિયેજીરે, ધરીયે ચરણકમલનું ધ્યાંન, કે હૈડામાં હરખીયેજીરે. ૧ જો મેલાયે મન મરજાદા તો લાવો લીજીયેજીરે, જાય કોટિ જનમનાં પાપ, સુધારસ પીજીય જીરે. ૨ ગુરૂ અક્ષરાતીત આનંદ કહ્યા બં-

દવાર્ણાગે જીરે, સદગુરૂ છે ચૈતન બ્રહ્મ જીવન ધન્ય જાણીયે જીરે. ૩ તેમાં આણીશનાં દેહભાવ, કે મોટો મરમ છે જીરે; તેનિ પુરેછે સાખ્ય પુરાણ, કે પુરણ બ્રહ્મ છે જીરે. ૪ અડસઠ તીરથનું ફળ, કે સંતોના ચરણમાં જીરે; તેનાં નાતાં નીરમલ થાયે, કે અંતસકરણમાં જીરે. ૫ માનોજી કહું એક વાત, નીશાના કામનીજીરે; સદગુરૂ છે પુરણબ્રહ્મ, કે મુરત રામનીજીરે; વલતાં જોડીને કરપાણ્ય, પ્રકંમા કીજીયેજીરે; સદગુરૂશું રમીયે રસ રૂપ કે, તન મન દીજીયેરે; કરતાં તપતીર્થ વ્રતજોગ, કે ફરતાં ખુટિયેજીરે. સંતટાલે ત્રીવિધીના તાપ, કે શબ્દ છુટિયેજીરે; એ છે તીલક ત્રિભોવન સાર, ત્રીગુણા તીત છે જીરે. એછે ગુણવાણીના ઇશ, કે પુર્ણ પ્રિછજોજીરે. ૯ જો આપે થાયે બ્રહ્મરૂપ, તો બ્રહ્મને ભાસીયેજીરે, મુલદાસકહે માહાનીધ્ય, કે વસ્તુ નિહાલીયેજીરે. ૧૦ પદ ૨૧ ગુરૂ બ્રહ્મનાં ચરણ ઉપાશીએ, સેજે શોક સમુલો ટલીજાય; વચન સત્ય માનિયે. ૧ જે કોઇ પ્રેમે પિયેરે પગ ધોઇને, ઉઠ કોડ તિરથ તેને થાય. વચન સત્ય માનીએ. ૨ જગ્ન લક્ષ તે પ્રેમ પ્રસાદમાં, ભુક્તિ મુક્તિ તે સેજમાં હોય. વચન. ૩ જે કોઇ પ્રીતે કરીને પ્રવર્તશે, દેહ દરશી દખે નહીં કોય. વચન. ૪ શુદ્ધ ચૈતન સાક્ષિ તત્વ મસિ, સદા સમરણ એક રસ જ્ઞાન. વચન. ૫ આઠે આવ્રણ પારથ પરમાત્મા, નહિ આદ્ય મધ્ય અવશાન. વચન. ૬ રૂપ રમણ સગુણ સોઇએ સદગુરૂ, જેને નિગમ નિરંતર ગાય; વચન. ૭ કહે પ્રિતમ પદ રજ પરસતાં, દુઃખ જન્મ મરણનું જાય. વચન. ૮ પદ ૨૨ એવા અખંડ અમર વર હું વરિ, ફરિ પડવું નહિ ભવ ફંદ. અખંડ. ૧ જેનું રૂપ સ્વરૂપ સોયામણું, ધણો અખિલ લોકનો આનંદ. અખંડ. ૨ જેને વરવા તીરથ તપ આચરે, ધરે ધ્યાન તે જોગ વૈરાગ અખંડ. ૩ કરે કાશિ કેદાર હિમાલે ગળે, તજે રાજ સર્વ સુખ ત્યાગ અખંડ. ૪ વરતિ તિન લોકમાં કોઇક આચરે, એવા સૂરવિર ધ્રડ ધિર અખંડ. ૫ ભૂમિ ગૌ પદ ગગન ગુંજામણિ, સાત સાગર અંજલીનું નિર. અખંડ. ૬ એવી એજ બનાવે બહુ ભાત્યના, કાઢિ સકે નહિ સતિ કેરો વેશ; અખંડ. ૭ સતિ સ્વાંગ ધરે તે નિશ્ચે બળે, કરે પાવક માંહી પરવેશ; અખંડ. ૮ પ્રેમે પામિ પતિ પરમાતમા, રહિ રૂપમાં

એક રસ લિન. અખંડ. ૯ સ્વામી પ્રિતમનોરે સભર ભર્યો, સિંધુ અમૃતમાં મન મિન. અખંડ. ૧૦ પદ ૨૩ સંતની સેવા કીજીયેરે સુખ આતે કરીને, દેહ કૃત્ય ટાલીને બ્રહ્મને નીહાલીએ; પ્રેમ નેમ નિત્ય પાલીએરે, સુધ ભાવે કરાને. ૧ ચરણોદક પીજીએને પ્રસાદી લીજીએ, તન મન વારિ દિજીએરે. સુખ. ૨ પાંન ચવરાવીએ ને ચરચા ચલાવીએ, પ્રેમની ગોષ્ટિ બનાવીએરે. સુખ. ૩ તાળાં ટૂટશે ને બંધન છૂટશે, ભ્રમની ગાગર ફુટશેરે. સુ. ૪ શંશે સમાવશે ને હરિ ઓળખાવશે, પ્રિતમ પ્રેમ ઉપજાવશેરે. સુખ. ૫ પદ ૨૪ સંત ભગવંત એક રૂપ છેરે, બીજા ભાવ ન આંણો; એક રૂપ જાંણશે તે મહારસ માણશે, તે શાને મત તાંણશેરે. બીજા ભાવ ન. ૧ જેમ પુષ્પ વાસના ને અંતર અંબ કાશના અખંડ બ્રહ્મનિ ઉપાસનારે. બીજા. ૨ જેમ સિંધુ એક છે ને લેહેરી અનેક છે; જોયામાં જુજવો વીવેકછેરે. બીજા. ૩ જેમ મહારે હેમ છે સંત હરી રામછે, પ્રિતમ પ્રભુ શુ નીત પ્રેમછેરે; બી. ૪ પદ ૨૫ જન્મ કરતારથ કીજીએરે રહિએ સાધુનિ સંગે, સત સંગ સાર છે એ તત્વ વીચારછે; ભજતાં ભવનો પારછેરે. રહિએ સાધુની સંગે. ૧ પ્રેમ રસ પીજીએ ને, કોઇથી ન બીજીએ; દેહ ધર્યાનો લાહાવ લીજીએરે. રહીએ. ૨ સાધન શું કરે ને સીદ કુટી મરે, સત સંગે ક્ષણમાં તરેરે; રહીએ. પ્રીતમ પરમારથી હરીના હેતારથી, તે છુટા સંસારથીરે; રહિયે. ૪ પદ ૨૬ જ્ઞાન ગંગામાં ઝીલીએરે, નીત નેહ ધરીને; પાતિક પ્રજલે મેલ મનનો ટળે, સચ્ચિદાનંદ સેજે મળેરે. નિતનો. ૧ જીવપણું જાયછે ને આત્મા દરસાયછે, કાગ ટળીને હંસ થાયછેરે; નીત. ૨ નાજાનંદ ઉપજે ને બ્રહ્મ ભાવે ભજે, વીશે વીકાર ન લાગે રજેરે; નીત. ૩ અખંડ અદ્વૈત છે ને સુખ અપાર છેરે, પ્રીતમ પરમ પદ સાર છેરે; નીત. ૪ પદ ૨૭ સુખની સીમારે શી કહું, હરિ ગુરૂ સંતની મેહેર; આનંદ સાગર ઉલટ્યો, યેછે લીલારે લેહેર; સુખ. ૧ જેને માટેરે જોગીયા પુરે વનમાંરે વાસ, સાધન સાધે બહું ભાતનાં; કષ્ટે કરતા સંન્યાસ. સુખ. ૨ પુરણ રૂપે પુરી રહ્યો, આપે આતમરામ; બાહ્યાભિતર ક્યાં કહું, ઠાલા દેખુ નહિ ઠામ; સુખ. ૩ પડદો છુટ્યોરે પંચનો, તુટ્યું ત્રણેનું તાણ; ચિદઘન સાગર કલોલમાં; ઝીલે સુરતી સુજાંણ. સુ ૪

દેશકાલ દરશે નહિ, આગમ વર્ણ વીકાર; માયા કાલ ને કલ્પના, ડુબ્યો આપે અહંકાર. સુ. ૫ જાગ્રત સુપ્ન સુષોપ્તિ, તુરીયાથી છેરે પાર્ચ; એમાં કહેવા પણ ગ્રેહવા નહીં, સાચો સહુનો આધાર. સુ. ૬ વાંણી વીલસીને ત્યાં ઠરી, નેતિનેતિ કહે નેટ્ય; સુધિ સુરિતિ તાંહાં જૈ મલી, મલતાં રસ બસ ઠેટ્ય. સુ. ૭ દરિયો દેશથી ઉલટ્યો, પુર્ણ સ્ફુરેયું આકાશ; લેહેરિ ઉઠી આનંદની, બીજો ભાસે નહિ ભાસ. સુ. ૮ કેવલ્ય વસ્તુતો એક છે, વેદે છાપીછે છાપ; ત્વંપદ તત્પદ વાંચને, તજતાં આપેરે આપ. સુ. ૯ મોહોટો મર્મ માહા વાક્યનો, લક્ષે લીજેરે લાવ; લક્ષા લક્ષી જુદો નહિ, ભિન્ન ભાસે નહીં ભાવ. સુ. ૧૦ જડતા દીસે નહીં જીવની, ખોળે ખોટુંજ થાય; વરિ સકટ વિચ્યારતાં, કેવળ કાટ કહેવાય. સુ. ૧૧ ભુલ્યે ભાસતુ કાર્યંસુ, જેવો સ્વપ્ન વિલાસ; ભાજી મનનિ બાધી ઠરી, મન નહિ પોતાની પાસ. સુ. ૧૨ ભારે ભાગ્યશું વિનવું, ધન્ય ધન્ય ગુરૂજીની વાંણ્ય; ધન્ય ધન્ય શાસ્ત્ર વેદાંતને, જેથિ લાખેણી લાંણ્ય સુ. ૧૩ આનંદ સાગર અખંડમાં, પુરણ પુરૂષોતમ રંગ; ગ્નાન મહા રસ માણજો, સદગુરૂ સંતની સંગ. સુ. ૧૪ પદ ૨૮ સાચા ગુણ કહીયે સંતના, અવિગલ પદના દાતાર; નાવ ચડાવે હરિ નામને, ઉતારે ભવજળ પાર. સાચા. ૧ અમ્રિત સરખી વાણી વદે, જીવના અનુગ્રને કાજ; હરિના સંત દયા કરે, તારે મિટે મહારાજ. સાચા. ૨ મિહિમિટે માયા કરે, થાએ આનંદના ઓઘ; દલની દુબધ્યા તે દુર ખશે, લખચોરાશિના રોગ. સાચા. ૩ જોખમ ટાળે જમદૂતનું, આપે ભક્તિનું દાન; અંતર અનુભવ ઉપજે, પ્રગટે આત્મગ્નાન. સાચા. ૪ રિધ્ય સીધ્ય હરિ નામમાં, તે આપે હરિદાસ; ત્રિવિધી તાપ તે પરિપલે, ટાળે માયાના પાસ. સાચા. ૫ ગ્નાન ભંડાર ઉઘાડવા, કુંચી આપે હરી જન; અનુભવ ઉઘડેરે ઓરડા, હિરા મોતી રતન. સાચા. ૬ સાધન સાધે હરિ પામવા, તે ફળ આપેરે સંત; સફળ સમરધિ પેર સંતને, આણે ભવ કેરો અંત. સાચા. ૭ શબ્દ શિરોમણી સંતના, પ્રાગા ગ્રહે જે તું આજ; અનુભવ રાખેરે આત્માનો, કરવા પુરણ કાજ. સાચા. ૮ પદ ૨૯ હરિહરિ જનને હૃદે વસે, અદક્ષણુ અલગો ન થાય; હરિજનને રૂપે થઈ, પોતાના ગુણરે ગાય. હરિ ૧ સતામાત્ર સકલ વિષે, સોળકળા પુરણ સામ; પ્રગટ હરિજનને રૂદે

બોલાવ્યા બોલેરે રામ. હરિ. ૨ ક્રોધિ ક્રોધ વાપી રહ્યો, અંતે રાક્ષસ થાય; હરિહરિ જનને મળી રહે, હરિમાં હરિજન સમાય. હરિ. ૩ પુબ પુઠળ ફળ સદા, તારે પુર્ણ કામ; પ્રથમ હરિજનને મળે, પછે સુંદર સામ. હરિ. ૪ અજ્ઞાને અધા બહુ આફળે, ભિતેં કુટેરે શિશ; બાળ વિના ભટકી મરે, હરિજન પાસે જુગદીશ. હરિ. ૫ જે હરિ પામ્યા વળી પાંમશે, કરતાં સાધુનો સંગ; કહે પ્રાગો તે હરિ પામિયા, જેનેં સંતની સંગ. હરિ ૬ પદ ૩૦ ઉત્યમ અવસરરે આવીયો, સુંદીર મનષા અવતાર; ભાવેભક્તને ભેટીયે, ઉતરીયે ભવરેપાર. ઉત્ય. ૧ તતબર થઇને તે કરે, હેડું રાખીને હાથ; કર્મ કલેશને પરહરી રહેજો સંતોની સાથ. ઉત્ય. ૨ પુરવ પુન્ય પ્રતાપથી, હરીજન ઝાલે જો હાથ; હેડોથાયે હરી જનનો, ભેટે નીરગુણ નાથ. ઉત્ય. ૩ ત્રિવિધિ તાપે ડાઝે બલે, હરી-જન શરણે જો જાય; સિતલતા આવેરે અંગમાં, ગાત્ર નવ પલ્લવ થાય. ઉત્ય. ૪ જોખમ ટાળેરે જમનું, મરણ જન્મનોરે માર; ચૌદભવનમાં મુગતા ફરે, માથે હરિજન આધાર. ઉત્ય. ૫ કાલા ભુસેરે કરમના, કુંમકુંમ કેરા લખાય; વાલા લાગેરે લાલને, હરિજન મહારસ પાય. ઉત્ય. ૬ સાધુસંગ ઈછેસદા, બ્રહ્મા વીશ્નુ મહેશ; સદા સુખ સંતના સંગનું, પુરણ પદ એ પરવેશ; ઉત્યમ અવસરરે આવીયો. ૭ ઉગરવાની આશાકરે, તોપ્રાગા સંતને સેવ; ઉલટ અંગે આંણી ઘણો, મળશે દેવાધી દેવ; ઉત્યમ અવસરરે આવીયો. ૮ પદ ૩૧ અનહદ ગડગડીયાં નીશાન, શુન્ય મડંલમાંરે નેજા ઝલકિયા;રવીસશી ઉતારેછે લુણરે, પરાત્પરથી પિઉજી આવીયા. ૧ જ્ઞાનની પાલખીયે બેશી, અનુભવ ચમર કરે ચોપે કરિ; વીશ્વાસ વાડીમાં ઉતરીયા, પ્રથ્વીગલે ચારે મુક્યા પાથરી. ૨ સંત સિંગાસનમાં વિરાજ્યા, મોતિડાંના તોરા લલકિયા; ગગન મંડલમાં તંબુ તાણિયા, ઝગમગ ઝગમગ હીરા ઝલકીયા. ૩ ઝલા બિંબ અખંડાકાર, ભાર અઢારે ઓપ ધરીયા; પ્રાગાના સ્વાંમિ સુંદર વર, સભર ભરાભર ભરૈ રહ્યા. પદ ૩૨ આજ ગઇતિ અગમપુરીમાં, ગમતિ ગોઠયું કિધિ જોને; હીરા મોતિ માણ્યક મણીયે, મન ગમતી મેં લિધિ જોને. ૧ રંનાદે સ્વામિનો સ્વામિ, આ નજરે મે વ્યાહાલો જોને; ચંદ્ર સુરજના ઘરમાં જઇને, બ્રહ્મ અદરેસી ભાલ્યા

જોને. ૨ સુખ્મણા રાણી સંગે સહિયરયું, સોભાનો નહી પાર જોને; સાચા દેવળ વાલા સંગે, અરચે તે અપાર જોને. ૩ પાંચે શબ્દ અનહદ વાજે, ઘોરે ભેરીને ફેરિ જોને; હદ બેહદ્ય પરાને પારે, તે ઘરમાં જઇ લેરી જોને. ૪ ત્વંપદ તત્વ અસિપદ આવી, એહેસી પદમાંહે બોલુ જોને; ઇંડપાર આગે આનંદી, તે દરવાજો ખોલુ જોને. ૫ સમ સાધનથી ઉરમી ઉઠિ, આવરણ વીક્ષેપ વામી જોને; મુક્ત મુમુક્ષુ માહા સુખ માણે, કૈવલ પદને પાંમિ જોને. ૬ જલહલ જલહલ જોવા સરખો, જબ્યમ જોગી જડિયો જોને; કહે ઇશ્વરીયો અખંડાનંદ ઘર, તે ઘરમાં જઇ ભળિયો જોને. ૭ પદ ૩૩ ઇંગલા પિંગલા સુખ્મણા નાંડી, ઉનમુની આસન વાળી જોને; ધાતા ધેનું ભાંનજ ભુલિ, બ્રહ્મ નિરગુણ ભાલિ જોને. ૧ જહદા જહદ સરવે જાણી, પરા પારમાં પેઠિ જોને; હસ્તામલ હરિ રાજ જણાયા, આપે અલખ થઇ બેઠિ જોને. ૨ બુંદ બપૈયા હરલ કીલકડી, ટેકે મનડું બાધું જોને; ક્ષર અક્ષર પરાને પારે, રત્ન અમુલક લાધું જોને. ૩ સભર સમાધિ ત્રાટકવાળા, પાતાં જલિયા પેખે જોને; સેજ સમાધીવાળા વિરલા, લાખુમાં કોઈક રખે જોને. ૪ હંસ પરમ હંસ હવે થઈ હુંતો, આવન જાવન ઉલું જોને; કઇ કાળનું ધુચાયું ભોકડું, કાશ મટિ ગઈ ખુલું જોને. ૫ મત મરગીયા ભડલ ચલાવી, આપે ઉંધું વાળુ જોને; અધ ઊરમિ ઇક્ષણાને મારે, રતન અમુલક રાળુ જોને. ૬ કહે ઇશ્વરીયો અલખ તમાસો જે વીરલા કોઇ જાણે જોને; ચરાચર વ્યાપીક અણસંગિનિ મરજીના કોઇ માણે જોને. ૭ પદ ૩૪ સાંભળ્ય સૈયર સદગુરૂ મલિયા, પૂરવ જનમનિ પ્રીતે રે; સંચિત ક્રીમાણ નાંખ્યું ટાલિ, પ્રારબ્ધ એનિ રિતે રે. ૧ ચોરાસિનો ચાલ મટાડયો, બેહદ્ય ઘરમાં વાસી રે; અષ્ટાદશ આંગણીયે ઉભી, મુક્તી જે પેર દાસી રે. ૨ મન રાજાનિ ફોજો મારી, જીતી ડંકા દીધા રે; ક્ષર અક્ષર મુકિને આઘે, અટલ વિહારિ લિધા રે. ૩ પરવરતિનુ પીયર માયા, મુલ નાખ્યો મોડિ રે; સમતા અળુમાં દરસોયતો, નિવરતિનિ જોડી રે. ૪ હદ બેહદનિ હાટી ઉપર, હિરામણિયો હારો રે; વિજને વરખ્યા ઘનઘંટા ગાજે, વાલમ ઉપરચ વારોરે. ૫ દશ નાદે દડ-

વડિયા ડંકા, દરખ હવાઈ છુટે રે; નાળોને જંજાળો જોને, ટાંકા જાતાં તુટે રે. ૬ અજપાં ચમર કરતિ ફરતિ, પેહતિ વરતિ રાખો રે; ધાતા પેઇ એક થઇને, નિર્ગુણ નગરી દાખો રે. ૭ સાતે સાગરનો તે સ્વામિ, આઠમો અરણવ આવો રે; ગુરૂનિ ગાદિ જન ઇશ્વરિપો, તે નિશાણિ લાવો રે. ૮ પદ ૩૫ સદગુરૂ સંગે સાન અંગામાં, હું તો જઇને નાઇ રે; તે દહાડાનિ હરિવર સાથે, કિધિછે સગાઈ રે. ૧ મન ચેતનનિ ચોરી માહી, મોહન વરને મેલિ રે; સાચા ગુરૂની સંગે હું તો કરતિ માંહી કેલી રે. ૨ આતમ રાજા બુદ્ધિરાણિ, વેદાંતનિ વાણિરે; ક્ષર અક્ષરને પારે બોલું, રંગમોલ રેઠાંણિ રે. ૩ સુક્ષમ વેદનિ સંગે હું તો, ગુપતને પ્રગટ જાણુંરે; અવરણ વરણીં વરણ્યો નાવે, માહાર સમેવા માંણુંરે. ૪ પરમ સનેહિ પદનેં પામિ, હિરામણિયો હાટિરે; કોટીક અરકનિ ઉપર એતો, બાંધિ મેહલ ઘાટિરે. ૫ પૂર્વ જન્મનિ પ્રીતસ હુતિ, કોલ કરયો તે પાહ્યોરે; જન ઇશ્વરીયા જાણ્ય જોમિ, આજ નજરે મેં ન્યાલો રે. ૬ પદ ૩૬

સુખની સીમા શિ કહું સહીયર, વિત્યા દિવશ વળીયા જોને; કિપાના સાગર ગુરૂ મળીયા, અટલક થઇને ટલિયા જોને. ૧ સોનાના સુરજ ઉગિયા, સપરમો દિવશ જોને; કીરતારથ કીધાં વાલે, સકલ થયો જનમ જોને. ૨ દ્રષ્ટિમાં નાવે નીગમ ગાવે, વાણિ રહિત વિચારજોને; સદચ્ચિદ આનંદ જેને કહીએ, રેહે નવધાથી ન્યારો જોને. ૩ નવધા માંહી નહિ નીમડો, દશધામાં દેખાસે જોને; અચળો રસછે એહેની પાસે, પ્રેમીજનનેં પાસે જોને. ૪ મનના મનોરથ પુરેચા, સદચ્ચિદ આનંદ પામી જોને; ભલે મળ્યો પ્રાણનો સ્વામી, વૃહે વેદના વામી જોને. ૫ પદ ૩૭ સત સંગતમાં હરિને રંગે, મન મારૂં રંગાયું જોને; મોહ નિશાયે સુતો જાગ્યો, વિવેક વાણું વાયું જોને. ૧ ઘુડનિ દ્રષ્ટે રાત રહિતો, દિનકરનો શો વાંક જોને, સ્વાંતે છિપે મોતી નિપજે, ખાલિ રૈ ગ્યા શંખ જોને. ૨ સ્વાંતિનો હલાહલ અહિમુખ, ના મુકે વિષ ડંક જોને; સંસ્કારનો પરિમલ જોરે; લિખ્યા વિધાતાયે અંક જોને. ૩ વધરાવણનો કરિને આવ્યો, ભભિક્ષણને લંક જોને; નિમિત વિના ગુણ દોષ ન થાયે, જેમ પંકજનેં પંક જોને. ૪ જલ નિરમલછે સહુથી ન્યારાં, નથિ લાંબા ટુંકો વંક જોને; ચિદનો અંસ તે જીવ કેવાણો, તેને વળગ્યો કલંક જોને. ૫

સાકર મલપણ સહુને આપે, પિતરોગીને કડવિ જોને; પિસાચણિયે કંઠજ સાયો, વળગિ અવિદ્યા ભડવિ જોને.૬ કોયક જનછે બડ ભાગીઆ, તેનાં પુરણ ભાગ્ય જોને; સદગુરૂ કેરાં વાયક સુંણિ. ઉપજ્યો દ્રઢ વૈરાગ જોને, ચૌદ લોકનું સુખ બ્રહ્માદિક, તેને લાગ્યું ઝેરજોને; અમૃતના ઓટકારેજ આવે, તે ક્યમ ખાયે ઝેરજોને. ૮ કામધેન જેને ઘેર દુજે, તે કેમ પાલે બેડ જોને; બ્રાહ્મણ કેરી પંગતી આગળ, કેમ કરી આવે ઢેડ જોને, ૯ કામ કરોધને મદ મછર, એ જેનિ જાતિ નિચ જોને; એ અભડાવે સહુનાં અંતર, જાણિ ત્યાગ્યા નિચ જોને. ૧૦ અધિકારીને અણ અધિકારી, એનાં લક્ષણ ભાખ્યાં જોને; રામદાસના સદગુરૂ સંગે; એક રાખ્યાં એક નાખ્યાં જોને. ૧૧

પદ ૩૮ હરિજનને વાલો સંત સમાગમ, જિવને વાલિ માયા જોને; માયામાં વેંટાયો પ્રાણિ, ભવમાં ગોથાં ખાય જોને. ૧ બ્રહ્માનંદનું મહા સુખ મેલિ, વિષયાનંદને ધાયો જોને; સુધાનંદનો સિંધુ ત્યાગિ, મૃગત્રશ્નામાં નાયા જોને.૨ ઉસને મોતિ હાર ન થાય, સહુને મન એ ભાયાં જોને; દિસંતાં એ ઝલકે રૂડાં, રવિ ઉગે વિલાયાં જોને. ૩ સુત વિત દારા અલપ સુખ્યે, મધ્યાન કાળની છાયા જોને; એક એકને સહુ મલિ ફોલે, જેમ વિંછણનિ કાયા જોને. ૪ મુકિત ન પ્રછે આપ ન પ્રિછે, સિખ્યા કીરતન ગાયા જોને; નિખ સિખ સુધી ભરિ અવિદ્યા, વાતાંમાં બંધાયા જોને. ૫ જિવન મુકતા મૃતક સાધો, તેનો નહિ વિશ્વાસ જોને; કરતવે મોટી સીધિ આપે, તેનાં થાએ દાસ જોને. ૬ થોડિ સેવા કરિ ઘણું માગે, વચનનિ રાખે આસ જોને; એવા જનને સાધુનિ સંગે, જ્ઞાન ન થાય રામદાસ જોને. ૭

પદ ૩૯ હાહારે રે શખ્યિ માહાવાયકનો મંત્ર સુણિને, હુંતો મોહનિદ્રાથિ જાગિરે; મારે સદગુરૂએ અંજન આંજિયાં ત્યારે, મમતા ઉરમિ ભાગિરે. ૧ હારે સખ્યિ દ્રષ્ટે પડ્યો મુજ વાલમો, જે દેશાંતર હુતો ધાતિરે; ખોલિ જોતાં જડ્યો જોરે આપમાં, હવે ઘર મુકિ નવ્ય જાતિરે. ૨ હારે દેહને દેહના સંબંધિ, સઉ ચિદ અંશનાં સંગારે; ધિચિદ અંશનો વંશ ગયો જ્યારે, ચિદ સ્વેવર અણલંગિરે. ૩ અબલાનો અવતાર ગંધિલો, લોક પક્ષણાનો ભરિયોરે; હેરે તેનાં અંતમાં આજ આવિને, બ્રહ્મરસ

ડાંશિને ઠરિયોરે. ૪ પુંન્ય તણો શો પાર વખાંણું, મુને મળીયા સદ-ગુરૂ દેવરે; તનમન અરપિ શિષ્ય સમરપિ, કીજે તેનિ સેવરે. ૫ નરનારિની ભાન ટળિને, પોતે રયો અવિનાશિરે; ત્રીગુણ પટ ઘુંગટ ખોલિ પડદો દેહા અભિમાનનો તોડિરે. ૬ શુંન્યાતિત શુંન્યમાં નીરખ્યું, સમરથ કંથનિ જોડીરે; પુરૂષ પ્રકરતિ મુજ વરમાં, એ થયાં ન ક્યારે થાશેરે. ૭ મુજ સહીત આ વિશ્વ સત્રળો, આરોપણ ભ્રમ ભાશેરે; રામદાસના સદગુરૂ સંગે, નિજવર લિધો હેરિરે. ૮ પદ ૪૦ દેશિફ્રેર. ભજન કરિ ણો ભાવેરે ભવ ભટકણ ભાગે, સંસાર સાગર તરતારે ક્ષણુ વાર ન લાગે. ૧ માયા મોહ નિદ્રામાંરે, ગાફલ શું ઘોરે; પાંચ ચોર વસે પાસેરે, આત્મ ધન ચોરે. ૨ અચેત શું ઊંઘેછેરે જોને આં-ખ્ય ઉઘાડી, વેગે વણશિ જાશેરે કાયાનિ વાડિ. ૩ ચેત ચિદાનંદ મળશેરે ટળશે અંધારૂ, આ અવશર છે રૂડોરે હોય કારજ તારૂ. ૪ મહાપુરૂષનો મારગરે તે પગલાં સાજે, પ્રિતમ પ્રેમ ધરિનેરે હરિના ગુણ ગાજે. ૫ પદ ૪૧ જન સદગુરૂને ચરણેરે, સહુ સંસે હરશે; જીવ દશાને ટાળિરે, હરિ સરખો કરશે. ૧ ઉગ્ર દશા અનુભવની રે, છે સમ-ઝણ મોટિ; મન કંચનને કસવારે, ગુરૂ જ્ઞાન કશોટિ. ૨ હોય હેમ લોહ કેરૂંરે, જેને પારસ પરસે; થાય મહા મુક્તાફળરે, જળ સાંતિ વરસે. ૩ છિપ રહે સાગરમારે, જેમાં મોતિ નિપજે; જ્ઞાન મિનકા પરસેરે; તેને રત ઉપજે. ૪ એમ સતસંગે નર સમજેરે, સહુ દુખધ્યા જાય, પ્રિતમ તે પ્રાણિનુંરે, સર્વે કારજ થાય. ૬ પદ ૪૨ કરેચ હરિ સ્મરણ સાચુરે કાચું તન તારૂ, મનથિ મુકિદેનેરે માયાનું લારૂ; માયાછે માહા ઠગણીરે ઠગવિદ્યા કરશે, જ્ઞાન ધ્યાન પ્રૌઢ ધિરજરે હેલામાં હરશે. ૨ માયા બંધન બહુછે રે તેને તું તજને, મોહ ઉપજાવે સહુનેરે સુરિનરે મુનિ અજને. ૩ અતિ અપાર બલ માયારે ડાહ્યા જન જાણે, જેણે પ્રભુ ગુણ ગાયારે તે ભે નવ્ય આણે. ૪ ભજન પ્રતાપે ભવજળરે ગૌપદનિ પેરે, અખંડ અભેપદ માણેરે આનંદનિ લેરે. ૫ સદા સર-વદા સુખમાંરે દુખને નવ્ય દેખે, પ્રિતમ સર્વે પ્રભુનુંરે પરમારથ લેખે. ૬ પદ ૪૪ જે પરમારથ પ્રિછેરે, તેને પાપ ન પરસે; રૂપ અનુપમ હરી-નુંરે, સચરાચર દરસે. ૧ સહુ સામગ્રી હરિનિરે હરિના વૈભવે, હરિને

સમરપણ કરિનેરે ઉગરતુ લેયે. ૨ સાચેરાચે રશિયોરે પરપંચ પરહરજે; હેતારથ હરિજનસુંરે દુરિજનથિ ડરજે. ૩ હું મારૂં હરદેથીરે ટાળિને રમજે, વિશ્વ આત્મા વિશ્નુરે નિરખિને સમજે. ૪ અસત અન્યાય નવ્ય કિજેરે સતવચન ઉચરજે, પ્રિતમ પ્રેમ ધરિનેરે પ્રભુજીસું મળજે. ૫ પદ ૪૪ દેશિફર હરિની મારગછે શુરાનો નૈકાયરનું કામ જોને, પ્રથમપેલુ મુસ્તક મુકી વળતિ લેવું નામ જોને. ૧ સુતવિત દારા શિશ સમરપે તે પામે રસ પીવા જોને, સાગર મધ્યે મોતી લેવા માંઈ પડા મરજીવા જોને. ૧ મર્ણું આગમે તેભરે મુઠી દલનિ દુગધા વામેજોને, તીરે ઉભા જુવે તમાસા તે કોડી નવ્ય પામેજોને. ૩ પ્રેમપંથ પાવક-ની જ્વાળા ભાળિ પાછા ભાગે જોને, માંહિ પડ્યા તે મહાસુખમાણે દેખનારા દાઝે જોને. ૪ જીવન મુક્તા જુક્તિ જાણે જેને હરિનું ધ્યાન જોને, મહારસ તે મરજીવા માણે મુક્તિ મનનુ માન જોને. ૫ રામ અમલમાં રાતામાતા, પુરા પ્રેમી જન જોને, પ્રિતમના સ્વામિનિ લીલા, નિરખુ નિશિદિન જોને. ૬ પદ ૪૫ સંત કૃપાથિ છુટે માયા, કાયાનિરમળ થાય જોને, સ્વાસો સ્વાસે સમરણ કરતાં, પાંચે પ્રાયશ્ચિત જાય જોને. ૧ કેશરિકેરે નાદે નાશે કોટિ કુંજરનાં જુથ જોને, નારાયણ ને નામે પામે ત્રાસ જમના દુત જોને. ૨ અગ્નિને ઉધેઈ ન લાગે; મહામણિને મેલ જોને, અપાર સિંધુ મહાજળ ઉડાં; મરમી ને મન શેલ જોને. ૩ બાજીગરની બાજી તેતો; જંબુરો સઉ જાણે જોને, હરિની માયા બહુ બળવંતિ; સંત નજરમાં નાણે જોને. ૪ સંત સેવતાં સુક્રિત વાધે; સેહેજે સિજે કાજ જોને, પ્રિતમના સ્વામિને ભજતાં આવે અખંડ રાજ જોને. ૫ પદ ૪૬ રામ રામ રટોને પ્રાણી, આણિ પુરણ પ્રીત જોને; કાચિ કાયા કાચની કુંપો, સ્વપ્ના સરખિ રિત્ય જોને. ૧ નાનામોટા જળ પરપોટા ફુલ્યાફુટિ જાય જોને; એવા આ માયાના ઘાટ, ઉપજે ને અલપાય જોને. ૨ સિંધુ સરખાં દિસે ભાસે, ઝાંઝવાંનાં નીરજોને; પ્યાસા પીધે નવ્ય જાયે; લેશ નહોય હિરજોને. ૩ ગંધી દેહનો ગર્વ ન કિજે, વણસતાં નહિ વાર જોને; કાગ કિટકે કુકર ખાયે, અંત્યે હોય છારજોને. ૪ દેહતણું અભિમાન તજીને; ભાવે ભજિયે હરિને જોને, પ્રિતમ પ્રેમે પાવન થૈયે, ધ્યાન પ્રભુનુ ધરિયે જોને. ૪ પદ ૪૭ સંત

સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમજોને, જે ધાતુને પારસ પરસે; તેતો હોયે હેમજોને.૧ કાંસું કથિર હેમ નહોયે, કોટિપારસ પરસે જોને; શુન્ય છિપતે ઉપરય નાવે, સ્વાંતિ સોમણ વરસેજોને. ૨ જેહેના અવળા અંતઃકર્ણ, તેને સમજાવ્ય નાવેજોને, અચેતને ઉપદેશન લાગે, શિવ બ્રહ્મા સમજાવે જોને. ૩ કબુદ્ધિ કાલપ્ય જેને રૂદે; તેને ન લાગે રંગ જોને, અહિ ઉજળા કેમ ન થાયે, જઈ ઝકોળે ગંગ જોને. ૪ કુશકા કુટે સું થાયે; કણ ન મળે તેમાંથી જોને; મંદ અભાગી મુરખ નરને, સમઝણ આવે ક્યાંથિ જોને. ૫ પાપીને પરમોદ ન કરિયે, મુન્ય ગ્રહિને હઇયે જોને, કહે પ્રિતમ તુલશિ દલ તોડિ, પ્રેત પુજવા નવ જઇયે જોને. ૬ પદ ૪૮ સાંભળ્ય સૈયરે સુરતા રાણિ. આજ અનુપમ દીઠું જોને, જે દીઠું તે જોયા સરખું, અમૃત પે અતિ મીઠું જોને. ૧ દ્રષ્ટમાં નાવે નિગમ ગાવે, વાણિ રહિત વિચારો જોને; સચ્ચિદાનંદ તેજને કૈયે, રહે નવધ્યાથિ ન્યારો જોને. ૨ નવધામાં તો નહિ નિવેડો, દશધામાં દેખાશે જોને; અચળો રસછે એનિ પાસે, પ્રેમિજન પાસે જોને. ૩ કેવલ બ્રહ્મ અનુપમ લીલા અસંખ્ય જુગના એવા જોને; જોગ જગન ને જપતપ તિર્થં. માનવિયુંના મેવા જોને. ૪ આવે ન જાવે જાવં ન આવે, નહિ ભરેચો નઇ ઠાલો જોને; ન્યમના ન્યમછે ત્તમના ત્તમછે, વધે ઘટે નઇ વાલો જોને. ૫ પૂર્ણ બ્રહ્મ પુરૂષોતમ પોતે, અપાર ગતછે એનિ જોને; ક્ષર અક્ષરથિ એ પદ અળગું, ચિતમાં ગાજે સેનિ જોને. ૬ હું તું મટસે દુગ્ધા ઘટશે, નિરભે પદ હું પાંમી જોને, ભલે મળ્યો રણછોડનો સ્વામિ, રહ્યો હૃદામાં જામિ જોને. ૭ પદ ૪૯ દેશિઢૂર હરિ ભજ્યરે તુ પામર પ્રાણિ, માન્ય શીખામણ્ય મારિ; ઘર ધંધાને વાલે વળગ્યો, સીગત્ય થાશે તાહારિ. ૧ ગુરૂ ગોવિંદનો રંગ ન લાગ્યો, માયા મદમાં મોયો; ધીકધીક પ્રાણિ જિવત તારૂ, એલ્યે અવશર ખોયો. ૨ અમુલક અવસર કોડિ બદલે, જાવા દિધો ભાંડે; હરિ હીરો ચિંતામણિ મોટો, તાંણિ ન બાંધ્યો ગાંઠયે. ૩ માનવિમાંનો અવતાર પામિ, કેહે શું સાધન કિધું: લખચોરાશી ફેરાનું દુઃખ, મરવા માથે લીધું. ૪ કુળ કુટંબને મારગ ચાલ્યો, લોકડિયાંનિ લાજે; જોમનિયાને મટકે ચડિયો, વરણાગિને કાજે.૫

સંસાર સુખના સ્વારથ માંહે, વણસાડ્યાં કારજ તાહારાં; ધુમાડાના બાચકા ભરવા, ઉલેચ્યાં અંધારા. ૬ સુપના સરખાં સુખડાં માટે, આખી ઊંમર ખોઇ; દીન લાખેણા હરિ ભજવાના, કામ્ય ન આવ્યા કોઇ. ૭ સમજુને સીખામણ્ય લાગે, મુરખને મન હાંસી; કહાનજી કેવલ બ્રહ્મ ભજ્યા વિના, ન ટળે જમનિ ફાંસી. ૮ પદ ૫૦ મનુષા જન્મ ઉત્તમ ખેતર પામિને અપરાધિ, આતમ સાધન કાંયેન કિધું; દેહદશા સી સાધિ. ૧ પોકારે ઘડિયાલિ ઘડિયેં આવરદા ઓછા થાયે; ક્ષણું ભંગુર દેહ કુંભછે કાચો, ઠબકે વણશી જાયે. ૨ દશ મસવાડા માહા દુઃખ પામ્યો, માના ઉદર માંહે; તે દાહાડા તુને ક્યેમ વિશરિયા, મુરખ ચેત્યો નહી કાંહી. ૩ જીવને જોખ્યમ ઉપજાવિ, ભવની ધાંણિએ ધાલ્યો; અવર જનમતો ક્યારે પામિશ, આતો હારો આલ્યો. ૪ કુટંબ મલિયું આપ સ્વારથિ, કોયે ન આવે સાથે; વલગ્યાં આવે સુકરિત દુકરિત, જે કિધાં હોયે હાથે. ૫ જન્મ મરણનું કરવત વેરે, લખ ચોરાશી સંચારે; પાપ પુન્યનાં લેખાં ભરવાં, રવિસુતને દરબારે. ૬ સદગુરૂજીને ચરણે જાને, ત્રિવિધિ તાપનો દાધો; કહાનજી તે નર જુગમાં જીત્યા, જેહેનું ગુરૂ ચરણે ચિત બાંધો. ૭ પદ ૫૧ આ અવસરે જંજાલી જીવડા, કેહે શું સાધન કિધું; હરિકથા મુખ માંહે ન બોલે, રસનાએ તાલું દિધું. ૧ કુલ કુટંબના ધંધા માંહે, માયાયેં ભુરકિ નાખ્યો; તે દિવસે ભુલો પડયો, દેખત ફુટિ આંખ્યો. ૨ હટવાડાનો અંજાયો, કાજળને ઓધે પેઠો; સાચા વેપારનો લાભજ હણવા, બાદલિ પેઢિયે બેઠો. ૩ સદગુરૂ ઉપર વાલપ્યન થયું, વણસાડિ વાતડિ મુલ; હરિ હિરો અમુલક હાર્યો, પડિ મુખડામાં ધુળ. ૪ સંસાર સાગર તરવાને, સદગુરૂને ચરણે રહિયે; કહાનજી જન્મ સફળ કરવા, રસનાયે હેરિ કહિયેં. ૫ પદ ૫૨ નહિ ન્હ્યો સદગુરૂ દેવ નદિમાં, જન્મ કૃતારથ થાયે; મનુષા જન્મ પદારથ હિરો, કોડિ બદલે જાયે. ૧ દુર્લભછે ભાઇ માનવિયાંનો, અવતાર અવની માંહે; મન ક્રમ વચને વળગિ રહિયે, ગુરૂ ગોવીંદની બાંહે. ૨ પુરવ પુન્ય તણે પરતાપે, અવશર પામ્યો સારો; સંસાર રૂપિયા ભવસાગરમાં, તરવાનો છે આરો. ૩ સંત સમાગમ દેવ નદિમાં, જે ભાવે કરિ નાહ્યે;

લખચોરાશીનું લગડું ટળશે, જીવનું જોખમ જાશે. ૪ ધન્ય ઘડિ ધન્ય તે દાડા જે, હરિ ભજનમાં જાયે; હરિરસ કિરતન માંહે નાતાં, પતિત પાવન થાયે. ૫ હરિ સમરો ભાઈ હરિ સમરોને, પોકારે વેદ પુરાણ; હરિ ન ભજ્યા તે સરવથ હાર્યા, કરિ આત્માનિ હાણ્ય. ૬ આ ભવ જેણે હરિગુણ ગાયા, તે જિત્યા સંસાર; આપડિ કોઈના બાપની નહી, જે મારે તેનિ તરવાર. ૭ થોડામાં ઘણું કરી કહુંછું, માને કોઈ અધીકારિ; કૃશ્નજી જેહને હરિ હોય વાલા, તેહેને જાવું બલહારિ. ૮ પદ ૫૩ અવસર જાયછેરે મનુંષા દેહનો મૂઘો, આળસ કરીનેરે શું અજ્ઞાની ઊંઘો. ૧ મીથ્યા બાજીરે માયા કેરી જુઠી, મોટા મોટા વાયારે અધવચ લીધા લુટી. અવ. ૨ કોયે નવ્ય ઠરીયારે માયા સુખના મોહમાં, થઈ ગયા દુઃખીયારે ઘણું રડવડતા રોહમાં. અવ. ૩ વેદ પોકારેરે દુર્લભ સંતની સેવા, જેને સંત સેવ્યારે મહા બડ ભાગી તેવા ૪ ધીક જીવ્યું તેનુંરે હરિનું સુખ નવ્ય જાણ્યૂં, મલમાં મચીયોરે કુલનું નાતુ તાણ્યું. અવ. ૫ બારે મારીરે જનુની જે જન જેની, વાટ ઉઠાડીરે મુધી મનુષા દેહનિ. અવ. ૬ થયો હત્યારોરે અનેક જનમનો રણીયો, જમ સિંહ કુપમાંરે પોતે પોતાશું પડીયો. અવ. ૭ કહે અખો જાગીરે સંતની સેવા કરજો, સદગુરૂને મલીનેરે આવાગમનથી ટળજો. ૮ પદ ૫૪ સદગુરૂ શબ્દેરે સહુ તીરથછે તેને, પીંડમાં છે પોતેરે જોતો ફરેછે જેને. ૧ ગુરૂદેવ દયા કરેરે તેને સહુ સુજે, બાલે બહુ નામીરે બિજા તે નવ્ય બુઝે. ૨ અંતર ગત ઈશ્વરરે આપે અવિનાશિ; પોતાની ભૂલેરે ભમ્યો લખ ચોરાશી. ૩ છે શ્રીમત સુખીયોરે રાંક થઈને રઝળ્યો; માયાની સંગેરે ત્રિવિધી તાપે બળ્યો. ૪ સદગુરૂને સેવેરે તો નીજ રૂપ જડે; તન માંઈ તપાસેરે પોતે પોતા વડે. ૫ નિખ શિખ લગી ન્યાલુંરે નહીં કોઈ બીજો; પ્રિતમ એક અદ્વૈતરે જોઈ રૂદિયે રીઝો. ૬ પદ ૫૫ દેશિંફૂર. મુકોદે મૂઢ ગમાર મમતા મનકેરી, સમઝીલે સારમાં સાર; જો હરીને હેરી. ટેક હરીને જોતાં દુગ્ધા ખોતાં પોતે તે પરિબ્રહ્મ રૂપરે; અંતરજામીમાં એક રસ થાતે, કુણ પડે ભવ કુંપરે. મમતા. ૧ પંચ બાગે પિંડ વૅચતાં ઉગરે તે અવિનાશીરે, સ્થુલ સુક્ષ્મ કારણને તુરિયા પોતે સ્વપ્રકાશીરે.

મમતા. ૨ શુદ્ધ ચૈતન્યને સાક્ષી પ્રમાતા, પ્રમાણની પ્રમેર્તારે; પંચ નામછે પૂરણાનંદનાં, નીયમ કહેછે નેર્તારે. મમતા. ૩ નિર્ગુણ એક નિરંતર નીરખિ, હરખે હૈડા માંએરે; પરલેમાં પાણિ વિના બિજુ નજરે ન આવે કાંએરે. મમતા. ૪ ચિદાનંદનું ચિંતવન કરતાં, કોટિ કલપના જાએરે; પ્રિતમ પડદો મટે માયાનો, મહા પદમાં લેહ થાએરે. મમતા. ૫ પદ ૫૬ છે બ્રહ્માનંદ ભરેપુર બ્રહ્મને ભાવેરે. સચ્ચિદાનંદ સુખ મુલ તે કાવે નિરદાવેરે. ટેક. અણુ થકી તે લઇનેજ સુધી વ્યાપક વિશ્વાધારરે; જ્યાં જોઇએ ત્યાં તેવા થઇને, ખોલે ખેલણ હારરે. છેબ્રહ્મા.૧ જલ તરંગ નહિ જુજુવા, જ્યમ હાટકમાં હારરે; ત્યમ તુમાં હરીને હરીમાં તુ, એમ નિગમ કહે નિરધારિરે. છેબ્રહ્મા.૨ નિખ શીખ સુધી હેમની પુતલી, હેમતણા શણગારરે; બાહ્યાભિતર હેમ બીરાજે, હેમ તણો વિસ્તારરે. છેબ્રહ્મા. ૩ નિશંખ થઇને નાખી દેજે, માથેથી સહુ ભારરે; કરતા હરતા આપ પોતે છે, અખીલ બ્રહ્માંડનો આધારરે. છેબ્રહ્મા. ૪ સુદ્ધ વિચાર કરિ થા સુખીયો, દુખનાં બાળે બિજરે; કહે પ્રીતમ પ્રભુ માંઇ સમજે, જ્યમ વાદલમાં વીજરે. છેબ્રહ્મા.૫ પદ ૫૭ ગુરૂગમ ઘટ જોયુંરે, સંસે સર્વે ટલ્યો; અવિનાશી ચૈતનરે શબ્દાતીત મલ્યો. ૧ ચતુર દલ ચિન્યોરે, ખટદલ માંહી ખ્રલ્યો; દશ દલમાંહિ દીઠોરે, દ્વાદશ માંહે ભલ્યો. ૨ શોડશ દલ ખુચ્યોરે, દ્વેદલ માંહી દરસ્યો; સહસ્ત્ર દલ ચડિયોરે, પંખિ થઇ પરસ્યો. ૩ નહીં નાદને બિંદુરે, રવિ શશિ જોત નહિ; શુદ્ધ સોહં પ્રકાસ્યોરે, દ્વિતીયા ભાવ નહિ. ૪ આવ્રણ ને ઉરમીરે, ને માયા મમતા; પ્રીતમ સ્વે પોતેરે, શુન્ય શીખરે રમતાં. ૫ પદ ૫૮ આ તનમાં તીર્થરે, તત્વ વિચાર તણું; ચૈતન સાગરમાંરે, નાયાનુ ફળછે ઘણું. ૧ જ્ઞાન ગોદાવરી ઘાટેરે, નાતાં નિરમળ થઇયે; પ્રણવજળ પરસેરે, દલના ડાઘ જસે. ૨ ગીલકામાં ઝિલોરે, નિરમલ દ્રઢ ધ્યાનવડે; ગંગાને જમનારે, સરસ્વતી પુર ચડે. ૩ પુરણાનંદ પ્રાગેરે, ત્યાં થઈ તરવેણી; મરજીવા જોગીરે, ઝિલે દિનને રેણી. ૪ કાયા કાશીમાંરે, વિશ્વનો નાથ વસે; પ્રીતમ પદ પરસેરે, તે તદરૂપ થશે. ૫ પદ ૫૯ પુરણાનંદ પોતેરે, પરપંચ પરહરતાં;

કારણને કારજરે, સૌઉ અલગુ કરતાં. ૧ નભ પવનને પાવ કરે, નહી અવનિ અંબુ; પચીસહેં સપ્તદશરે, નઇ સુક્ષ્મ નવનુ. ૨ ઇંદ્રિ નહિ અવસ્તારે, નહિ સ્થુલ ઠેકાણું; સુરજ જ્યમ સાક્ષીરે, ત્યમ આત્મા જાણુ. ૩ અંનવેન વેતીકરે, જ્યમછે ત્યમ જોયો; પ્રિતમછે રૂપેરે, નહિ પામ્યો ખોયો. ૪ પદ ૬૦ ભુલવણી ભાગીરે, બ્રહ્માનંદ ભાસ્યો; શુદ્ધ ચૈતન સાક્ષીરે, સઘળે પ્રકાશ્યો. ૧ ટળુ તીમીર ત્રિગુણનુરે, તુરીયા તેજ ઘણું; થયું અખંડ અજવાળુંરે, નિજાનંદ તણુ. ૨ આપે અખંડ અવિનાશીરે, શુદ્ધ સ્વરૂપ જોતાં; તરવેણી તીરેરે, પ્રોયું મન મોતી. ૩ હરી હાર હૈયાનોરે, પેરૂં પ્રેમ ધરી; થઇ અખંડ સુહાગણ્ય રે, પ્રેમ મદ મોદ ભરી. ૪ પામિ અચળ એવાતણુરે, અખંડ વરને વરતાં; પ્રિતમ પદ પામ્યોરે, સચ્ચિદાનંદ ધરતાં. ૫ પદ ૬૧ પુરવને પુન્યેરે, પુરા ગુરૂદેવ મળ્યા; મારૂં આપ ઓળખાવ્યુંરે, ત્રિવિધિના તાપ ટળ્યા. ૧ ગુરૂવે ઉપદેશ આપ્યોરે, સોહં બ્રહ્મ કહ્યો; તે પદ પોતેરે, લક્ષ અર્થ લહ્યો. ૨ તારે સ્મરણ કીધુંરે, સસ્વરૂપ તણુ; જાગ્રતની આદ્યેરે, તુરીયા તીતપણું. ૩ આત્મધન લાધુંરે, દુખ દાલિદ્ર ટળ્યું; હવે ભટકણ ભાગ્યુંરે. વાસનાલિંગ ગળ્યું. ૪ સાંખ્ય યોગ જણાવ્યોરે, સાક્ષિ પદ સાધુ; તારે જીવ ઇશ્વરનુંરે, મુલગું ઘર લાધું. ૫ ગુરૂદેવે દયા કરીરે, અખંડ સુખ આપ્યું; તારે દ્વૈતપણાનુંરે કર્મબંધન કાપ્યું. ૬ મારિ જાત્ય જણાવિરે, સોહં રૂપ તારૂ; સ્થુલ સુક્ષ્મ કારણરે, તેને હુંને મારૂં. ૭ પોતામાં પોતેરે, પદ પ્રીછિ લિધું; પુરૂષોત્તમ પદમાંરે, દ્રઢ આસન કીધું. ૮ પદ. ૬૨ દ્રઢ નિધ આસન કીધુંરે, સોહં ભરપુરમાં; આપે આપમાં અરપિરે, સુતો જઇ સેજ સુખમાં. ૧ તે જગાડ્યો ન જાગેરે, મળ્યો અદ્વૈત પદમાં; તાનો ગયો નૈ આવેરે, જ્યમ લુણ ગળ્યું જલમાં. ૨ પોતામાં પોતેરે, રહ્યો સાક્ષિ પદમાં; ક્યારે દ્વૈત ન થાયેરે, અખંડાનંદ બ્રહ્મમાં. ૩ જેમ જળને જોગેરે, હેઠા દિસે ચંદ્રમા; એમ આત્મા જાણોરે, વરતે આવિ વર્તિમાં. ૪ નિર્વિકલ્પ સમાધિમાં માણેરે, જીવન મુક્ત જગમાં આકાશવત વરતેરે, અલ્પ વર્ત્તે દેહમાં. ૫ કાળ કર્મ ન લાગેરે, આપ રહે ચિદઘનમાં; વાણી હદમાં નાવેરે, લક્ષ લાગ્યો માહા પદમાં. ૬

જ્યમ આકાશ અરૂપીરે, વ્યાપકછે ઘટમટમાં; તે કહ્યો ન જાવેરે, થીર પૂરણ પદમાં. ૭ એમ આપ ઓલખ્યિનેરે, આપ રહે ચિદાનંદમાં; પુરૂષોત્તમ પ્રીછ્યારે,માહા વાક્ય અર્થમાં.૮ પદ ૬૩ મારે સદગુરૂજીયે આંજ્યારે, ઉઘાડ્યાં લોચનિયાં;અવસર અનુભવિયારે, ભવ દૂખ મોચનિયાં. ૧ મારી આંખ્યડિ ઉલસિરે, સોહં પદ સાંભરતાં; આનંદ રવિ ઉદિયોરે, સહજાનંદ ધરતાં. ૨ મારૂં પ્રકાશ્યુરે, ઓળખિ જાતડલિ; દિનકરને ન હોયરે, દિવસને રાતડલિ. ૩ મારો આતમ દેવારે, ભરપુર ભરપુરછે; માહિ જુગદાકારનોરે, અણછતો અંકોર છે. ૪ એનું અખિલ ભોવનમાંરે, સમરસપણુ ડોલે; એક સ્વપદ મોટુંરે, ઉપનિસદ બોલે. ૫ કહી ન જાય ઓપમારે, અગણિત એવાનિ; એનો અપાર મહિમારે, આતમ દેવાનિ. ૬ કોય કાળે નહોવરે, દ્વૈત પણું અદ્વૈતમે; કરે કૃષ્ણજી પ્રણામરે, સદચિદ આનંદને. ૭ પદ ૬૪ મોટા મહાજન સંગેરે, આતમ લાભ રળાયે; જાય અજ્ઞાન ઉરમિરે, ભટકણ ભવ ટળીયે. તમે એળે ન ખોસોરે, આતમ રોકડિયો. ૧ બિજા સાધન સરવેરે, અણછતો દોકડિયે; અવિલોકિને જોયુંરે, લિલા નાસ પડે, હવે આણ ઉઘાડોરે, આતમ લાભ જડે. ૨ પરમારથ બાભેરે, જે નર લોભાયા; તેનિ ભવમા નોયરે, ભોગાય તન કાયા. ૩ માહાવાયક બોલેરે, પરમારથ મહિમા; તેનો પાર ન પામેરે, શંકરસુર બ્રહ્મા. ૪ આતમ ધન મોટુંરે, અધિકારી ધ્રછે; એવું કૃષ્ણજી પણામારે, પરમારથ પ્રિછે. ૫ પદ ૬૫ છે શિખ્યવું ને સુણવુંરે, બોલવું એ જ્ઞાને; શાખાચંદ્ર જોયોરે, નિગમને અનુમાને;પ્રભુ અનિર વચનેરે, વાણિયે વૈખરિયા, નિરગુણ અણલિંગીરે; સિરગુણ રૂપ ધરિયાં, ભુલવણિ ના ભુલ્યારે, ભરપુર નવ જોવે; હરિથી થૈ અળગારે, વ્યાપક તાં વગોવે, વિશ્વાસ બંધાણોરે; જીવ નિશ્ચયની પરિહાર કિધોરે, આતમ હત્યાની જેમ છે તેમ ભાસેરે. સાચા ગુરૂ મળતે, હસ્તા મલ હોયરે; હરદે ગાંઠ ગલતે એવું કૃષ્ણજીનું બોલવુંરે, સમજે અનુભવિયા. આતમ સુખ લેવારે, સ્વેપદમાં વસિયા. પદ ૬૬ સમસ્યા સમઝોરે, સજનિ સુખ થાશે; સદગુરૂજીને મળતાંરે, દુખધ્યા દુખ જાસે. સંત સાગર સિંધુરે, સરવે સુખ આપે; આતમ અનુ-

ભવનારે, કરમ બંધન કાપે. ૧ વણસતાં સુખડાંરે, સરવે છાંડિને; સતસંગે રેવુંરે, મનડું માંડિને; બ્રહ્માનંદ ભાસ્યુંરે, ભવભ્રમનાશગિ; અનુભવ રસ પિતાંરે, જીવન બુધ જાગિ. ૨ પરમારથ પ્રિછ્યોરે, પુરણાનંદ પામિ; સેહેજે સુલિધોરે, સચ્ચિદાનંદ સ્વામિ; આતો નજરે નાવેરે, કલપિને કેહેવું; અનુભવની આંખેરે, સમરયા લક્ષ લેહેવું. ૩ કાયા સુખ કલપીરે, નજરે તે દીઠા; મનબુદ્ધિના માન્યારે, મિથ્યા સુખમિઠાં; અસિપદ એવુંરે, નિરગુણ છે ન્યારો; પોતાનું જાતાંરે, દેહ નહિ પ્યારો; વાણિછે હદમાંરે,લક્ષછે બેહદમાં; મુલદાસે માન્યુંરે, આપું મહા પદમાં.૪ પદ ૬૭ આતમ લક્ષ આવ્યોરે,કિરપા મોય કરિ; પુરણ પદ જોતાંરે, હરિજન તેજ હરિ.સદગુરૂજિની કિરપારે, થૈ કેમ જાણિયે; અનુભવ રસ ખોલરે, અમરિત વાણિયે. ૨ આનંદઘન ઉપનોરે, આવિ આ તનમાં; નિજાનંદ વિલસોરે, જિત્યા નિજ મનમાં. ૩ તત્વના સંગિરે, સાધુ છે સુખિયા; સત રજ તમના સંગિરે, તે દિસેછે દુખિયા. ૪ સંત સમઝયા તેનેરે, થૈ સત સમાધી. અવર ન ઇછેરે, અવિદ્યા ઉપાધિ.૫ અવધિને આવિરે, વૃહે વૈરાગ તણિ; અચાનક ઉગ્યોરે, દરસ્યો દિનમણિ. ૬ વૈરાગ વિસારયોરે, ત્રિગુણ ઘાટ ઘડ્યો; જ્યમછે ત્યમ જોતાંરે, નિજપદ નામ જડયો. ૭ આકાશ આવિરે, ચેતન સુરે ચડ્યો; ગઈ આડ અચાંનકરે, પરપંચ પાર જડયો. ૮ ભવનો ભિઆગિરે, વિવિધિ તાપ ટળ્યા; મુલદાસે માન્યુંરે, મુને મહારાજ મળ્યા.૯ પદ ૬૮ સંત સમાગમ પાંમતે,વામતે દુબધાનાં વૃંદરે; હસ્તામલ રવિ ઉદયો, સ્વામિજિ સચિદાનંદરે. ૧ સાવ નિરંતર સિધુમાં, અનુભવ ઉભરાઈ જાયરે; સમરસ જોયામાં જિવ શિવ, ફિટિને ફારગત થાયેરે. ૨ વિલય પાંમિ ગઈ વરતિયાં,ધરતિયો ધાતાને ધેયરે; આસંકા પરિહારિયો, ગુરૂજીએ ઉપદેશ દિધોરે. ૩ કેવલમાં સુધ ભ્રામિકા, જલહલ જલહલ દિસેરેઃ વસ્તુરે ગતમાં વિચારતાં, અવિગત આતમા હિસેરે. ૪ આકાશવત અણલિંગિયા, આપણાં અધ્યાસમાં ડોલેરે; ઇંદ્રજાળ માંહિ ક્રષ્નજી, કોય મરજીવા ભાલેરે. ૫ પદ ૬૯ સુધચૈતન પરમાતમા, વસ્તુછે પૂરણાનંદરે; જીવ ને વરેંાસે આરોપીનેં, સાક્ષિનેં કૈયે કે વૃંદરે. ૧ ભ્રાંતિ ભરયાં મૂલ સહુનાં

વૈખરિ વેલીયેં ફુલ્યારે; પોતાનુ નવ્યથાય પારખું,ભાત ચિત્રામણે ભુલ્યારે. ૨ ત્વંપદ તત્વપદ અસિપદેં, સિષ્યને સમજાવાને ઈ છેરે; જહદા જહદ ભાગ ત્યાગનિ, લક્ષણાંયો લેઇને પ્રિછેરે. ૩ ઓઘ વલ્યા જે આસંકાનાં, પરિહાર કરતાં તે જાયરે; બ્રહ્માકાર હોય ભાવનાં,વસ્તુ જથારથ થાયરે. ૪ અટપટિ વાત આવ્યાવિના જડ મતિ, અણસમજા તે સોચેરે; કૈવલ પદમાંઈ કહાનજી, કોઈક મરજીવા પોચેરે. પદ ૭૦ વેને વિચાર જે ધ્યાનમાં,ધાતાછે ધેયજ સુધોરે; હવોરે મુમુક્ષુ તે ઉત્તમ, મુક્તને મારગ વલુંધ્યોરે. ૧ કરમ ઉપાસના અતિ કરમિ, આતમા લાભને ઇછેરે; ઉપનીષદમાં અવિલોકિને, પરતક્ષ પાધરો પ્રિછેરે. ૨ શ્રવણ મનનકેરિ ભાવનાં, નિત્ય નિત્ય અધ્યાસમાં જોયેરે, દરેસન પરસન ભાવનાં, મનક્રમ વચને હોયરે. ૩ રૃદેય ગ્રંથિ જાય છુટિને, સિંદુ તે બિંદુમાં સમાયરે; આનંદનો હોય અનુભવ, સાક્ષાત કારતે થાયરે. ૪ ધેનો વિજોગ નોહે ધાતાનો, જ્યમ હોયે સોહાગો ને હેમરે; કહાનજી આત્મા તે અમલમાં, હોય હસ્તામલ રવિયે મરે. ૫ પદ ૭૧ સહજાનંદનો સિંધુછે, અપાર પાર ન આવેરે; મગર મછ હોય મરજીવા, આતમા અનુભવેં નિર દાવેરે. ૧ ચિદઘન સાક્ષિનાં કિરણમાં, આવૃણ વિક્ષેપ થઇને મલિયારેં; તત્વ ચોવિસનાં લોઢમાં, જીવ સિવ ભમરા વલિયારે. ૨ પરણામ પામિને આતમા, કરેછે આનંદને કેલરે; સમ વિષમ નમ ખાંતરે, વરતેછે વસ્તુનિ વેલરે. ૩ આપાનિ છોલમાં ટલકતિ, ઉરમિયો આવેને જાયરે; વાણિ વૈખરિના વેગમાં, તોરિંગ બુદબુદા થાયરે. ૪ દ્વૈતદ્વૈત મુનિ માનવિ, એ સહૂ નભ દરિયાનિ લેહેરોરે; અકળ કળ્યો ન જાય કહ્નજી, આતમાં સાગર ગેહેરોરે. ૫ પદ ૭૨ આતમ સાગર પ્રગટિયો, ભાસે નઈ ચર્મને નયણેરે; વાયક જાળે નાખ્યો ગુચવિ, લોભાયા વૈખરિને વેણેરે. ૧ જનમ મરણનિ આસંકાયે, ઉરમિયે નાંખ્યોછે બાંધિરે; સાક્ષાતકાર સુઝે નહીં, આવિછે આવૃણનિ આંધિરે. ૨ આપાપણું વિસરિ ગયું, આંતર્યા અહંમમને જોડેરે; ચાર પદારથ પામવા, ચડિયાછે અધ્યાસને ઘોડેરે. ૩ પરગટ આતમા પરહરિ, પરોક્ષ આતમાને ખોળેરે; પાધરિ વાત પ્રિછે નહીં, નિતર્યાં પાણિને ડોલેરે. ૪ સદગુરૂજિનિ દયા વિના, પામર સ્વયંપદને

હણેરે; વિધિ નિષેદ ન સંભવે, કર્મજિ કેવલપણેરે. ૫ પદ ૭૩ અનુભવિયા મળિ આવાને, આપણ વોરિયે વસ્તુરે; મરજિવે માંડીછે હાટડી, જ્યાં નહીં ઉદેને અસ્તરે. ૧ લોભ મુકી સિર સોંપિયે, બ્રહ્મરસ અમલ પીવારે; આતમાયે આતમા પામિયે, પરગટે જ્ઞાનના દીવારે ૨ અજ્ઞાન તિમર નહીં આવેરે, આતમ તત્વ તે દરસેરે; જીવની દસા જાય વિસરિ, સદચીદ આનંદ તે પરસેરે. ૩ મનુષા અવતારછે દુર્લભ, અહંમમ તરવાનો આરોરે; જીવન મુક્તાને સેવિરે, એ અવસર આવ્યોછે સારોરે. ૪ પોતે પોતાપણું પ્રિછતે, આપાનો અહંભાવ જાયરે; કેવા માત્રછે કર્મજી, અણછતા ઉભલા ગાયરે. ૫ પદ ૭૪ વેનેં ઉભો કર્યો ધાતાયેં, ધાતાનેં ધે જુગલ કરે મચકારે; પ્રારબ્ધ કરમને વૃતમાંને, બાંધ્યાછે સંચીત ક્રીમાણ બચકારે. ૧ અભિમાન આપાની અંધેરિયે, જીવ સીવ બ્રહ્મનાં કર્યા કટકારે; લીંગવિપુ એમ લેખવી દાખવે, સતરેજ તમનાં લટકારે. ૨ પ્રમાણ પ્રમેતિને પેંગડે, ભરવિછે સંસે વીપ્ર જેની આંટીરે; ધાતાને ધે વરઘોડે ચડ્યા, ફરવાને સમવિસમની ઘાંટીરે. ૩ ભુત ભવિષ્યને ડાખલે, વ્રતમાને આપાને વગોવેરે; આદ્ય અંત મધ્યમાપીયું, અમાપ દિર્ધને લઘુયેરે. ૪ અચરજ પેહજ કોયડો, આતમ દરસી તે જાણેરે; કર્મજીપણું લેઈ અનુભવે, જગદાકારને માણેરે. ૫ પદ ૭૫ કાગળ સદગુરૂ લખે, જેના વિરલાછે વાંચણહારે; કાગળ સદગુરૂ લખે ટેક. જ્ઞાન વૈરાગનો દેહ ધર્યો, માંહિ જોગપણાનો જીવ; ભક્તિ આભુસણ પેરિયારે, એવાં કોઈક સેવક શિવ; કાગળ. ૧ સોલરૂપી ખડિયો કર્યો, માંઈ પ્રેમ તણી રૂસનાઈ; કલમ બુદ્ધિ સંતનીરે, ત્યાંતો અદ્વૈત આંક ભરાય; કાગલ. ૨ સુરત નુરતની દોરી લિટી, વિવેક તણી માંહી ઓલ; વિચારી અક્ષર ત્યાં લખ્યારે, તેમાં ઉતારી પાટણ પોળ; કાગળ. ૩ સમઝણ કાનો માતરારે, માયા ઉપર સુંન્ય; તેમાં પરીપુરણ બ્રહ્મછેરે, ત્યાંહાં નહિ પાપને પુન; કાગલ. ૪ કોટિ કોટિ પંડિત પચી મુવારે, પડી પડી વેદ પુરાણ; તોએ અક્ષર એકે ન ઉકલ્યોરે, ત્યાંતો થાક્યાછે જાંણ સુજાણ; કાગલ. ૫ અંધે તે અક્ષર વાંચીયારે. બેરે સુણિ વાત; મુગે ચરચા બહુ કરીરે, તેની વેદ પુરેછે

સાખ; કાગળ. ૬ જોગપણું જુગતે લહ્યુંરે, મન મલિ મંગળ ગાય; વિચારી અક્ષર સૌ લખેરે, તોયે કાગલ કોરો કેવાય; કાગલ. ૭ અમરાપુરિ નિજઘાટમાંરે, ત્યાંહાછે તેહનો વાસ; કરજોડીને અખો કહેરે, એવા નિરમળ હરિદાસ. ૮ પદ ૭૬ જિરે આજ આનંદ મારે અતિ ઘણો, મલ્યો સંત સગાનો સાથ; આનંદ મારે અતિ ઘણો. ૧ મુને દિન જાણિને દયા કરી, મારે મુસ્તક મુક્યોછે હાથ; આનંદ મારે૦ ૨ આપ્યું નિરગુણ નામ નારાયણનું, જેનો વેદમાં પ્રસીધ વિક્ષાત; આનંદ૦ ૩ હુતો ભુલિ પડાતિરે ભાતમાં, મુને ઓળખાવી જિવનિ જાત; આનંદ૦ ૪ સાચા સદગુરૂજિનેરે સેવતાં, હરિ હિરો તે આવ્યોછે હાથ; આનંદ૦ ૫ મુખ સાંમનું સેયર જોઈને, ભાગિ ગઇ તે સઘલિ ભ્રાંત; આનંદ૦ ૬ હુંતો રસ બસ થૈ રસ રૂપમાં, મારા પ્રાણજિવનની સાથ; આનંદ૦ ૭ સ્વામિના તે રૂપમાં સમૈ ગઇ, જળ લેહેરી તે વાત ખ્યાત; આનંદ૦ ૮ બ્રહ્માનંદ સાગરમાં ઝિલતા, નવ્ય જાણ્યું તે દિનને રાત; આનંદ૦ ૯ એવું અખંડ એવાતણ લે અખા, રંગ લાગ્યોછે હરિયાકાર; આનંદ૦ ૧૦ પદ ૭૭ જિરે આજ આનંદ મુને અતિ ઘણો, સદગુરૂજિયે કિધિ સાર; આતમ ઓળખાવિયો. ૧ પરવરતિ મુકાવિરે પરહરી, નિવરતિ ઠેરાવિ ઠાર; આતમ૦ ૨ સદગુરૂજિયે મંત્ર સાધિયો, મારા કરણ દ્વાર મોઝારે; આતમ૦ ૩ ગુરૂ ગ્નાન દિપક કર્યો ગોખમાં, મારા રૂદિયા કમળરે માંઇ; આતમ૦ ૪ ઉગ્યો અનુભવ અરકરે આતમા, દીઠો જળહળ રૂપ અપાર; આતમ૦ ૫ કામ ક્રોધ કલપના સઘળી ટળી, છુટ્યા વિષે તણા વિકાર; આતમ૦ ૬ મોહ મૃગજળ માયાને મમતા, છુટ્યા સ્વપના અંતરાચાર. આતમ૦ ૭ દલદરસિ દયાને દિનતા, ગ્નાન ભકિત વિવેક વૈરાગ. આતમ૦ ૮ સતસિલ સંતોષને સિલતા, દ્રઢ દયાધિર જવખાર. આતમ૦ ૯ રાખ્ય આશરો અક્ષરનો અખા, જેછે બાવનથી વળી બાર્ય. આતમ૦ ૧૦ પદ ૭૮ તુતો રામ રટણ કર રંગમાં, હવે રાખ્ય હરિસાથે હેત; અવસર આવો નૈ મલે. ૧ ખોટા ખેલમાં શુંરે ખુચી રહ્યો, ઉઠ આલસ મેલ અચેત. અવસર. ૨ પ્રાણિ પરપંચમાં શું પચી રહ્યો, માની સ્વપ્નતણું સુખસાર. અ. ૩

કાગ ખાશે જે કેહેસે કહ્યું નહિ, નથી માનતો ગાફલ ગમાર. અવસર. ૪ વિશે ભુતે તે ભવમાં ભમાવીયો, ક્ષણુ બેઠો નહિ ઠરિ ઠામ્ય. અવસર. ૫ અંતે રંગ પતંગ જાસે ઉતરિ, કાચી કાયા નહિ આવે કસે કામ્ય. અવસર. ૬ તુતો સમરણ કરય શુધ્ય ભાવસું, ટાળી તનમન કેરા વિકાર. અવસર. ૭ ભજો પ્રિતમ બ્રહ્મ સ્વરૂપને, જેનો મહિમા છે અગમ અપાર. અવસર. ૮ પદ ૭૯ સદગુરૂજીના શબ્દ વિચારતાં, ટળે માયા મોહ વિકાર. હરિરસ પિજીયે. ૧ બાલિ ભસ્મ કરે બીજી વાસના, ઉર પ્રગટે પ્રેમ અપાર. હરિ. ૨ ચડિ બ્રહ્મ ખુમારીને ઉતરે, સુખ મુખે કહ્યો નવ જાય. હરિ. ૩ એવા અજર અમર રસ જે પીયે, તેના નેણ વેણ પલટાય. હરિ. ૪ જેને સંભવ ના રહે શરીરનો, થયો આતમ દ્રષ્ટ ઉઘાડ. હરિ. ૫ બ્રહ્માનંદ ગગનવત થૈ રહ્યા, ગાળ્યાં ગ્નાન હીમાળે હાડ. હરિ. ૬ મરજીવા થઇને હરિને મળે, જેમ કુંભ માહાજળ માંહે. હરિ. ૭ બ્રહ્મ પોતામાં પોતે તે બ્રહ્મમાં, બ્રહ્મ વિના ના દિસે કાંઈ. હરિ. ૮ જેમ સિંધુમાં સલિતા ભલે, તેનું નામ નદિ ટળિ જાય. હરિ. ૯ કહે પ્રિતમ સદગુરૂ સેવતાં, અંતરે ટળિને એકતા થાય. હરિ ૧૦ પદ ૮૦ તુતો રામ રટણ કર રંગમાં, તારા અંગમાં ઉપજે આનંદ; ગોવિંદ ભજો ભાવસુ. ૧ પરમારથ અરથ વિચારતાં, તજ સ્વારથ માયાનો ફંદ; ગોવિંદ. ૨ કાયા માયા તે તારિ કારમિ, તેને વણસતાં ન લાગે વાર; ગોવિંદ. ૩ મૃગ ત્રષ્ના તે જળરે જાસક ભરમાં, એવા જાણે આ સકલ સંસાર; ગોવિંદ. ૪ ગુંજા વહનિ તે મરકટે માનિયું, તેણે ટાઢ ન ટળે લગાર; ગોવિંદ ૫ ઉસ ઉદક પિંડિ ગરાસનિ, તેને ઉડ્યા તણો અધિકાર;ગોવિંદ.૬ સુપનામાં સમરધિને પામિયો, જાગિ જોતાં ન દિસે જરાય; ગોવિંદ. ૭ ધુમરના તે ઢગરે સોયામણા, ભુજ મુષ્ટિ તે નવ્યરે ભરાય; ગોવિંદ. ૮ સાચિ સંગત સદગુરૂ સંતનિ, તેણે જિવ પણું ટળિ જાય; ગોવિંદ. ૯ કહે પ્રિતમ પ્રભુને સંભારતાં, માહા પાપી પાવન થાય; ગોવિંદ. ૧૦ પદ ૮૧ સંત પારસ ચંદન બાવના, કામ ધેન કલપતરૂ સાર; સમાગમ સંતનો. ૧ એમ સમજ્યામાંરે અંતર ઘણો, તરૂ પારસ ત્રણ પ્રકાર; સમા. ૨ એક પારસથિરે પારસ બને

એક પારસથિ હોય હેમ; સમ. ૩ એક પારસલોરે કંચન કરે, સોવરસે એમનું એમ; સમા. ૪ એક ચંદનથિ વિખ ઉતરે, એક ચંદને અગ્નિ ઓલાય; સમા. ૫ એક તલભરે તેલમાં જો પડે, ફરિ તાનું ક્યેમે નથ્ય થાય; સમા. ૬ સરવે સત્યા સુરિ નથ્ય જાણવિ, સરવે નારિ સતિ નથ્ય હોય; સમા. ૭ સહુ ગજસિર મોતિ ન નિપજે, તેનિ જુગતિ વિચારિને જોય; સમા. ૮ ગ્નાન હિણા ગુરૂ નથ્ય કિજિયે, વંઝા ગાય સેવે સું થાય; સમા. ૯ કહે પ્રિતમ બ્રહ્મવેતા ભેટતાં, ભવરોગ સમુલો ટળિ જાય; સમા. ૧૦ પદ ૮૨ સંત લક્ષણ ત્રિસ સોહ્યામણા, ચિત વરતિ થૈ જેનિ સાંત; એવા જન હરિ તણા. ૧ બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગિયા, જિવ ઇશ્વરનિ ભાગિ ભ્રાંત, એવાજન. ૨ દયાદાન દાસાતણું અતિઘણું. ગ્નાન ભક્તિ વિવેક વેરાગ; એવા, ૩ ક્ષમાવંત તપે નહિં તાપમાં, આસા રહિત અમલ અનુરાગ; એવા. ૪ અક્રોધિ ઇંદ્રિજિત અનુભવિ, કવિ કોમલ સિતલ સાંત; એવા. ૫ અપાર હિત અમરિત વાણિ, વદે સહજાનંદ આનંદ કંદ; એવા. ૬ શુધ સરધાને સ્વારથ નથ્ય મળે, પરમારથ ઉપર પ્રિત; એવા. ૭ સસિ સુર્જવંત સાક્ષિ રહે, ઉદાર અરણુવતિ રિત; એવા. ૮ હરખ સોક વિષેરે ડોલે નહિ, અરધ નિમખ ન મુકે નામ; એવા. ૯ સુરતરૂ ધેન ચિંતામણિ મળતાં, પોહોચે મનના કાંમ; એવા. ૧૦ પરિપુરણ લક્ષણ સંતના, બતરિશમાં ઓછા બે કહિયે; એવા. ૧૧ કહે પ્રિતમ એવા પુરષને, સહુ સોપિને ચરણે રહિયે; એવા. ૧૨ પદ ૮૩ મન તુ અલગું કાં અકુલાય, બિજો નથિ બોલતો, તુતો જાગિને જો તારા રૂપને, ખોલિ જોતામાં તુરે ખોવાય; બિજો. ૧ તારે ઓથે હરિને નથિ દેખતો, કુંડલ ઓથે જેમ કનક ઢંકાય; બિજો. ૨ તુતો દરિયાનિ લેરય સમાન્યછે, લેહરિ સમતે જેમ સમુદ્ર દેખાય; બિજો. ૩ તારે ઠેકાણે હરિને ઠેરાવને, એમ સમજેતો મહા સુખ થાય; બિજો. ૪ કહે પ્રિતમ એવા પુરષને, હુતો લળિ લળિ લાગુ પાય; બિજો. ૫ પદ ૮૪ દેસિફેર. દેહ મનુષ ધરિ હરિ ન જાણ્યા તેને સરવે ખોયું, મારા વાલાજી માહા મણિ મુકીને પથરે ચિત પ્રોયું. ૧ જેણે જાળવિયો જઠરા માંહિ, તેને સંભાર્યો સ્વપને નહીં; લંપટ ને લાજ

લગાર નહીં. દેહ. ૨ તેં હાથે કાંમ કુડાં કિધાં, તેં અમૃત મેલિને વિખ પિધાં: તેં મિથ્યા માતને દુખ દીધાં. દેહ. ૩ તેં જગત પતિને નવ જોયા, તજિ કલ્પવૃક્ષ બાવળ બોયો; તેં ઉતમ જનમ એળે ખોયો. દેહ.૪ તેંનિ દેહ અસુધ વાણિરે, તેં પ્રિત પ્રભુસું નવ આણિ, તે અધમ જાત પામર પ્રાણિ. દેહ. ૫ તેને કૃતઘ્નિ સરખો કહિયે, તેની સંગતે તે સરખા થૈયે; કહે પ્રિતમ તેથિ અળગા રહિયે, દેહ મનુસ ધરિ હરિ ન જાણ્યા. દેહ ૬ પદ ૮૫ હરિ ભજન વિના દુખ દરિયા સંસારનો પાર ન આવે; જડ બુદ્ધિ જીવ સત વિના સુધો મારગ કોન બતાવે. ૧ તેં અનેક વાર અવતાર ધરચા, બહુ કર્મતણા કોઠાર ભરચા; અઘ ઓઘ તણા અંબાર કરચા. હરિ ૨ તું ઝાડ પાડ જડરૂપ થયો, તેં સિત ઉશ્ન સિર તાપ સહ્યો; તારો કષ્ટ કોણે નવ જાય કહ્યો. હરિ. ૩ ફરચો ચાર ખાંણ લક્ષચોરાશિ, થયો જળચર સ્થલચર ગર્ભવાસિ; માયાબંધન થકિ ન સક્યો નાશિ. હરિ. ૪ પાંમ્યો મનુષાદેહિમાં નહિ મણા, ધન્ય ધાંમ પુત્ર પરિવાર ઘણા; હવે ગાઇલે ગુણ ગોવિંદ તણા. હરિ. ૫ કહે પ્રિતમ ચેતિલે પ્રાંણિ, એવું જનમ મરણનું દુખ-જાણિ; સું સુતો છે આળસ આણિ. હરિ. ૬ પદ ૮૬ મન વાણિડા લટકે લાભ કમાજે અવશર જાણિ; સુ સોઇ રહ્યો, અચેત અંગે અતિસે આળસ આણિ; તન ત્રાજવાં દલ કર ડાંડિ, એશ ચિત્ત ચોટે પેડિ માંડિ; રખે ધ્યાન દ્રષ્ટિ કરતો ખાંડિ. મન. ૨ તજ કુડાં કાટલાં અશુભ કર્મ, રાખ્ય સત્ય વચન વિશ્વાસ ધર્મ; તેણે રાજી રેહેશે પુરણ બ્રહ્મ. મન. ૩ તું વોરચ વસાણું સહુ સારૂં, તેણે વણસે નૈકારજ તારૂં; હેયે હેમત્ય રાખ્ય હવે નૈ હારૂં. મન. ૪ લે લેખણ લક્ષ્મીવર હાથે, સુધારે સાંમળિયા સાથે; તારે દાસ નહીં આવે માંથે. મન. ૫ કરચ નામું લેખુ સહૂ ચોખું, તારી કાયાનું કાચું ખોખું; તું ઓછું અડકું શિદ જોખું. મન. ૬ ખોટિ વાણીઅણ તારા ઘરમાં, કરે કુડાં કબાડાં બહુ કરમાં; લેઈ સોમલ ભેળે સાકરમાં. મન. ૭ કરચ પરમારથ કે પાપ બળે, તારૂં લક્ષ ચોરાસીનું લગડું ટળે; કહે પ્રિતમ તારૂ સાચ ફળે. મન. ૮ પદ ૮૭ હરિ ભજન થકિ છોટા હોયતે સહુથિ મોટા થાય, તન તાપ ટળે જનમ મરણનાં સંકટ સરવે જાય. ૧ જુવો દાસી

સુતથી શું હિણપણુ, જેનું પુન પવિત્ર ચરિત્ર ઘણું; થયા નારદ મન ગોવિંદ તણું. હરિ. ૨ જુવો સુખદેવજીનું મુળ શોધી, હતા પશુઘાતી સુડીયો લોભી, થયા આપે ઈશ્વર અક્રોધિ. હરિ. ૩ જુવો વાલમિક જીની વાત ખરિ,જેણે દરભ શાળામાં દેહ ધરિ;તેણે સપ્તકોટિ રામાયણ કરિ. હરિ. ૪ જુવો માંડવની મેડકી માતા, જુવો વસિષ્ટ વેશા વીખ્યાતા;જુવો ચતુરાનન પંકજ જાતા. હરિ. ૫ જુવો અગસ્ત કુંભથિ પ્રગટ થયા, અંજલિમાં સાગર સોશિ ગયા; તેતો વિશ્વમાં વિખ્યાત થયા. હરિ. ૬ જુવો એકલસિંગી હરણિના, જુવો વ્યાસ મુની વણુપરણિના; જુવો સુતપુરાણિ કુળ કરણીના. હરિ. ૭ જેમ મધ્યમ જળ ગંગામાં ભળે, તે ગંગા સરખું થૈને પળે; જેમ પારશ પરશે લોહ ટળે.હરી. ૮ એમ જાત્ય ભાત્ય સહુની જાણિ, હરી ભજે તે હરી સરખા પ્રાણિ; કહે પ્રિતમ ઓળખો ઈધાણિ. હરી૦૯ પદ ૮૮

મન માને નૈ સો ફેરા સમઝાવું તોય સુ થાય, ખળ કઠણ કઠોર ચંચળ ચોર ચપલ ચિત ચોદસ ધાય. ૧ મન ભુતતણી પેરે ભમતું, ચાલે માયાનિ સંગે રમતું, તેને હરિપર જાવું નથી ગમતું. મન. ૨ મન નિર્લજને લજ્યા ન મલે, પિલુ ભાળે પોતાને કમળે; લે નાંખે માયાને વમલે. મન. ૩ જ્યમ કુકર માથે માર પડે, તોય આવી ઉભુ દ્વાર અડે; ફુળ દેખીને મરકટ ઝાડ ચડે. મન. ૪ જુવતી પરધનનું દુખ જાણે, તો મિથ્યા સુખને સિદ માણે; ગયો અવસર ઉરમા નવ્ય આણે. મન. ૫. કહે પ્રિતમ પરપંચ પરહરતાં, સુધ ભાવે હરિનું સમરણ કરતાં; કાંઈ વાર નહિ ભવજલ તરતાં. મન. ૬ પદ ૮૯ તન રેંટિડો સદગુરૂ શબ્દે સુતર ફરવા લાગ્યો, થઈ મેરચ ઘણી ગુરૂ દયાલે દલનો ધોખો ભાગ્યો. ૧ શુભ કરમ કાષ્ટ રેંટો કીધો, તેતો સુઘડ સુતારે ઘડિ દીધો; બુધ માનુનિયે માગી લીધો. તન. ૨ પચરંગિ પાંખડિયું આરા, થાંભલિયું તોરણીયા સારા; ચિત ચપળ ચમરએ રંગ ન્યારા. તન. ૩ અંતસ્કર્ણ ઉઠાણિ પ્રોયે, એને અંનઉલક ઉંજણ જોયે; દશ દામણિયો સુંદર શોઈયે. તન. ૪ તે મધ્યે ચેતન માળ ફરે, પરાપારેચ પુણિ પ્રાણ ધરે; તરવેણી ત્રાકે તાર ભરે. તન. ૫ મન માંકડી ચોકસ કરીયે, ઘર મુકી પરઘેર નવ્ય ફરીયે; એક ધ્યાન

ધણો કેરૂં ધરંધે. તન.૬ ગુણવંતિ નાર કમાય ઘણું. જેને ભળ હોય હરીગુરૂ સંતતણું; તેને સેજે આવે સિલપણું. તન.૭ કહે પ્રિતમ પ્રગટે પુરણ દશા, રસિયોજી આવિ રૂદિયામાં વસ્યા; તેના જનમ મર્ણ દુઃખ દુરે ખસ્યા.તન. ૭ પદ ૯૦ મન ગ્નાન લવાર ધ્યાન ધમણ્ય ધમે, નીશદીન ધુન્ય આરાધને. છસે એકવિસ હજાર જપે, અજંપા-જાપ ઓહંસોહં સાધને. આનંદ એરણ્ય પરઇ ઘાટ ઘડે, ત્યાં ગ્નાન ઘણના ઘાવ પડે; સુરતા શાંણસિ વડે એ વસ્તુ જડે. મન. ૧ અનુભવ અંતર પડે અજ્ઞુવાળાં, સત્ય એકલ વેધે થયાં રૂપાળાં;શબ્દ કુંચિવડે ઉઘડે તાળાં. મન. ૨ અસત્ય અધર્મના ઈંધણા બળે, કુડ-કપટ લોભના કાંટ ટળે; તત્વ ત્રવેણિ ઉપરય તાપ મળે.મન. ૩ ક્ષમા દયા ઝલઝલકે ભગતર, સિલ સંતોષ ટોપ પાખર ટાટર; પાધા અખંડ પદ ધિરા અજર અમર. મન. ૪ પદ ૯૧ અગ્નાંનિ જીવ સંગ કરે,સાચો પણ રંગ ચડે નહિ; એમ દમે શરિર, હરી મળવાનો મારગ તોય જડે નહીં. ૧ એક પથર પાણા નવ્ય પરસે, તેને ટાંકે તો અગનિ વરસે; એવા સાકુટને હરિ કમ દરસે. અગ૦ ૨ સાકુટને સંગત કેમ ગમસે, ઊંધે ઘડેતે ઉદક કેમ ભરસે;એમ પાત્ર વિના રસ કેમ ઠરસે. અગ૦ ૩ જેમ પુષ્પ પાંદડાં આસપાસ, તેમાં કોઇ કોઇને નવ્ય લાગે બાસ; એમ ભગત્ત જગત્ત તે બારે માસ. અગ૦૪ એક મડક પંકજ પાસ રહે, તે કમલ તણિ વાસ કાંહિ નવ લહે; વાસ કમલતણી તે ભમર લહે. અગ૦ ૫ તરૂ ચંદનથિ ચંદન જેવા, બિજા વાસ એરડા રહ્યા તેવા, તેને નહિ કાંહીં લેવાદેવા. અગ૦૬ તું વેદ પુરાણ ઘણું સાંભળે, તારા મનની દુબધ્યા કાંહિ ન ટળે; સાચા રંગવિના હરિ નહી મળે. અગ૦૭ જમ થાક્યા ફેરા ફરિફરિ, થયા કાયર મેનત કરિકરિ; તું ન થાક્યો દેહ ધરિધરિ. અગ૦ ૮ કહે પ્રિતમ સમજે સુખ થાશે, તારૂં જનમ મરણનું દુખ જાશે, આગળનિ પ્રિતે ઓળખાશે. અગ૦ ૯ પદ ૯૨ તજ દેહાભિમાન,મિથ્યા સુખ સારૂ સું ફોકટ ફુલે;સત વચન વિચાર, વાર વાર સંસાર વિષે સું ભુલે.૧ આ કાયાનો કાચો પાયો, તે દેખિને સું લોભાયો; રવિનંદન દિલમાં છે ડાયો; તજ દેહ. ૨ તારિ જમકિંકર હણસે છાતી, તારે ક્યાં જાસે તારી કુલ નાતિ; ૦.ધ

ભોગવસો પશુની જાતી. તજ દેહ. ૩ દુખ અસિપત્રિ દીઠાં નથી, પંચમ સ્કંધમે કહ્યાં કથિ; જઇ ભોગવશો તમે રતિ રતિ. તજ દેહ. ૪ કહે પ્રિતમ કાંહિક સાધન કરજે, હરિગુરૂ નામ હૃદે ધરજે; નામ નાવ ચડિ ભવસિંધુ તરજે. તજ દેહ. ૫ પદ ૯૩ રચ્યે જડ દેહ, તેના તું દૈવતને શે નથી દેખતો; સચરાચર શામ, વિશ્વ વ્યાપિક તેને શું ઉવેખતો. ૧ પિંડ્ય પાણીથી પેદા થયોરે, એનો કરનારો ન્યારો રહ્યો; તે સચરાચર શોભી રહ્યો. રચ્યે. ૨ જેને રમવાનિ રચના કરિ, નર નારચ્ય નપુસક રૂપ ધરિ, એલ ખોટોને ખુબી ખરી. રચ્યે. ૩ જીવ જોતાંતો જડતો નથી, માહા વાયક વિરલા કહેછે કથિ; એવિ અકળ કળા એનિ ગતિ. રચ્યે. ૪ કહે પ્રિતમ આનંદ ઉપન્યો, જ્યારે નિશ્ચે થયો નિજ રૂપનો; ત્યારે ફેરો ટલ્યો ભવ કુપનો. રચ્યે. ૫ પદ ૯૪ તારી કાયામાં કુંણ બોલેછે, તેને તું સોધિ કાઢ્યને; શુદ્ધ ભાવ ધરિ ગુરૂગમ જ્ઞાન, રૂદા કમલમાં ધારચ્યને. ૧ લઘુ દિરઘછે કે વાંમણો, બાલજોબન વૃદ્ધ બિયાંમણો; એ લાયકછે કે લજામણો. તારી. ૨ ઇને ભક્ષ ભોજન શો આહારછે, એને અવર કશો આધારછે; એ પુરૂષ નપુસક નારચ્યછે. તારી. ૩ એને સુખ દુખ પિડા થાયછે, ફરી શબ્દને ક્યારે સમાયછે; એ પિંડ્ય પડે ક્યાં જાયછે. તારી. ૪ રહો આઠે પોહોરે ધ્યાનમાં, મન રાખો અનુભવ જ્ઞાનમાં; કહે પ્રીતમ સમઝો શાનમાં. તારી. ૫ પદ ૯૫ હો જીવડલા જન્મ ધરિને હરિનું રૂપ ન લહ્યું, શું બાહ્યર ભમે ભીતરચ્ય જોને તાહારૂં બ્રહ્મસ્વરૂપ. ટેક. તું ક્યાંથિ આવ્યો ને ક્યાંહાં જાવું, તુને માયા ચેટક ક્યાંથિ હુવું; નિજ નામ જપિને નિર્ભે થાવું. હો જી. ૧ તું શું કરવાને આવ્યોતો, તુંને કોણે અહિં બોલાવ્યોતો; શું લેઇજાવું ને શું લાવ્યોતો. હો જી. ૨ તને શે સુખે ભોજન ભાવેછે, તને નિદ્રા તે ક્યેમ આવેછે; શિર નોબત કાળ બજાવેછે. હો જી. ૩ આ કાયા કાળનો ચારોછે, બહુ નામી બોલણહારોછે; સુખ દુખથિ નિર્ગુણ ન્યારોછે. હો. ૪ જે બોલે તેને સોધજે, ગુરૂજ્ઞાન બુદ્ધિએ બોધજે; હરિ હિરે હિરો વેંધજે. હો. ૫ તુરિયા તે તારૂં રૂપછે, ભજશે તે બ્રહ્મ સ્વરૂપછે; અવિનાશિ અકલ અરૂપછે. હો. ૬ કહે પ્રીતમ પુરણાનંદછે, ઘટ ઘટ રસીયો

ગોવિંદછે; ન સમજે તેનિ મતિ મંદછે. હોજી. ૭ પદ ૯૬ નરે ગાફલ ગુમારે ગંધિ દેહનો ગરબ કરચે શું થાય; નહિ વિલંબ લગાર, વાત કરંતાં કાયા વણશિ જાય. નર. ૧ તું અંસ હતો ઇશ્વર કેરો, જિવ થઇ રહ્યો અવિદ્યાનો ચેરો; તારે માથે રવિ સુતનો હેરો. નર. ૨ શું સુભિ સુતનિ પેરે ચાલે, તું ગરધવનિ પેરે માલે; તું હાથે ધુળ માથે ઘાલે, નર. ૩ એક સ્વાંત બુંદ સીપે ગાલ્યું, તેનું મહા મુગતાફળ થઇ રહ્યું; કદલીમાં પડ્યું તે કપુર થયું. નર. ૪ અહિ મુખમાં પડ્યું તે ગરલ થયું, સાગરમાં પડ્યું તે લવણ થયું; પ્રથવીમાં પડ્યું તે પ્રલે થયું. નર. ૫ જેમ કનકમાં કથીર ભળે, એમ વિના વિચાર સાર નવ જડે; કહે પ્રિતમ રવિ ઉગે રજની ટળે. નર. ૬ પદ ૯૭ તારૂં સુપન શરિર નીર ઉસનું એણિપેરે ઉડિ જાસે; હેતે ભજ રઘુવીર, નામ તણે પરતાપે નીરભય થાશે. ૧ જેમ સલિતાપુરે નીર જાશે, તારૂં આયુશ ઓછું એમ થાશે; જેમ કમળને કુંજર ખાશે; તારૂં૦ ૨ જેમ પારો પાંણી થઇ ચાલે, તેને કહોને કેઇ પેરે ઝાલે; ખર્યું પાન નહી લાગે ડાલે; તારૂં૦ ૩ જેમ કડળી ફળી તે નવ્ય ફળે, ત્યમ ગઇ મનષા દેહિ તે નવ્ય મળે; ઉડ્યું કપુર વાલ્યું નહિ વળે. તારૂં. ૪ જેમ વિજ ચમકે ગગન માંહી, તેમ દિપક જોત્ય સમે નાંહી; તારી અથીર દેહ તે થીર નાહી. તારૂં. ૫ દેહ મનુષ્ય જનમ મુગતી જાણો, એ સાર શબ્દ રૂદે આણો; કહે પ્રિતમ પરમ પદને માંણો. તારૂં. ૬ પદ ૯૮ આરે અવસરમાં જેણે સદ-ગુરૂ શેવ્યા, વસ્તુતો દિધિ બતાયરે; સોહાગિ લાલ આરે અવસરમાં જેણે સદગુરૂ સેવ્યા. ટેક. સંત સમાગમ જેને વાલેરો લાગે, વાદ વિવાદ મટિ જાયરે. સોહા. ૧ ઓહંગ સોહંગ શબ્દ નાભિથી ઉઠે, સુન્ય શિખર ગઢ જાયેરે. આરે. ૨ પરાપશ્યંતિ મધ્યમાં વૈખરિ વાણી, મધ્યમ ઘાટ ઘડાયરે. સોહા. ૩ ચળ અચળમાં માહાલે અખંડ બિ-હારી, જ્યાંરે જોયે ત્યાં તેવા થાયરે. સોહા. ૪ ચંદા સુરજ દોનો એક ઘર લાવે, સુરત નુરતે ભળી જાયરે. સોહા. ૫ ઇંગલારે પિંગલા શુષુમણા ને સાધે, તરવેણિ સંગમ થાયરે. સોહા. ૬ આઠેરે પોહોર જેને લાગી ખુમારી, આવાગમન મટી જાયરે. સોહા. ૭ અનુભવ ઉગ્યોને થયુંરે અજવાળું, અજ્ઞાન તિમર ટળી જાયરે. સોહા. ૮ અનહદ વાજાં વાજે,

ગગન મંડલમાં ધાર શબ્દ ત્યાંતો થાયરે. સોહા. ૯ એકવિસ હજાર છસ દમને સાધે, રંણકાર શબ્દ ત્યાંતો થાયરે. સોહા. ૧૦ હરિરે દાસ નીજ નામ જપિ લ્યો, હરી ભજે હરીમાં સમાયરે. સોહા. ૧૧ પદ ૯૯ સાચી સમજણરે, બુધિને ખોટીરે લાગે; સંત મનાવેતો માનો હો લોલણી, સાચી સમજણરે; બુધિને ખોટેરી લાગે. ૧ શિલ સંતોષ કોહોતો કલાં ઘઢાવું, કરૂણાની કાંબીયો પેરાવું હોલોલણી. સાચી. ૨ વિવેક વીચાર કોહોતો વિછવા ઘડાવું, હરખના ઘુઘરા બંધાવું હોલોલણી. સાચી. ૩ સાધન સંપન કોહોતો ચુડલો પેરાવું. ક્ષમાની પુંચીયો ઘડાવું હોલોલણી. સાચી. ૪ ગ્નાન વૈરાગ બાજુબંધ સોવરાવું, શાંતિનું રત્ન જડાવું હોલોલણી. સાચી. ૫ પ્રેમનાં પુષ્પ ગળામાં નંખાવું, લક્ષનો દોરડો પ્રોવાવું હોલોલણી. સાચી. ૬ ટેકરૂપી કો'તો તુષિ ઘડાવું, દયાની દામણી બંધાવું હોલોલણી. સાચી. ૭ સત સંગતરૂપી કોહોતો ઘુલરે ઘડાવું, લગનનું લોળીયું પેરાવું હોલોલણી. સાચી. ૮ ભક્તિ રૂપી કોતો વાળીયો ઘડાવું, મુક્તની ચુનીયો મેલાવું હોલોલણી. સાચી. ૯ સમાધી સમજણ કેતો સેંથો પુરાવું, જોગનો ચાંદલો ચોડાવું હોલોલણી. સાચી. ૧૦ ધિરજ રૂપી કોહોતો વેણ્યો ગુંથાવું, ગુરૂ ગમનો ગોફણો લટકાવું. હોલોલણી. સાચી. ૧૧ ચોખી ચાલની તમને ચોળી શીવડાવું, ચૈતનની ચુંદડી પેરાવું. હોલોલણી. સાચી. ૧૨ સાચી કરણિનો કોહોતો કંચવો શિવડાવું, ભાવનું ભરત ભરાવું હો લોલણી. સાચી. ૧૩ દાસ ગોપાલ કહે એ સમજણ સાચી, દક્ષનો લક્ષ બતાવ્યો હોલોલણી. સાચી. ૧૪ પદ ૧૦૦ સુરતા લાંગીરે, જેની ભ્રમના ભાગિછે; જાણે કોઈ સંત સુજાણરે સોહાગી, જેની સુરતા લાગીછે. ૧ નટડિયે ખેલ રચ્યોરે ચોગાનમાં, વરત વિના બીજું નજરે ન આવે. જેનિ. ૨ પતંગને દિપક સાથે પ્રિત બંધાણી, તન મન અરપ્યુ જેણે તજાવિ દેહ. જેનિ. ૩ મિનને જળની સાથે સ્નેહ બંધાયો, પ્રાણ તજેરે તોય પ્યાસ ન છાંડે. જેનિ. ૪ નાદના મોયા કાંઈ મ્રગ મરેછે, શબ્દના મારેયા કાંઈ સંત ગલેછે- જેનિ. ૫ ચાતુક સ્વાંતિનુ બુંદ પોકારે, અવર નીરસું કાંઇ ભાવ ન લાવે. જેનિ. ૬ મરજીવે સંતતો મન વશ કિધાં, જૈને સમુદ્ર મધે મોતિજ લિધાં. જેનિ. ૭ સુરાનાં લક્ષણતો એવારે કેયે, રણમાં ચડે

તેવારે પુંઠે ન રૈયે. જેનિ. ૮ સુરત નુરત કોઇ સંત પિછાણે, અનુભવિયારે તેતો માહા રસ માણે. જેનિ. ૯ ભક્તિના લક્ષણતો એવારે કૈયે, જીવનના સ્વામિ મારા વસીયાછો હૈયે. જેનિ. ૧૦ પદ ૧૦૧ ગુરૂરે કરયા પણ ગ્રજ નહિ, ગ્રજવિના જ્ઞાન ન આવેરે; જ્ઞાનવિનારે નર પાવે જેવા, એ નર નારીમાં નાવેરે. ૧ સદગુરૂના વચન રૂદે ધરો, કાં થાવો વાંઝિયું જેવારે; સૌની વાતુરે મરને સાંભલે, તોય નર એવાને એવારે. સદગુરૂનાં વચન હરદે ધરો.૨ સંતના વચન નથી માનતો, ગુરૂને ગાલ દે બે હારિરે; જણુનારીનિ તેં શિદે કરી, નવમાસ ભારે મારીરે. સદ. ૩ ભક્તિ વિનારે નર ભુતછે, સામા મલિયા નહિ સારારે; ધ્રુડય જણ્યોરે એની જનુનીને, ઠાલો મન્યખો બગાડ્યો. સદ. ૪ ભક્તિ જન્મ્યારે એમને ધન્યછે, ધન્ય ધન્ય હરિજન જાયારે,વૈકુંઠ વાગ્યારે વધામણા, ચૌદ લોકમાં છાયારે. સદ. ૫ ભક્તિ જ્ઞાનને વૈરાગ્યછે, જો શુભ વિચાર આવેરે; કલ્યાણ કહેરે, આ નરનેતો આ ફેરો ફાવેરે. સદ. ૬ રાગ કિરતન. ૧ મુનસાદેહ તમે સફળ કરીલો કહુરે વેલા થાવો; વેણ રૂદેમાંજ વરલાને રહુરે વેલા થાવો. ૧ જમ કીંકરની અસવારી છે ઉભારે; વેલા. જાતી રહેશે જવાનાની ખુમીરે; વેલા.૨ જરા આવસે તેના ફરસે દવાઇરે; વેલા. વિતના વાતમાં જાસો ભાઇયો વવાઇરે; વેલા. ૩ રીધ લાધેજો ભલી ભજે તે ભવાઇરે; વેલા. હરીને ભજતાં દિન દિન કળા સવાઇરે; વેલા. ૪ રખે આલસ કરતા સમરણ સારૂરે; વેલા. વારે વારે ક્યાં લગી હું વારૂરે; વેલા. ૫ ભય ન ઉપજે તેનુ કરમ નઠારૂરે; વેલા. કાલુ મુઢ હે જતુવા તારૂરે; વેલા.૬ સમાણુસને શબ્દ રૂદેમાં લાગેરે;વેલા. મચ્ચલુ હોયતે જગાડ્યુ નવ જાગેરે; વેલા. ૭ ભરતખંડને જાંબુદ્વિપમાં આવારે; વેલા. કેછે દવારકો કોકને ગયું ફાવારે; વેલા. ૮ પદ ૧ હરીને ભજતાં વિલમ ન કરશો કાયરે, માનવિયો આ ચતુર વાતો ચીતમાં લેજો; જોયરે માનવિયો. ૧ દીવસ ઘટને મરણ માથે ગાજેરે; માન. જમરાજાને ઘેર વધૈયો વાજેરે; માન. ૨ ઉંચા અવાસ સાત માળના કાવેરે; માન. પંડે ચાલવું જ્યારે તેડુ આવેરે; માન.૩ હાથી ઘોડા સુખપાલો રથ વેલોરે,

માન. નવખંડ માંહિ અમલ આકરો ફેલોરે; માન. ૪ પાઘ પીતાંબર વસતર છે અનુપરે; માન. સુરજ થંભ્યા રહેછે હેવા રૂપરે; માન. ૫ રૂડી રાણીયો ચંદ્રવદની ઘરમાંરે, માન. સરખા સરખી દિસે જોબન ભરમાંરે; માન. ૬ સાક પાકતો તારેછે વિધ વિધનારે, માન. જે કાળે જોઇયે તેવાય સીધનારે; માન. ૭ અંતકાળે એ સૌ રેસે અળગારે, માન. વિપેને સવાદે સરવે વળગ્યારે; માન. ૮ કઠણ વેલ ત્રાસ પડે જેમ ઘેરેરે; કેછે દ્વારકો ચેતો આણે ફેરેરે; માનવિયો. ૯

**પદ ૨ રાગ પ્રભાતી.** જાગ્ય જન જાગ્ય જન મોહ નિદ્રા થકી, કરને વિચાર તું કયાંથીરે આવ્યો; નામ ને રૂપ વર્ણ જાતિ તારે નહી, આપ ભુલી અન્યભાવ લાવ્યો. જાગ્ય ૧ જાગ્રત આદ્ય લઈ અવસ્થા ચારેતુ નહિ, તેજ પ્રકાશિક રૂપ તારૂં; આપ અવિનાશી તુ જાણયરે આત્મા, મેલ્ય અજ્ઞાન તુ હુંને મારૂં. જાગ્ય. ૨ રાત્રના રૂપમાં સ્વપ્ન તુજને હવું, સ્વપ્નમાં બંધને મોક્ષ માણ્યું; રજ્જુ ભોરીંગ તે રાત્રનારૂમાં, અર્ક ઉગ્યો તારે રૂપ જાણ્યું. જાગ્ય ૩ જેમ મરકટ વૃક્ષે ચડયું તેની છાયા સિંધે ગ્રહી, આપ માની પડયો કાલ પામે; તેમ તુ તારા રૂપને ભુલ્યો હે આત્મા, બંધને મોક્ષ તુને કોણ આપે. જાગ્ય. ૪ તેજ તું તેજ તું જેને જોતો ફરે, સમઝને સાન માહાસંત કેરી; સચ્ચિદાનંદ તે સ્વેપરમાત્મા, પ્રિછતો વાતમાં પુછ ફેરી. જાગ્ય. ૫ શેષ સનકાદિક વ્યાસ શુક નારદ, જેરે જાગ્યા તેણે એમ જાણ્યું; વેદ વેદાંતમાં સાખ્ય સૌકો વદે, તે પુરૂષો તમે ઉર આણ્યું. જાગ્ય. ૬

**પદ ૩.** કુણ કરમે કરી હરિ ગયો વિસરી, ધરિધરિ દેહ દુખ પામ્યો પ્રાણી; નિર્લજ તુજને લાજ આવે નહિ, શું બેઠો હૈડામાં હરખ આણિ. કુણ. ૧ ભુવન એ ભાગસિ હેડ સુતસુંદરી, દામ ડહકલા સેજો જાણી; માયાનો માર માથાપર બહુ પડે, ફેરવ્યો અહંકારે આરે ખાણે. કુણ. ૨ મરિમરિ અવતર્યો મુઢ થાક્યો નહી, થાક્યા જમદુત કરી એચાતાણિ; કુકર પુછને વૈદ કોટી મળે, સુધું ન થાય એ વેદવાણી. કુણ. ૩ વાંસને બાસ લાગે નહી ચંદનની, મુજ ભિંજે નહી ગંગ પાણી; પ્રીતમ પ્રતિત આવે નહિ, જો સમઝાવે શિવ

સારંગ રાણી. કુશ. પદ ૪. સે નથી સમજતો મુરખ માનવી આયુ પલક તે પાછી નાવે, ઘડીઘડી છીનછીન ઘટતઘટત રહે; આયુ અંજલીનુ નિર કાવે સેન. ૧ કુંભ કાણો કરી મુરતક મુકીયે, વાર લાગે નહી થાય ઠાલો; એણીપેરે જીવનું જીવત જાણજો, ચતુર નરે ચિતમાં ચેતી ચાલો. સેન. ૨ શ્રવણ મેલાં થયાં નંદા બહુ સાંભળી, નેત્ર મેલા પરનારી નરખી; જીભ્હા ઝાંખી પડી જુઠું બહુ બોલીને, મન મેલું મહા મોહ હરખી. સેન. ૩ સર્વ અંગે કરી ભેટિયે શ્રીહરી, તેઅંગે દોષ બીજા કમાયો; પ્રિતમ પુરષ તેજ જીતી ગયા, સંસાર માં જેને શ્રીનાથ ગાયો. સેન.૪ પદ ૫. સ્મરણ છે સાચુરે હરીનું સ્મરણછે સાચુ, સ્મરણ કરશે તે ભવજળ તરશે કામ નથી કાચુ. સ્મ.૧ જે મુખથી હરી નામ ન નીસરે, બાદ્ય તેનું ડાચું;કર્મ જાળના કુટારામાં તે પડશે પાછુ. સ્મ. ૨ બાપક અખંડિત બ્રહ્મ, ચરાચર જોઇને રાચું; પ્રીતમ પ્રભુજીની કથાતે દિન રજનિ વાંચુ, સ્મરણ છે સાચુંરે હરીનું.સ્મ૦૩ પદ ૬. પ્રભુનેં પરહરી જેકોઇ અન્ય વાણિ ને ગાવે, આંધળો વણેને વાહે વાછડું ચાવે. ૧ કાળસ્વરૂપી વાછડું કૈયે, આવરદા ચાવે; દહાડે દહાડે મ્રત્યુ તાર, ટુકડું આવે. ૨ વેશ પેર્યા પણ દેશ ન આવ્યો, બદલાયું બેઠું; મંજારી કાઢતાં, ઘરમાં ઊંટીયું પેઠું. ૩ આવ્યોતો તું સાચે વદાડે, થયો જુઠારે બોલો; વિસંભર વિસારી ગાયો,માંકને ઢોલો. ૪ દવારૂપક તુ જીવન ગાયો,પ્રભુને મુકી આગે; હુંતો વાડ્ડ છેલ્લો લિધી રેચની બુકી. ૫ પ્રભુને વિમુખ જીવે કાંયે નવ્ય જોયું, આવિતી ધણી ભલસરા બિજ બાવળનું બોયું. ૬ મનષા સ્વરૂપી મઘરૂ જીવે, એજે વગોયું કહે કરૂ પોત બગડુ તારે સુતર ખોયુ. ૭ પદ ૭ જાગીને જપીયેરે, હરીને જાગીને જપીયે; જાગ્યા વીના જે જે કરીયે,તે ઘેલામાં ખપીયે. જાગી. ૧ કાયર બેશિને હરી જસ ગાયે,શું કરવા છપીયે; દુરી જનીયાનાં વચન સાંભળી, તાપે નવ્ય તપીયે. જાગી. ૨ તનમન ધન્ય અંતરજામિનેં,આપ તજી અરપીયે; પ્રાણ ગયા પણ પ્રભવિનુ, જલ ન પીધું બપઇયે.જાગી. ૩ અનીન પણે ઇશ્વર ને ભજતાં, સઉ દુખડાં ટળશે; પ્રીતમનો સ્વામી પ્રેમ સનેહિ, આવીને મળશે. જાગી.૪ પદ ૮ અનેક જન્મનો ઊંઘો

પ્રાણિ, કેમ કરીને જાગે; કર્મ ઘેનનું ધારણ પડીયું નિદ્રા નવ ત્યાગે. અનેક.૧ મલીન અંતઃકરણમાં અંધારૂં અજવાળું ન મળે, ઈંદુ અરકને પીળો દ્રષ્ટે પોતાને કમલે.અનેક.૨ માયા મોહ મદીરા પીધિ, મદ ભરિયો આગે; સદગુરૂની શિખામણય એને,કેઈ પેર્યે લાગે. અનેક. ૩ મરમ ન સમજે મુરખ્ય પ્રાણિ, માયા સુખ માગે; પ્રિતમ પ્રભુનું ભજન કરેતો, ભવ ભટકણ ભાગે. અનેક. ૪ પદ ૯ આદ્ય ઓંકાર તે અનંતમાં એકછે, જુજવા શબ્દને સર્વ સાધે; મન બુધ્યે કરી, બોધ કરે બહુ ભાત્યના, તેણે વૈખરી વાણીનું જોર વાધે. આદ્ય. ૧ તેજ ઓંકાર ત્રીલોકમાં પરવર્યો, સુર અસુરને પશુ પ્રાણિ; આદ્ય નારાયણને અંતબ્રહ્મા લાગે, વીધિ નાષેધને વેદવાણી. આદ્ય. ૨ આકાર ઉકાર મકારમાં મેલતાં, સુરૂ ઉકારતે ઈમજાણો; ભગત ભગવાન તે વેદ શ્રૃતિ વદે, તેહમાં ભેદ તે શું રે આણે. આદ્ય ૩ પરાપ શાંતી મધ્યમાં વૈખરી, ચાર વાંણ કરી સર્વ બોલે; આદ્યને અંતતે એકદ્રૈતછે, એમ શુધ જાણયા વીના ચિત ડોલે. આદ્ય. ૪ પંડ્ય બ્રહ્માંડમાં એક પરમાત્મા, શબ્દને પારતે શબ્દ પોતે; મુલદાસ કહે મર્મ મુલગો વિચારતાં, અન્ય બીજો નહી એમ જોતે. આદ્ય. ૫ પદ ૧૦ મન મેલ્યતું માન મનનું પરૂં,મનકર્મ વચને કેર્ય માળા; માન મુક્યાવિના મુક્તિ આવે નહી, બ્રહ્મ ભાસાવિના સર્વ ચાળા. મે. ૧ માન મુક્યાપછી સંત કિ્રપા કરે, માન અજ્ઞાનતે હાણ્ય મોટી; નામને રૂપતે જાણ્ય નિશ્ચે નથી, એવું જ્ઞાન જાણ્યા વિના જાણ્ય ખોટી. મે. ૨ મન કલ્પીતતે મત બહુ ભાત્યના, શબ્દના ડાઠમાં ડાપ ડોલે; આ આલોક પરલોકતે કાળ નિશે ગળે, ઈમ ભક્તિન પામિયે ભાતભોળે. મે. ૩ શબ્દ સાચા કરી ખબરના વિખરી, અન્ય જાણી બ્રહ્મ મોક્ષ આપે; રવિ રાહે ગળ્યો અર્ક જ્યમ આથમ્યો, મહંતનુ માન લેઈ મત થાપે. મે. ૪ બ્રહ્મના દેશમાં ભાવ બીજો નહી, એ દેશના અનુભવિ દ્રૈત ટાળે;મુલદાસ કહે માન મુકી મહંતને, જે મળો ગર્વના દર્પને સદ્ય ગાળે. મે.૫ પદ ૧૧ અવિદ્યાનું અંગતે તજ તરીયા તણું, જેના ગુણ પરપંચનો પાર નાવે; જેના સંગથી વિદ્યા સર્વ વિસરે,

શુદ્ધ વિચાર તે ચિંત નાવે. અ.૧ ગુરૂ ગોવિંદથિ એજ અળગા કરે, મનમથો માનુનિ જ્ઞાન મારે; અગ્નિ બુઝે જ્યમ જળના જોગથી, ત્યમ વૃહને વૈરાગને સદ્યવારે. અ.૨ સગુણની ચારણી, કલ્પના કારણી, મક્ષિકા માનુનિનું મન મેલું; ભક્ષકરે તારે ભેદ ભુલ આણે નહી, વિષ વિષ્ટા કરે પ્રેમ પેલું. અ.૩ તજ પરીતાપ ત્રિલોકમાં તે રહે. રવિના તેજને રાહુ ગ્રાસે; કાળનું રૂપ તે કામની દામની, સુરવિરનું તાંહાં નેમનાસે. અ.૪ સરપણિ શાકણી વૃહવંતી વાઘણી, ઘટમાં કામના ઘન ગાજે; મધુરિશિ વાણિયે મુખ બોલે ખરી, પણ ભડ મેંગલનાં જુથ ભાજે. અ. ૫ નારચ તરૂવારચ તે નરને નવ ગણે, પર હાથ્ય ચડે તારે શિશ્ય ટાળે; અગ્નિ ન ઓલખે પોતાનું ને પારકું,, બહું બલ વાધે તારે સદ્ય બાળે. અ. ૬ નકટ નારચ તે લાજ લોભે કરે, ઘુંઘટામાં ચૌદ લોક ઘાલ્યું; અહો અબલા પણ બલ બહુ ભાત્યનું, નર તણું જોરતો નવ ચાલ્યું અ. ૭ એવિ અજિતને જિતવા સંત સંમૃથછે, જ્ઞાન ગંભિરમાં બ્રહ્મ કાવે; તેજ પ્રતાપ ત્રિલોકમાં કહે મુલદાસ, ત્રિયા તણો તાપતાં નિકટ નાવે. અ૦ ૮ પદ ૧૨. સંત સુરવિરતે જાણ્ય સંસારમાં, ઓલખિ આત્મા આપ ટાલે; હદ્યના પદની વાત વટી ગયા, અત્ભુત પારચતે બ્રહ્મ ભાલે. સંત.૧ શબ્દના બાણથિ સંત ચમકે નહિ, ત્રિગુણ રૂપિ બહુ તિર છુટે; આપ મુવા વિના અંત આવે નહિ, નિમખ નવ રહે કર્મ કાળ ખુટે. સદ્ય. ૨ મેરૂ ડગે પણ મન ડોલે નહિ, બુદ્ધિ મા બાપનો બોલ લીંધો; વૃહને વૈરાગ્યમાં સુરતિ સુપિ રહે, મુલદાસ પારચ પુગ્યા પક્કો પ્રેમ પિધો. સંત. ૩ પદ ૧૩. કામ ક્રોધ લોભનો ડક લાગે નહિ, જનનો જોગતે રૂઢ કાવે; અવિચલ ભક્તિતે આદ્ય પુરૂષની, વિઘ્ન વિઘન ત્યાં નિકટના આવે. કામ. ૧ સિંધના ચરણને શિઆલ ગ્રાસે નહિ, આશરો માહારાજનો એજ મોટો; પ્રત્યક્ષ પરમાણ પરમાત્મા પરહરિ, અન્ય ઉપાસવો તેજ ખોટો. કામ. ૨ કેશરિ બાલતે ક્રિડા કરે વનમાં વિચરે, એકલું એ વાટ ઘાટે; અન્ય મારૂત તેને મારી કાંઇ નવ્ય શકે, સર્વેનું દેખતાં ચિત ફાટે. કામ. ૩ ભુતનો ભય તેતો બાલને ઉપજે, નર ધિરતે ભય કેનો નવ્ય

આણે; અકલ આરૂઢ એવું દાન માહારાજનું, મુળદાસ જુક્તી કોઇ જન જાણે. કામ. ૪ પદ ૧૪. વૃહને વેરાગ્ય જે જનનને પ્રગટે, બ્રહ્મ સ્વરૂપમાં શુદ્ધ લાગિ; આ લોક પરલોકના ભોગ ભાવે નહિ, જક્ત જિવનમાં જેની બુદ્ધ જાગી; વૃહ. ૧ મિથ્યા પરપંચને સંત માને નહિ, સંસારનાં સુખતે સ્વપ્ન જાણે; જાગ્રત સ્વપ્ન સુસુપ્તિ સમ થયું, અર્ક ભ્યમ રાતનો અંત આણે. વૃહ. ૨ વાંસના જોગથિ વન્હી જેમ પ્રગટે, દેખતાં વનતે સર્વ દાધું; તેમ વૃહને વેરાગ્ય જેના અંગમાં ઉપન્યો, ઓલખિ આત્મા આપ ખાધું. વૃહ. ૩ અજ્ઞાનનાં બિજતે બ્રહ્મ અગ્નિમાં બલ્યાં, વિશ્રામ પામ્યું મન સ્વાંતી ઊઢિ. મુળદાસ કહે માત્રા એક નભ ઉગરિ, અચાનક લાય થઇ ઘર ઉઢિ. વૃહ. ૪ પદ ૧૫ અનુભવાનંદ તે સંત અદ્વૈતછે, માન્ય ઊધવ કહું વચન મારૂં; વિષ્નુ વચન સાખ્ય શ્રુતિ તણી, તત્વંત્વં તત્ બ્રહ્મરૂપ તારૂં. અનુ. ૧ અર્કનિ ઉપમા સંત શોભે સદા, તીવ્ર વૈરાગ્યથિ તિમ્ર ત્રાસે; મહા મહદ બુદ્ધિ બનિ મહા સંતની, સેવતાં તે ભય શોક નાસે. અનુ. ૨ કામ ક્રોધ લોભ મોહ લાગે નહિ. બ્રહ્મ ઉપાસના ભ્રમ ભેદે; શબ્દ ચક્રશુદ્રસન કરિ, પાંચ પચિશનાં શિષ્ય છેદે. અનુ. ૩ નેનમાં વેનમાં સંતમાં શ્રીહરી, દિન થાય તેહેનાં દરદ સોસે; સંતનો પ્રતાપ તે શું કહું તુજને, રત્ન આપિ તેને રામ પોખે; અનુભવાનંદતે સંત અદ્વૈતછે. ૪ અડસઠ તીર્થનું ફળતે સંત સમાગમે, તિર્થના ફળનો તો પાર આવે; સંત પરસે તેનો પાર પામુ નહિ, મુળદાસ કહે મુલ તોલતે માપના આવે. અનુ. ૫ પદ ૧૬ જે પદ પામિયે સંતને સેવતાં, તે પદ ન હોય તપ તીર્થ કિધે; સંત કિપા વિના કર્મ છુટે નહિ, શુ થયું દેહ દમી જડ પુજા કિધે. જે. ૧ જન્મનાં અઘ ઓઘ તે હરે સંત કૃતનવિ, પાપ ન જાય બિજા કોટ ઉપાય કિધે; ત્રિવિધ તાપ એક જ્ઞાન નિશ્ચે હરે, બિજે શુદ્ધ ન થાય કર્મ ક્રિયા ભેખ લિધે. જે. ૨ જિવ જાગ્યા વિના જક્ત સાચુ વદે, સુભા સુભ બે કર્મ સાધે; વાતને ભોજને ભુખ ભાગે નહિ, ભુખ ભાગે પ્રત્યક્ષ પાક સિધે. જે. ૩ સંત સેવ્યા વિના જિવ જિવે ઘણું, મોક્ષ ન થાય અન્ય દેવ સાધે; સ્વપ્નનાં સુખતે જ્ઞાનથી તે ટળે, મુળદાસ કહે મહા

પદમાં મોક્ષ લાધે. જે. ૪ પદ ૧૭ તારી શુક્ર શુણિતની દેહ આ નીપની, સ્નેહ નર એહનો સો કરેછે; માની માથે લેઇ મહા ભાગ ભોગવે, લક્ષ ચોરાસીમાં કાંહાં ફરેછે. તારિ. ૧ એ બે માલ ભલો ભરી સુખે કાં ભુલિયો, આ દેહ અભડાત તેમાંયે પડ્યું; લાલ લિંટ રૂધિર પરૂ હાડ નાડી માંસ, આલું ચામડુ ઉપર જડું. તારી. ૨ નિત્ય નિપજતે મુત્ર વિષ્ટા તણી, પ્રત્યક્ષ પરમાણુનું પેખ પ્રાણી; આહાર ઉત્તમ કરે સાર નત્ય ઉપજે, એમ પિંડ પોખેછે સુ પ્રિત આણિ. તારિ. ૩ પંચ પુત્ર પંચાણું અંગ લક્ષ્મી ધરે, ગદા પદમનો વૈભવ પાયો; કરેયું વૈતરૂં વેઠ ઉઠિ સગલે, નિર તિશય નિજ લાભને નવ ધાયો. તારિ. ૪ ફોકટ ફંદમાં મોહ મમતા કરિ, અયાનંદનિ નિજ લાભ ખોયો; ધિક તારૂં જીવત દુરમતિ દુષ્ટ અભાગીયા, આનંદ ધન આત્મા નત્ય જોયો. તારિ. ૫ બ્રહ્મવેત્તા ગુરૂતે રૂપછે બ્રહ્મનું, સેવતાં ભય શોક સંતાપ વામે; કહે જુગ જિવન સેવને શુદ્ધ ભાવે કરિ, પરમ સુખધામ મહા પદ પામે. તારિ. ૬ પદ ૧૮ ઉઠ્ય આળસ તજી ભજ પરિબ્રહ્મને, જન્મને મૃત્યુ મહા દુઃખ જાય; જડ મતિ પરહરિ સેવને સદગુરૂ હરિ, પાસે પ્રગટે પ્રભુ સુખ સેજે થાય. ઉઠ્ય. ૧ વંદવા સરિખો નર દેહ નહિ મળે, એક પદાર્થ અતિરે મોટો; ચાર કાલનો ચડ્યો તુને ઠાંમ બેસારસે, એ વિના આનંદનો પડ્યો રે ટોટો. ઉઠ્ય, ૨ બ્રહ્મ ભાસેતો ભલાથિ ભલેરો, નૈતો નરકના ઢગલાજ જેવો; વર્ણ કુલ ઉત્તમ આવે શું થયું જો, આ દેહે ન જાણ્યો આત્મા અસંગો છેજ તેવો. ઉઠ્ય. ૩ મુછ મરડિને માણસમાં મોટો હવો, પ્રપંચ કરિને પૈસા કમાયો; નિજ મુરખતા તણું શલ્ય રૂદિયે રહ્યું, ડાહ્યો ઘણો પણ માયાયે વાયો. ઉઠ્ય. ૪ આપનું પોત પ્રિછા વિના પ્રયત્ન મોટાં કરયાં, અંતે તારેતે શે કામ આવે; કહે જુગજિવન સેવોને સદગુરૂ, જન્મના બંધન એજ છોડાવે. ઉઠ્ય. ૫ પદ ૧૯ પ્રજ્ઞાનમાનંદ બ્રહ્મ માહા વાયક, રૂગ્વેદ એમ બોલેછે; શુદ્ધ મુમુક્ષીને સમઝાવીને તેના અંતર પટને ખોલેછે. પ્ર. ૧ જેણે કરિ જોવાય સુગંધ લેવાય બોલાય સંભળાયછે; પ્રત્યક્ષ સઉનો સ્વાદ ઓલખે, તે

આત્મા કેવાયછે. પ્ર. ૨ તે તે કોણજે અહં બ્રહ્માસ્મિ, યજુર્વેદ એમ બોલેછે; સાધન સંપન અર્થ ઓલખે, તેને સમઝાને ચિતમાં રાખેછે. પ્ર. ૩ વલિ દ્રઢ કર્વા તત્વ મસિ એમ, સામવેદ સમઝાવેછે; તત્વંપદનો અર્થ એકતે, અસિપદમાં ઓલખાવેછે. પ્ર. ૪ અથર્વેદકે અયંમાત્મા, અપરોક્ષ કરિને આપેછે; અધીકારીને રાજે બેસારીને, તેને અમલ કરિ સ્થિર થાપે છે. પ્ર. ૫ એવાનીજ સ્વરૂપને ભુલ્યો જીવતે, સદગુરૂ પ્રતાપે પામેછે; સાક્ષી અનુભવાનંદ ઓળખે તેના, જન્મ મરણ ભય વામેછે. પ્ર. ૬ પદ ૨૦ તુતારૂં આપ સંભ.ળરે આત્મા, આપ સંભાળ તો રૂપ લાધે, ક્યાંથકિ ક્યાંલગે કેનેરે રહીષતું, એમ વિચાર તો માલ વાધે. તુંતારૂં. ૧ તુંછુંતે કુણ છે હુંછુંતે કે કયિ, એથકી વેગળો હું નજાણું; પ્રત્યક્ષ પંચમાં બ્રહ્મ વિલશિ રહ્યો, અન્ય ઉપાસના કારે આણે. તુંતારૂં. ૨ આદ્ય તે શું હતું અંત્યે તે શું હશે, મધ્ય થઈને એક માણે; ભૂતભવિશ વૃતમાન તું વિઠલા, જુકતે જુકતેકરી લક્ષને જાણે. તુંતારૂં. ૩ દેહ તારો નથિ દેહનો તુ નથિ, સદાય દેહથિ રેને અળગો; ભણે નરશૈયો કેવલ બ્રહ્મ જાણ્યા વિના, આણછતા દેહને કારે વળગો. તુંતારૂં. ૪ પદ ૨૧ અખિલ બ્રહ્માંડમાં એકતું શ્રિહરી, જુજવે રૂપે અનંત ભાસે; દેહમાં દેવતું તત્વમાં તેજછું, સુન્યમાં શબ્દ થૈ વેદ વાંચે. અ. ૧ પવન તું પાણી તું ભોમિ તું ભુદરાં, વૃક્ષફુલ રૂપથૈ વશ્યો આકાશે; વિધિવિધિ કેરડા ભોગતુ ભોગવે, શિવનો જીવ થયો એજ આશે. અ. ૨ બિજમાં બટવસે બટમાં બિજછે, તેજ પટાંતરો જોને પાસે; ભણે નરસૈયા મુરમન પ્રાછવે, કરવ હરિસું પ્રિત પ્રેમ પ્રગટ થાશે. અ. ૩ પદ ૨૨ જ્યાંલગિ આત્મા તત્વ ચિન્યો નહી, ત્યાંલગી સાધના સર્વ જુઠી; મનુષા જન્મ એળે ગયો એહનો, જાણજો માવઠે મેઘ ઉઠો. જ્યાં. ૧ શું થયું જપતપ તિર્થ કરવા થકી, શું થયું ઘરમાં રઈ દાન દિધે; શું થયું અંગ જટા ભસ્મ લેપન કર્યે, શુંથયું વાળ લોચન કંધે. જ્યાં. ૨ શું થયું તિલક તુલસી છાપ લિધાથકી, શુંથયું ગ્રહી માળા નામ લિધે; શું થયું સંધ્યા સ્નાંન કરેવા થકિ, શુંથયું ગંગા જળ પાન પીવે. જ્યા. ૩ શું થયું વેદ આકર્ણ વાણી વદે, શુંથયું રાગને રંગ માણે; શું થયું ખટ દરશન ભેખ ધરેવા થકી, શું થયું વરણાશ્રમના ધર્મ જાણે. જ્યાં. ૪ એજ પરપંચ

તો પેટ ભરેવા તણા, જ્યાંલગી પરિબ્રહ્મને નવ જોયા; ભણે નરસૈયો અંતઃકર્ણ પ્રેમ પ્રગટ્યા વિના, રત્ન ચિંતામણી દેહ ખોયો. જ્યાં. ૫ પદ ૨૩ નામ પામ્યો પણ રામને નવ લહ્યો, વેશ્ય કેરડું બ્રદ ઝાલે; પુત્રવીના જેવું ઘર વચે પારણું, વરવિના સુંની જેમ જાન માલે. નામ. ૧ પંડ્યમાં બ્રહ્મ તે પ્રગટ પેખે નહિ, ફોગટ ભમિ મરે દૂર ભાળે, અગણીત અપારનું ગણિત લેખુ કરે, દ્વૈત ભાવે કરી માળા ચાલે. નામ. ૨ હરીનારે જન થઈ હરીને જાણ્યા નહી, વાત પકવાને નહી ભૂખ ભાજે; આધીની જ્વાળા તે ભેખથી નઈ સમે, ડાલો ગગનમાં મેઘ ગાજે. નામ.૩ તુ જન જાણીસ જે હું હરીજન થયો, કિરતન ગાઈ થયો ભક્ત ભવમાં; કરણિ તો કાગની હોંચ વદે હંસની, એતો વાત હરી જાણે લવમાં. નામ. ૪ અનિત્ય આકાર નીરાકારમાં મન ગળે, દ્વૈત સંસારની ભ્રાંતિ ભાગે; દાસ નરસૈયો તેહને ચરણે નમે, જેહને જ્ઞાન વિજ્ઞાનની જોત્ય જાગે. નામ. ૫ પદ ૨૪ જાગિને જોવું તો જક્ત દિસે નહી, ઊંઘમાં અટપટા ભોગ દેખે; ચિદ વિલાસતે ચિદઘન રૂપછે, બ્રહ્મ લટકા કરે બ્રહ્મપેખે. જાગી. ૧ પંચમા ભુતતે પરીબ્રહ્મથી ઉપનાં, અરસ પરસ રહ્યાં એ વળગી; ફળને ફુલતે વૃક્ષના જાણવાં, થડથકી ડાલ્ય નહોય અળગી. જાગિ. ૨ વેદતો એમ કહે સ્મૃતિ સાખ્યદે, કનકને કુંડલ ભિન્ન નોય; ઘાટ ઘડ્યા પછી નામ આરોપિયું,અંત્યેતો હેમનું હેમ હોય. જાગિ.૩ જડ ચૈતન તે આપ ઈછાયે થયો, ચૌદ લોક રચાવિને ભેદ કીધા; નરસૈયા સમરને મરમ જે માયલો, એ સમશામાં કંઈ સંત સિધ્યા. જાગિ. ૪ પદ ૨૫ સમરચને શ્રીહરી મેલ્ય મમતા પરી, જોને વિચારિને મુળ તારૂં; કોણકુ તું જને કેને વળગિ રહ્યો, વગર સમઝો કહેછે સર્વ મારૂં.૧ જોને તું જુગત્યે કથી દેહ તારો નથી, રાખતાં નવ રહે નેઠ્ય જાય; કાયાનાં સંબંધિ તે સર્વ કુંડાં મલ્યા, પુત્ર કલત્રને પશુ પસ્તાય. સમ. ૨ ધન્યનું ધ્યાન તું અહરનિશ ચિતવે, તેજ અંત્રાય તુ જાણ્ય તારે; પીયુ પાસે થકિ ગયો તુ વિસરિ, હાથ્ય આવી બાજી શિદને હારે. સમ. ૩ ઘેન ઘેર્યો થકો બ્રમ નીદ્રા ભર્યો, સંતના શબ્દ

સુંણી ગ્રન જાગે; જાગ્યતો નરસૈયા લાભછે અતિ ઘણો, તારા જનમો જન્મની આધ્ય ભાગે. સમ. ૪ પદ ૨૬ શ્રી સુખે સુતો તું સમરિશ નાથને, હાથ હરી નામ વિના કુંણ સાસે; માતને તાત સુત ભ્રાતને ભામની, દોયલિ વેળાયે દુર્ય થાશે. શ્રી સુ. ૧ ઊધે મુરતક કરી તપ બહુ આચર્યા, સંચર્યા ભક્તિ ભગવાનની કરવા; અવતરી પાશ બંધાયો માયા તણે, જીવની જાજપના જઠર ભરવા. શ્રી સુ. ૨ દિવશ દોદિશ ફરો રાત નિદ્રા કરે, સ્વપ્નમાં સાંભરે મોહ માયા; કલપના કોટિ ભવ મટે નહી, જ્યાંલગી પ્રાણ સંજોગ ત્યાંલગી કાયા. શ્રી સુ. ૩ ધન્ય ધામે કરી મોહી રહ્યો લોભાયા, વિસર્યા વેદના ગર્ભ કેરી, ત્રિલોકી નાથને તારે સંભારશો, જારે જનુની જઠરામાં રાખે ઘેરી. શ્રી સુ. ૪ બાલ્યને જીવતુ વાલ્ય આવ્યો બહુ, કેટલાક તને પ્રતિબોધ કરશે; દુષ્ટ સંસારનાં બંધન ટાળવા, નરસૈયા સદ્ગુરૂ શરણ્ય રેયે. શ્રી સુ. ૫ પદ ૨૭ શરિર શોધ્યા વીના સાર નવ્ય પ્રગટે, પંડીતો પાર નહિ આવે પોથે; તાંદુલ છાંડીને તુછને વળગિયો, ભુખ્ય નહિ ભાગે એ ઠાલા ફોથે. શરી. ૧ રસનાના સ્વાદમાં રૂશલ રીઝી રહ્યો, ગુરૂગમ વિના વાધક ગોથે; વિવિધ વાણી વદે રંગ ન લાગ્યો રૂદે, પરહરી પીંડને બાંધ્યો પ્રોથે. શરી. ૨ શબ્દ સંચ્યા ઘણા સકલ વિદ્યા ભણ્યા, અધ્યાતમ ઓચરે તેજ પોતે; પરપંચ પંડમાં રહ્યા અહંકાર તે નવ ગયો, અનંત જુગ વહી ગયા એમ જોતે. શરી. ૩ ભણી શાસ્ત્ર કિધાં કડે તોય રજનીમાં આથડે, અંધને સંચરે શૂલ્ય શોથે; ભણે નરસૈયો મુગ્રાણા જુજવે મતે, રવી રજની નોય પદ ચોથે. શરી. ૪ પદ ૨૮ રઝળતી રાંડનાં રડવડતાં છોકરા, તેને કુંણ શિક્ષા દેઈને ઠોર આણે; અંધ ગુરૂ તેણે બધિર ચેલા કર્યા, બ્રહ્મની વાતમાં તે શું જાણે. રઝલ. ૧ સ્વપ્નના સુખને સાચક કરી લેખવે, વાદ કરે ને વિશ્વ વખાણે, આપણી ઉરમી મન થકી નવ લગે; જ્ઞાની થઈને પાસુજ તાણે. રઝલ. ૨ નીરગુણ નાથને ઓળખી નવ શકે, સગુણ બ્રહ્મ સુરત્યે ન આણે; જડની વંદના કરે ચેતનની નંદા કરે, ભુલ્યા ભમતા. ફરે બિજ વાણે. રઝલ. ૩ અગમ ગુરૂ થકી

નીગમ નર નીપના, બ્રહ્મની વાતમાં તેજ જાણે; પાસેથી પ્રભુજીને અળગો નવ લેખવે, નરસૈયો તેનું પાસું જ તાણે. રજ. ૪ પદ ૨૯ આનંદના ઓઘ તે આજ વરત્યા ખરા, કોટી કલ્યાણ તે આજ મારે; હરી હર અજ સનકાદિક નારદ, તેહને ધ્યેય તે પ્રાપ્ય મારે. આનંદ. ૧ નીગમને અગમ તે સુગમ થયું માયરે, જેહને હરનીશ રટે શેષ સરખા; એવાજે બ્રહ્મ તે શુ એકતા ઉપની, અત્યંત વિલે થઇ ગયું તેજ મુર્ખા. આનંદ. ૨ મિથ્યા આલાપ વિસ્તાર વાધ્યું હતું શબ્દનું જાલ તે નાશ પામ્યું; બંધને મુક્ત તે જેમ નિંદ્રા લગે, જાગ્યે જંજાલતે સર્વ વામ્યું. આનંદ. ૩ નિંદ્રાવાનને સ્વપ્ન થયુ હતુ, તેણે જાગતે રૂપતે બિજુ લિધું; વસ્તુ વિષે વિકાર એકે નહિ, તાં વાયુ બ્યોમ દ્રષ્ટાંત દીધું. આનંદ. ૪ પવનને જોગે જ્યમ અભ્ર જામે ઘણાં, વળિ વિલે થાતે થકે રૂપ મુકે; આતમ આકાશમાં ઇમ પિંડ છે હે અખા, મર્મનું ભર્મ તે ઇમ ચુકે. આનંદ. ૫ પદ ૩૦ વાંણુ વાયું નરે તારે તું જાણજે, ત્રિગુણ રૂપિ તારિ રાત જાય; આત્મા અર્ક ઉગે જ્યારે આપમાં, તારે સર્વ નિશાચર ઠામ થાય. વાણું. ૧ ઊંઘમાં ઉઠિ બેઠા થયા બહુ વિધ, ઉત્તમ મધ્યમ કર્મ શુંણું; ઊંઘે ઘેરયા ઘણું માન જાગ્યા તણું, બ્વું નર આચરે પાર વાણું. વાણું. ૨ જાગ્યા હોયતે જન્મ કેહનો ગણે, જડચૈતન વિચાર વિચ્યાર કરતે; આપ ઓળખ્યાવિના થાપ દેહનો કરે, તેજ રેણી કેરૂ રૂપ વરતે. વાણું, ૩ પ્રાતઃનું પારખ્યું ત્યારે તું જાણજે; દ્વૈત અજ્ઞાનની ઊંઘ ઉડે; સોહંબ્રહ્મ સોહંબ્રહ્મ રૂદયામાં પ્રગટે, મન ન લાગે કાંઇ રૂડે કુડે. વાણું. ૪ પિંડ બ્રહ્માંડ દિસે નહિ જે વિષે, દિવ્ય દરશિ તણિ પેરય મોઢિ; ઘેને ઘાતા વરતે એક ઘામમાં; અખા સમજ્ય એ મોટિ કસોટિ. વાણું. ૫ પદ ૩૧ આજ આનંદ મારા અંગમાં ઉપન્યો, શ્રીહરિનિ મુને બાળ લાધી; મુંગાની સાનમાં સામો સમજે નહિ, અદભ મુઠડિ રહી બાંધિ. આજ. ૧ કોઇ તિર્થ અડસઠ્ઠ કરે દેવ દેરાં ફરે, ખટમારગે મરે જોગ સાધિ; તેરે વાલો મુજ પાસથિ પ્રગટ્યા સદગુરૂ શબ્દની મોટ લાગિ. આજ. ૨ કોઇ કહે જીવછે કોઇ કહે

શિવછે, થાપ ઉથાપમાં કોય ન સિધ્યો; આપે તે આપનો અમિરસ ઘુંટવા શિવે તે જિવનો વેશ લિધો. આજ. ૩ હાથથિ નાખિને ફુરેચ લેવા ગયો, શુંરે જાણુ વસ્તુ ન હોય આધિ; આવિ અજ્ઞાનનિ આડ્ય ઉભા રહ્યો, તેરે માટે તું તો જોને જાને. આજ. ૪ હું ટલ્યો તુ ઠરેચો કિરતાર કુરણા કરિ. સુખ દુઃખ વ્રક્ષનિ મુલિ દાધી; સ્વપ્ન સમય ગયું જ્યમ હતું ત્યમ થયું, અખો આલશિ સુતો સુખનિ ગાદિ. આજ. ૫ પદ ૩૨ પીઉષ પાન કીજે આવોરે માહાજનો, જેને પાન હું ભાવ જાય; ગગન ગમન તણિ ગતી આવે અતિ ઘણિ, આજ દેહે વરુ રૂપ થાય. પી. ૧ વસ્તુ આધારતે હરિહરે બ્રહ્મા રહ્યા, ચૌદ લોક આધાર એ વસ્તુ કેરે; વિદહિ તેજ વસ્તુ નામતે જુજવાં વેદાંત ગિતા જેનિ શાખ્ય પુરે. પી. ૨ સરગ વૈકુંઠતે મનના કિંકર સદા મનતણિ સુરત્યતે ત્યાં ન ચાલે; અણલંગિ આકાશવત નિરમળ, તે બાહ્ય મધ્યે સલંગ સુખમાલે. પી. ૩ વિમલ બુદ્ધિ ગંભિર જે ઉપનિ, તેણે કૃત્ય કિરતારનો ભેદ ભાળ્યો; વરણ વ્યવહાર તે યથા વિધિ રહી ગયો, પીઉષ પાને અખા હુંજ ટાળ્યો. પી. ૪ પદ ૩૩ ચેતિને જો ચિદાનંદ વિલશિ રહ્યો, ચરમની દ્રષ્ટે તે ચરમ દીસે; સલંગ સુત્ર વિચારી જોજ્યો તમો, વસ્તુની વેલી એછે પચિસે. ચેતો. ૧ વેલિ વિશે ફલ ફુલતે વસ્તુનાં ફલ થકિ બહું ભાત્ય ચાલે, ચેશ વ્યવહાર રંગ રિતી ચલણ વલણ અખંડ મંડલ ન્યારે ખાંણ્ય માલે. ચેતિ. ૨ જ્યાં જ્યમ ત્યાં ત્યમ આપ વ્યાપિ રહ્યો, સમ વિસમતા સર્વ ભાત્ય એહનિ; નામને રૂપ ગુણ કર્મ સર્વ એહના, અખંડ અભેદ બુદ્ધિ હોય જેહની. ચેતી. ૪ એક દ્રષ્ટાંત મળતો છે જોજો તમો, જેહતણી બુદ્ધિ ગંભીર હોય; સુગંધ જામીને બરાશ વેશ થયો, ગંધજ છે જો રૂપ છેજ તોય. ચેતી. ૪ અખીલ બ્રહ્માંડમાં અણુ નથી ટાલવા, દીઅ દરશી સદા રામ દેખે; એમ અભેદ વિચારતાં અખોપદ પામીયો; જોહું કરતા ટળ્યો રેખ રેખે. ચેતી. ૫ પદ ૩૪ આનંદના ઓધ તે આજ ઉદે થયા, મુજને માયરો પાર લાધો; પાંચ પચીસમાં એકે નથી ટાળવા, જ્યમછે ત્યમ એ માલ બાધો. આનંદ. ૧ આપે અ-

ખુજ અવની થયો તેજનું, વાયુ વ્યોમ એલી ખ્યાલ લાવ્યો, દ્વિપદ ચતુર પદ અનંત એકે નહીં, એવા વિવિધ પરકારનો વેશ કાવ્યો. આનં. ૨ અખિલ બ્રહ્માંડમાં અણું નથી ટાલવા, સલંગ સુત્રમે જોયું વીચારી; વસ્તુનો પીંડય તે વિશ્વ રૂપે રમે, આદ્ય અંત મધ્ય એ વસ્તુ સારી. આનંદ. ૩ ઘ્રતની પુતલી નીખ શીખ ઘ્રત ભરી, ઘ્રતના સોલ શ્રંગાર શાર્યા; એમ અભેદ વીચારતાં અખો પદ પામીયો, નામ રૂપે રખે રેતા ભાર્યા. આનંદ. ૪ પદ ૩૫ ઝીલ્ય તું ઝીલ્ય તું સતસંગ રૂપી, જાનવી માનવી મેલ્ય તું માન મનનું, સત સંગત્ય વિના નર નથી નીપન્યા, નીપજે નવખંડે પણ કામ ધનનું. ઝીલ્ય. ૧ બીક જમની ટળે સ્વર્ગ આશા પળે, સહજ સદા ફુળે બ્રહ્મ જાણે; પીંડ્ય પુજ થૈ રહે શબ્દ તે નવ દહે, તાપ નવ્ય હોય એ વૃધ હાંણે. ઝીલ્યા. ૨ લીંગવાસના ગલે દ્વૈત ભાવના ટળે, સદ્ય સચ્ચિદાનંદ મળે ગેર બેઠાં; મનના સંકલ્પ સમે, મનોરથ નવ્ય દમે એક હરી મુખ ગમે બીજા કર્મ હેઠાં. ઝીલ્ય, ૩ પ્રગટે મોટિ દશા ગમે નહી વિષે કશા, જાય નહી ધશા કાંહી અધીક દેખી; ત્રૈલોક તરણાવત ગણે; અંતર એકતા પણે મધુરી ભાખ્યા ભણે મુખે હરી પેખી. ઝી. ૪ બ્રહ્મ નીશ્ચે આનંદ સદા ડગમગ મગે નહી કડા, કારણે માહા મુદા દિવ્ય દરસી; સંત ગંગા તણું ફુલછે અતી ઘણું, કહે અખો શું ભણું જોજો આપ પરસી. ઝી. ૫ પદ ૩૬ તેજ અવની પર વિર કહાંયે ખરા, બ્રહ્મ અગ્નિમાં સામાજ ચાલે; શુર સુભટની ચાલ્ય દેખાડવા થૈ તડરૂપને મધ્યમાં હાલે. તેજ. ૧ કેસરી બાલ હોય જન્મનો ધિરજે, જૈ ગજ રાજને શિશ લાગે; ભર્મ મેંગલ તણા જુથ દોવટ્ય કરી, ભય નથી તોયે પાછો નભાગે. તેજ. ૨ વજ્ર મણીને જેમ અગ્નિતે નવ અડે, પ્રહાર કરતાં લોહ મધ્ય ચાલે; દરીદ્ર જનનાં હરે તીમર છેદન કરે, આપ બળે કરી તેન હાલે. તેજ. ૩ શુધ્ય પારા તણી ગોટીકા હોય જેમ, ધાતુ રસત પૃથવિ જળ શોશે; જ્વાલા પ્રભાવ તે હોમે વહની તણી, તેહને પ્રતાપે તે જક્ત પોષે. તેજ. ૪ સ્થીત પ્રજ્ઞ તણુ પદ એવું અખા, જેણે શીષ સાટે સચ્ચિદાનંદ લીધા; ત્રણ્ય દ્રષ્ટાંતે કરી આપે નર નીપન્યા,

અરથીયાંને ઉપદેશ દીધા. તેજ. ૫ પદ ૩૭ જીવની આદ્ય વીચા-રોરે પંડીતો, આદ્ય જોતાં તે અનાદ્ય દીશે; દેહ તણી છાયા સમાય તે દેહ વીષે, જ્યારે મધ્ય આવે તારે શુર શશે. જીવની ૧ તન મનને ઓળખ્યા વીના બહુ આકુળે, જેમ સુત્રધાર નીજ નાવ નીરમે; તેહજ સુત્રધાર તેણે નાવ બેઠે થકે, પછે પરવશ પડ્યો પંચ કરમે. જીવની. ૨ તનતન નૌકા જીવ ગણે માહારૂં, પણ ભવસાગર વિષે કાલ બેડે; કર્મના વાયુને વશ લાગ્યો ડોલવા, તારે હાથથી વાત વટકી તેજ નાવે નેડે. જીવની. ૩ ભ્રમે ભ્રમે ભટકે ઘણાભવ વીષે, ગુરૂ ગોવ્યંદના શરણ પાએ; માયા રૂપણી માજ વાહાલી અખા, તે જાણીને જનુની ભેદ રાખે. જીવની. ૪

પદ ૩૮ માયા પીડતી જાણે તો પરિબ્રહ્મને આરાધીએ, શેવીએ સ્વામિને ચિત પુરે; સદગુરૂ કેરા ચરણ આદર કરિ, મારગ ઝાલિએ મનશુરે. માયા.૧ મન ક્રમ વચને ગુરૂ ગોવિંદ ખરા, ભિન્ન ન જાણિયે ભાવ ભીંજે; જાત્યને વર્ણ અધ્યેન આશ્રમનું, માન મુકી બ્રહ્મદ્રવ પીજે. માયા. ૨ જેમ અગ્નિને સંગે સીત વ્યાપે નહિ, જોત્ય દેખાડેને તિમર ત્રાસે; ત્યમ ગુરૂ પરતાપે પરિબ્રહ્મને ભેટિયે, માયારૂપી અંધેર નાસે. માયા. ૩ જેમ કાષ્ટ આવિ પડે વન્હિ જ્વાળા વિશે, તેનું દાર ફિટિને અનલ થાય; તેમ અનિન આરાધના જે કોઈ કરશે અખા, તેના માયા ફરિ ફરિ ચરણ સાહે. માયા. ૪

પદ ૩૯ હરિ હરિજન અલગા કરિ રખે ગણો, સંત સેવ્યા તેણે સ્વામિ શેવ્યા; નિરગુણ બ્રહ્મ તે સગુણ સંત જાણવા, જેમ વન્હિથી તેજવંત થાય દીવા. હરિ.૧ જેમ અગ્નિથી દીપ થાય બહુ આરકારે, દિપથી દીપ થાય સેહેલો; ત્યમ જ્ઞાનીનિ મુર્તિ તે જાણો ગોવીંદની, ત્યાંહાંથી ભગવાન ભેટજ વેહેલો. હરિ. ૨ દ્રષ્ટા ઉપદેશ તે આપે મોટી કળા, જે થકી જંતનું કારજ સિજે; સેવતાં સુખ હોય અતિઘણું તેહને, જો સદગુરૂતણું મન રીઝે. હરિ. ૩ પ્રત્યક્ષ રામ તે તત્વ વેત્તા વિશે, જ્યમ કુંડલ જોતાં તે કનક દીસે; મનક્રમ વચને સંત ભજશે અખા, તેહનું દ્વૈત દ્રષ્ટિને મન નહી રીસે. હરિ. ૪ પદ ૪૦ આંને દીસે પ્રતિબીંબ પોતા તણું, બાહ્યરૂપ આ સર્વ ભાસે એ તારૂં;

આભાશ અનંત રૂપે થયો, કાંહાં મોહ્યો એ માયા જહાંશે. આને. ૧ વસ્તુ વિચારિ જોતે થકે તું નથી, તો તાહેરૂ કલપ્યુ તે સત્ય ન હોયે; રેણુતું ચીત્ર જ્યમ દાન પ્રતિગ્રહ કરે, વાયુ આવે વીલાઇ જાએ. આને. ૨ જાગ્રત સ્વપ્ન ઉપાધી બહુ વિસ્તરિ, દ્રષ્ટ પદારથ જે જેરે દીશે; સુષોપતિ તુરીયાથીર વસ્તુ આધિ રહે, તો સાંને મરોછો તિને જઈ હીસે. આને. ૩ મન અમંત હોય જે જન તણું, તુરિયા તિત તેહને વેદ ભાખે; કાળનો કાળ આદ્ય અંત્ય વરજિત સદા, ક્રતે વર તે પણ લિંગ પાખે. આને. ૪ દ્વૈત સહિત કોઈ નર નથી નિપના, ત્રિલોક આધારક તોય જીવ જાણો; ચીત્ર વિચીત્ર માયા ક્રત છે અખા, આપ જાણ્યું તે પદે સમાણો. આને. ૫ પદ ૪૧ દેહના ક્રત્યમાં સર્વ ભુલા પડ્યા, દેહો પ્રિછ્યો કેણે ન જાય; ઉપાધિનાં ...ધમાં સર્વ આવી ગયા, વસ્તુ સાનિધ તેણે ન થાયે. દેહ. ૧ આપે હોય ઈશ ઐશ્વર્ય એવું ધરે, કોટિ બ્રહ્માંડ અજેને ભાજે; વસ્તુ વિચાર વિના તેજ ભુલા ભમે, સ્વપ્રકાશ માંહાં સર્વ લાજે. દેહ. ૨ જે જે સામર્થ ધરે આપ અલગું કરે, આપ અળગુ થયે કાળ ગ્રાસે; એણે વળણે માયાયે મરકટ કર્યા, તેને નામ રૂપ તે સત્ય ભાસે. દેહ. ૩ પંડિત જાણને મોટા મોટા, સર્વનો લક્ષ તે વિષય સુધી; તેણે કરી દ્વૈતનાં પડલ પ્રોઢાં ચડ્યાં, નામને રૂપમાં સત્ય બુદ્ધિ. દેહ. ૪ મુળગી સીધિ વ્યાપિને વિલસી રહી, મુળગે પદે સરજે જે માયા: મુળગે પદે અખો રહ્યો, ઓચરે અળગો પડતો જીવ થાયે. દેહ. ૫ પદ ૪૨ પ્રારબ્ધને પ્રિછ્યનો દરદ આવે નહિ, સુખ દુઃખ જન્મના ભોગ કહીએ; અણછતિ આપદા જિવના કર્મની, જ્યમ પડે ત્યમ સહીને રહયે. પ્રા. ૧ અનંત આચારજ મળે કોટી ઉપાય કરે, કર્મ ધ્રક્ષણાના ધર્મ પાળે; ત્રણ્ય લોકના દેવ દેવિ મળે, તોય નિરમ્યું નાથનું કોઈ ન ટાળે. પ્રા. ૨ સિધ સાધકને મુનિ માહા મોટા, માહા પુરૂષ હોય તોય લેખ ન ચુકે; નિરગુણ પુરૂષ તે દેહ ધરે પંચ ભુતનો, સુખ દુઃખ હાણ્ય વૃદ્ધ તેને ન મુકે. પ્રા. ૩ ત્રણ્ય તાપતો વ્યાપે તે શેષ બ્રહ્મ લગે, દેવ દાનવ તે સર્વ દોશે; જ્ઞાનિ તે દેખે દ્રષ્ટિમાં અણછતા, ભોગવે ભોગ પણ નવ શોષે. પ્રા. ૪ તત્વ નિષ્ટ પુરૂષ તે

નિરાટ નિરમલ રહે, અવિગત્ય આત્મા દેવ દરશે; ગંગાધર હરિ ગુરૂપદ પુરણ સદા, પ્રગટ પરમાત્મા તેજ પરશે. પ્રા. ૫ પદ ૪૩ પ્રિછય નિરવાણ્ય પદ નિરખ્ય નીજ રૂપને, જે થકી તારો જંજાળ જાવે; છુ હરિ થા હરિ હેરાન શાંને મળે, કાર્ય કારણ તે તુંજ કાવે. પ્રિ.૧ વિશ્વ વૈરાટ નિરાટ તુ નરો હરિ, સ્થુલ સુક્ષ્મ સર્વ સતા તારિ; અર્કની કીરણ્ય આવિ ભાશી ભાંડ વિશે, જાણ જોતાં કાંઇ મૌય બારિ. પ્રિ. ૨ દયાલ દશમોડા તે કયે જઇ કેહને, ભગવાંન પોતાનું ભુવન ભુલ્યો; વેદ વ્યાકરણ જ્ઞાન ગોતિ કરી, આડો અવળો ભટકિને ડુલ્યો. પ્રિ.૩ અંતજની પેરે મુક્તિ માગતો ફરે, જિવ પરાધેન જોખ્યમ ખાય; ઉરમિયે આપું ખોયું અણ સામર્થ થઇ રહ્યો, ત્રિગુણના ગુણના ગુણ ગાય. પ્રિ. ૪ મુળ વિચારેતો મળે જઇ કેહને, તુંજ સચ્ચિદાનંદકારી; કાનપુરિ કાનપુરિ સ્વામિ શિષ્ણે થયા, માન્ય શિખામણ કહુંજ મારી. પ્રિ. ૫ પદ ૪૪ હરિ હરિ રટણ કર કઠણ કળિકાળમાં, પઠણ પરિબ્રહ્મનું રાખ્ય પ્રાણિ; પરપંચ પરહરો સાચ રૂદયે ધરો, ઓચરો અમ્રીત વિમલ વાણી. હરિ. ૧ માયાના પુરમાં વિશ્વ સઉ વહી ગયું, નિરખવા નવ્ય રહ્યા રંક રાજા; બ્રહ્માના દિવસમાં કિટ ગણતિ કશી, ઉપજે ખપે બહુ જીવ ઝાઝા. હરિ. ૨ અલ્પ સુખ સારૂં શું જીવ ફુલ્યો ફરે, શિર પર કાળ રહ્યો દંત કરડે; પામરા પલકની ખબર નહિ તુજને, મુઢ શું જોઇને મુછ્ય મરડે. હરિ. ૩ કાળનું ચવેણુ કીટ બ્રહ્મા લગે, મોટા મહંત તે મર્મ પ્રાછે; પ્રીતમ પ્રભુનું ભજન નવ્ય ભુલિયે, જો તારા આતમાનું કલ્યાણ ઇછે. હરિ. ૩ પદ ૪૫ અચેત નર તારી ઊંઘ્ર ન ઉડી, કાળ આવીને પોચેરે; એક પલકમાં પકડિ લેશે, જાણે જન્મ્યો નોતોરે. અચેત. ૧ માતને તાત સુત ભ્રાતને ભામની, એ સહુ ઠગની ટોળીરે; સ્નેહ વધારિ તારૂં સરવશ લેશે, દેશે આંખ્યો ચોળીરે. અચેત. ૨ સગાં સંબંધી સઊ સુખનાં બેલિ, અંતે દેશે અળગાંરે; એરે સહુ પુરવનાં રણિયાં, વેરી થઇને વળગ્યાંરે. અચેત. ૩ માયા મોહ નદિમાં ડુબ્યા, અતિશે ડાહાપણ ડાહ્યારે; પ્રિતમ તે પુરૂષ જગ જીત્યા, જેણે હરીના ગુણ ગાયારે. અચેત. ૪ પદ ૪૬ જીભલડી

તુને હરિગુણ ગાતા આવડો આળસ ક્યાંથીરે, લવરિ કરતાં નવરિ ન મળે, બોલિ ઉઠે સઉ પેલીરે. જિ. ૧ પરનિંદા કરવાને પુરિ, સુરિ ખટરસ ખાવારે; ઝગડો કરવા ઝાહેરચ જુજે, કાયર હરિગુણ ગાવારે. જિ. ૨ હરિ નામ લેતાં દામ ન બેસે, કાંમ ખડે નહિ કરવુંરે સેજે પાર પંથનો આવે, ભજન થકિ ભવ તરવુંરે. જિ. ૩ જેહનું નામ જપે જોગેશ્વર, શંકર શેષ વિરંચીરે; કહે પ્રિતમ પ્રભુ નામ વિસારવું, તે પ્રાણી પરપંચિરે. જિ. ૪ પદ ૪૭

સેવ્યને સદગુરૂ શુદ્ધ ચિતે કરિ, માંનવિ માંનતું મેલ તારૂં; સદગુરૂ સેવતાં સકલ કારજ સરે, વેદ વચનતું માન્ય મારૂં. સે.૧ સંત સેવ્યા વિના કારજ તે નવ્ય સરે, જગ્નને જપ તપ તીર્થ કરતાં; મોહ માયા તણિ ગાંઠચ ગાઢિ પડિ, અધિક વાધે બહુ વેશ ધરતાં. સે. ૨ શરણ જા સ્વામિને સર્વ સંશે હરે,બંધને મુક્તનિ ભ્રાંતિ ભાગે; દશ આઠ ખટનિ સર્વ ખડભડ ટલે, પરાપારચ જૈને લક્ષ લાગે. સે. ૩ સંશે સરપે ગ્રહિ સંસાર છછુંદરિ, ભાગવા તજવા કરે કોટિ કરિયા; ઉલ જણ્યજો મટે સર્વ દુખતો ઘટે, ડુબકી મારે જઇ બ્રહ્મ દરિયા. સે. ૪ ઉઠ તે રાતના અવની આવિ ઉગીયા, ચેતન તરૂવર ચંદનરૂપી; સંગીને સુગંધ્ય દિયે પ્રેમે પાવન કરે, આપે તે થાય પાછા અરૂપિ. સે. ૫ જ્ઞાનીની મુરતિ તે જાણ્ય ગોવિંદનિ,વન્હિને દીપક તે એક તોલે; ભેદ મુકિ કરી સંતને ભેટજે, વેદને સ્મરતિ તે એમ બોલે. સે. ૬ એક ઉપાય અધિકછે એહનો, આવિ અચાનક જોગ મેલે; નિજ જનનો લિયો બુટિને બળે કરી, સંશે સરપને સદા ટાલે. સે. ૭ નામને રૂપની ભ્રાંતી ભાસે નહિ, હરિગુરૂ સંત ભજે એક ભાવે; વિષ્નુદાસ કહે ભાઇ વિરલો કોઈ વિશ્વમાં, ગુરૂજીનો ભક્ત તે કોઇક કાહાવે. સે. ૮ પદ ૪૮ રાગ કાફિ હોરી. તોકુલા જન આઇરે એલેયા, પ્યારી બાજીમનોજકી ભઇયા; ટેક. શ્વાન બકાદીમે ફિરત સદા, દુખબિ નહિ શુમેર ઉઠૈયા. પ્યારી. ૧ યાતનકી પશુ કેસ સમજૈયા, ગુરૂ બિન કોન બચૈયા; એગી શરન ગ્રહિ બ્યાપક શાંઈ બન્ય મન લાયે ભજૈયા. પ્યારી. ૨ દેખ્ય જરત દિન રેન દિવાને ભવ ભવકે ભટકૈયા, ચેત મે ગાનેકી દેખ બલા; તેરો બનહિન કાલ ચવૈયા. પ્યારી. ૩

પ્રીતી અખંડ પ્રભુ સન જ્યોરો, ત્યાગહું કામ ઠગૈયા; શાંતિ દમાદિક સાધનસેં, અન્ય હો ચિદ ભેદ મિટૈયા. પ્યારો. ૪ સાક્ષી રહી જગદીશ બિચારી, સુરત સબહિ નચૈયા; સચ્ચિદાનંદ બ્રહ્મમય વાણી, યાજગ બિગ્ર બસૈયા. પ્યારો. ૫ પદ ૧ તું તો ભજ હોનાથ એક રંગી, મત અન્ય હો બેગાનેકો સંગી. ટેક. જ્યાકે લીએ દુઃખ નાંહી કદા, નહિ જાય સદા મતજંગી. મત. ૧ ઉઠત બેઠત સાંઇ સંભારહું, બની દીન દન ઉમંગી; પ્રેમ મગન ઉર લગન લગાએકે, ઝીતઉ કામ અભંગી. મત. ૨ દ્રઢ વૈરાગ વિવેકસે બુઝહુ, વ્યાપક ઇશ અનંગી; શમ દમ આદિક સાધન સેહત, હુતિહુ ભેદ ભુજંગા. મત. ૩ આપ મેટિકે ઇશહી મેટહુ, બેઠહુ જડસેં અસંગી; દુઇ મિટાયકે ચિદઘન નાથમે, શોખહુ દીપ પતંગી. મત. ૪ કામ જરૂરી અકામ બની કરી, રહુ સદા ઉછરંગી; સચ્ચિદાનંદ બ્રહ્મ મય જીવન, પાઇકે તજ્ય દિલ તંગી. મત. ૫ પદ ૨ કાંહાં અકલ ગમાઇર બેજારિ, બાજિ કામકિ લાગત પ્યારી. ટેક. કામ સહોવત નેન શ્રવનમે, વૃતિ વિષયકિ જ્યારિ. બાજિ. ૧ તાતે રૂપાદિક બહુ રંગકે, ઢુંઢત જિંદગી સારી; ચેત નતાહ અચેતન પાકે, ભટકત મારી મારી. બાજિ. ૨ માયાકો ઠાઠ સબે જડ જાતી, દેખહુ મનમેં બિચારિ; તું તો કુન સંભારત નર પશુ કહા ગતિ પિછે હોનારી. બાજિ. ૩ ચેત ચેત આચાર્ય શરન ગ્રહિ, જડમતિદાર હુવારી; વૃતિ અખંડ અલોકિક કરહુ; ચિદઘન નાથ વિચારી. બાજિ. ૪ કામ મદાદિક ચોરકિ સંગતિ છાંડહુ રાખ હોશિયારી; સચ્ચિદાનંદ બ્રહ્મમય હોયકે, બાકિકિ ઉમર બિચારી. બાજિ. ૫ પદ ૩ તોકુ સમઝન આઇરે બેલારી બાલી ઉમર ગમાવત પ્યારી. ટેક. પાંચ ભુતકા ઠાઠ સબેહે, કોઇ વસ્તુ ન ઉનસે ન્યારી. બાલી. ૧ તાતે રંગ રહેકિ સુરત, થાવર જંગમ સારી; તાહિકુ દેખ પ્રિયે કહિ ધાવત, લાલચ દામ ફસારી. બાલી. ૨ વિષય શરિર કરન મન બુઝી, સબ જડરૂપી વિકારિ, તુ અવિકારિ અરૂપિ ચેતન, બેઠહુ આપ બિચારી. બાલી. ૩ તેરિ સંગતી સેસ બજીતે, ભાસત જડ વ્યભિચારિ તાબિન સબહિ અચેતન, તું તો વ્યાપક ચિદ અવિકારી. બાલી. ૪ સદગુરૂસે લેહિ આપ બિચારી, છાંડહુ જડકિ યારી; એક રંગ સચ્ચિ-

દાનંદ બ્રહ્મકું ભેટહુ મમતા મારી. બ્રા. ૫ પદ ૪ સંત સમાગમ કીજેરે સોતો હરિકુ મિલાવે. ટેક. ઓર રંગ તનવસ્ત્ર બિગાડત, યા રંગસે મન ભિજેરે; કામ ક્રોધ મિટાવે. સંત. ૧ શ્રુતિકે બચન ગુલાલ ઉડાવત, હરિકે લાલ બની જેરે; ઉર ગ્રંથી છુડાવે. સંત. ૨ જાકે ગુલાલસે અખિયાં દુખત, તાસે દુર નટી જેરે; મેહોશ બનાવે. સંત. ૩ ધામધુમકો એલ છાંડિકે, ચેતનમેં ચિત્ત દીજેરે; જાકો રંગ ન જાવે. સંત. ૪ સચ્ચિદાનંદ બ્રહ્મ સમ સંતહો, દિન પ્રતિ જાય ન મિજેરે; ભવ બંધ દુરાવે. સંત. ૫ પદ ૫ દર્શાકૃર. દેખો એલત ઇશ અપાર કેસિ બાજી બની. ટેક. બિન ધાગેકા દોર બનાયકે, બાંધત તનમાં સિયાર મુક્ત ન દોરેત પિંડ બરાબર; બંધસો દોરેન વાર. કેસી. ૧ થાવર જંગમ ચૌદ લોકકા એક તાર ધાર, તાતે સબ જગ આપ લેખાવત; સંગ બિના સુત્રધાર. કેસી. ૨ નૈનકા નૈન શ્રવનકા શ્રવન, પુની મનકા મન નિરધારે; પ્રાનકા પ્રનહે જીવકા જીવ, અલેપહે બાજીકાર. કેસી. ૩ કોઇકુ નચાવત કોઇકુ લડાવત, કોઇકુ કરત બિમાર; કોઇકુ બાગમે કોઇકુ ફાગમે, કોઇકો ઉડાવત છાર. કેસી. ૪ માયા મય બહુ ઠાઠ બતાવત, લખહિ કોઇ લખવાર; બાહેર ભિતરે ઓઇ ખિલાડી, ઓર ન વસ્તુ સાર. કેસી. ૫ કછુ નહી કીયા કીયા કીસબ એસા, અલખ ગતિ દિલદાર; સચ્ચિદાનંદ બ્રહ્મ બિન કોઇ નાંહિ ન કોઇ હોનાર. કેસી. ૬ પદ ૬ એસે બાજીગરકુ બિચાર, બાજીમે કાહે ફિરે. ટેક. જાકો બ્રહ્મા વિષ્નુ શિવાદિક ધ્યાન ધરત નિરધાર; ઇંદ્ર મુનિંદ્ર શેષ સનકાદિક પલ નહી ભુલત વાર. બાજી. ૧ જાકે પલભર ભજન બરાબર, તુલે ન યજ્ઞ અપાર; એસે નાથહિ ભુલિ ફિરત શઠ, ઘર ઘર હાટ બજાર. બાજી. ૨ મેહો કો કહાંસે આયા કો પેદા કરનાર; જાના કહાં લે જાના ક્યા, ન બિચારત હે ગુમાર; બાજીમે કાહે. ૩ તું ચેતન મન બુદ્ધિકે પાર, નજડ કોઇ તેરે આપક નાથ બિના નહિ તેસે, ઓર ડરનકા ડાર. બાજીમે. ૪ સાચે મેનાહિન આપહિ પાવહુ, ઉન્મુનિ કુ દ્રઢધાર; સચ્ચિદાનંદ બ્રહ્મ એક વાકી, ફાનિ સબ સંસાર. બાજીમે. ૫ પદ ૭ એક દમકા ભરોસા નહોય કહા બરસો કિસુને. ટેક. નહિ તન તેરા માન મેરા,

ખુપિ કરત દિન દોય; સુકૃત પૂંજિ ગમાવત આખર, છાર હોત પુ-
નિ સોય; કાહા. ૧ સાહંકાર કર્મમે પુજિ, ગમાયકે એડત રોય; સા-
ત્તિક વૃતિસે સુકૃત હરિકે, નામ ન સુઝત તોય. કહા. ૨ કૃમ
બચન આચાર્યસે ઉલટિ જડમતિ સકત ન ધોય બિન બૈરાગ
વીવેક સંપત્તી હરિ નહિં પાવત કોય. કાહા.૩ ચેત ચેત આચાર્ય શ-
રન ગૃહી ધ્રથમે ચિત પરોય ચૈતનવૃત્તિ એક દ્રઢ કરહૂ જ્યોપ્રવાહ મહા
તોય. કાહા. ૪ નીદધ્યાસસે પ્રાપ્તિ હોતહે જો કદી પૂછહુ મોય સચ્ચિ-
દાનંદ બ્રહ્મ બિન જાને નરતન તુજ નાગોય ૫ પદ ૮ એસે એલાયે
નાથકે સંગ,રંગ અભેદ મોલિ.ટેક. બાહર ભીતર એક હરી લઈ, જડ-
મતી કરોએ ભંગ; ચૈતનવૃતી અખંડ ચલાઈયે, જ્યો પ્રવાહ જલગંગ;
રંગ. ૧ રંગપતંગ ગુલાલકો ધુરી, ઉડાવત બહુત કુઢંગ; નાથકો
રંગ ન યાકે ઉરમેં, ખેલતખરજી મીજંગ. રંગ. ૨ એસે નીચકી પ્રીતી
મીટાયકે, કરીયે ભેગી સતસંગ; બિન વ્યાપક પ્રભુ બાતન ઉરમેં, આયે
કરે જીમી ભંગ. રંગ. ૩ ફેકી કે ડારીયે દુર ઉઠાયકે, કાંમક્રોધકા રંગ;
દુઈ મીટાયકે રંગ હોય, જીતીયે કાલ અભંગ. રંગ અભેદ મોલિ. ૪
આપા મીટાકિ ઈશ બીચારીયે, વ્યાપક એક અસંગ; સચ્ચિદાનંદ
બ્રહ્મયા બીધીસેં, કરીયે પ્રીતા ઉછરંગ; રંગ. ૫ પદ ૯ પદ રાગ
હોરી. દેખો નાથને ધુમ મચાઈ, મચાઈ મચાઈ; પ્રથમ માયામ
ઈક્ષણા કીની,માયાયે માહાતત્વ જાઈ; મહાતત્વતે અહકાર પ્રગટ ભયે
સતર જગ મતીનું ભાઈ, તીનુંને શ્રષ્ટી રચાઈ; દેખો. ૧ તમગુન
તેં પંચ વંશે મહા ભુત, રજતે ઇંદ્રી દશ પાઈ; મન બુદ્ધિ ચીત્ત
અહંકાર સતોગુન; તત્વ ચોવીશ મીલાઈ, એતો જડ દેહ કહાઈ; દેખો.
૨ અંતરજામી આપ બીરાજે, તબતેં ભઈ સચેતાઈ; કહત કબીર
તુમ તેહને જાંનો, તાતેં પારાંગતી થાઈ કહે સબગ્રંથમે ગાઇ; દેખો
૩ પદ. ૧૦ તુમ માયામે ખેલત હોરી હોરી, ઉદરમાહી અધો મુખ
ઝૂલો, કોઈ સહાઈ ન તોરી; મલમુતર જઠરા માઈ તપીયો,વાત ન મા-
નત મોરી, એસેં ક્યું રાખત ભોરી. તુ. ૧ બાલપનો કાલ ખેલ ગમાયો,
સમઝો નહી બુધ્ધ થોરી; તરૂન ભયોતો ત્રીયારસ ભીનો, ઘડી ન વીસારત
ગોરી, બાંધી તબ સ્નેહકી દોરી. તું. ૨ વૃદ્ધ ભયોતબ મોહ બંધાયો,

વરતી ભઈ ઝકઝોરો; કહત કબીર અબક્યા સમજાવું, વીખતો પીયો અમી ઢોરી. તોરલગી નાવકા મોરી. તું. ૩ પદ ૧૧ બ્રહ્મ લહે બીન-જન્મ ગમાયો. ટેક. ઉત્તમકુલ ગુલાબસી સુરત, ઓરત ખુબ વીહાયો; ધન્ય જોબન પરીવાર આગરૂ, આપે ફીરત ભોહોરાયો. જેસોગજ મદમે છકાયો. બ્ર. ૧ સબજગ બ્યાપક નાથ નીરંજન, અંજન પાગો ન પાયો; કામ ભોગ દેવનપી જાચત, નાચતબી નહી નચાયો. આપકો તોલ વહાયો. બ્ર. ૨ જોપાયો પુની જાચત સો સબ, કાલ ચવેના બનાયો, માલ બીરાના બુઝકે અપની, નાહક મોહ લગાયો. એસે સુખ કોઈ નપાયો. બ્ર. ૩ કામ કલપના તજ ભજ નીજ પદ, જો ચાહત મન ભાયો; સચ્ચિદાનંદ બ્રહ્મબીન કોઈ, નાહીન શકત બચાયો. એસો શ્રુતિ સ્મૃતિમે ગાયો. બ્ર. ૪ પદ ૧૨ રાગ હોરી. મેતો ફાગ એલુ રંગફેરીઃ ટેક. આનંદ સંગે અગોચર એલું, ગોચર વાણી મન ઘેરી; કરતા કરણ કરીયા વરતી કરકે, તાંન ત્રિપુટીમાં ટેરી.હરી શુદ્ધ લીનો હેરી. મેતો. ૧ જ્ઞાતાજ્ઞાન જ્ઞેયરૂપ ગણુતાં, ચીદા ભાસ બુદ્ધિ હે ચેરી; પરપંચ માહી પરીણામ પામીઃ વીષ આકાર અવેરી; ભઈ બ્રહ્મ આનંદ ભેરી. મેતો. ૨ જડ ચેતનકો શબ્દ જાણી, નામ રૂપ દેહ નેરીઃ જાગ્રત સુપ્ન શુષોપતી જામે, કીરણુ અનંત સુરકેરી. લક્ષ સિંધુવા ચહે લેહેરી. મેતો. ૩ ખ્યાલ નહી એલ નહીકોય ખ્યાલી, અભેદ અવાચ રૂપ એરી; સદાનંદ અખંડ શુદ્ધ સોઈ, મંછા ચરનમે મેરો. પ્રીત કેવલ શુદ્ધ પ્રેરી. મેતો. ૪ પદ ૧૩ ગત્ય ગુરૂગમ એલે જ્ઞાની. ટેક ઈશ્વર જીવ દોય એલન આયે, માયા અવીદ્યા દોય માની; સાકાર ભુત માયાકે જો સંગે, એલત નામ રૂપ ખાંની. બેદ ચાર કહત હે બાની. ગત્ય. ૧ બેદભેદ કરી બાગ બનાયો, થાવર જંગમ થયાની; વૃષ્ટી સમષ્ટી બનીહે વંદ્રાવન, ગોપી ગોવાલ ગવાની. જાન નહારે સોઇસત જાની. ગત્ય. ૨ જાનનહાર એક અંતરજામી, પ્રગટ અક્ષર પુરાની; એમાંથી અક્ષર બાવન બનાયે, ધરત અગોચર ધ્યાની. સોઈસત અગમ નીસાંની. ગત્ય. ૩ એલત દ્વિત તીનગુન એલે, કલામાં ઇક કહાની; અકલ એલ અનુભવી આયે, દાતા કેવલ ગુરૂ દાની. સદગુરૂ ચરને સમાની. ગત્ય. ૪ પદ ૧૪ નરબ્રહ્મ અખંડ

અભ્યાસી, ટેક. સ્થુલ સુક્ષ્મ કારણ પાર્ય સ્થાનકું, પાંચ તત્વકે પ્રકાસી; જાગ્રત સ્વપ્ન શુષોપતી જાનત, બ્રહ્મમણી ઉર ભાસી. વાણી ચાર અગમ વીલાસી. નર. ૧ વેદ ચાર કરે મુખ્ય વરણવ, તત્વમસી જો તપાસી. ભાવીક જનને બતાવે બ્રહ્મભેદ; સંતખડે સુખરાસી. દરશનથી ટળેરે ઉદાસી. નર. ૨ કરતા કરણ નહીંજ કલપના, ઘેધાતા પાર્ય ધાસી; અધ્યાતમ અધી ભુત નહી અજ્ઞ આવ્રણ, ઉરમાં ન વ્યાપે ઉદાસી. વસ્તુ શુદ્ધ ઘટમાં વાસી. નર. ૩ ભાગ્યસાલી કોય સેવે, ભાવે દલમાં રૂપ દેખાસી; સીવાનંદ કહે સતસંગે જગતની, ભ્રાંતી જાસે ઉરમાં ફરી નહી આસી. નર. ૪ પદ ૧૫ નરબ્રહ્મ અલખ નીરધારા. ટેક. વૈરાટ હિરણ્ય ગ્રભ અવ્યાકૃતમાં, સાક્ષી સદા દીત સારા; ઉતપતી સ્થિતી લય થકી અલગા, બલવંત બાવન બારા. નીરંજન ત્રીગુણથી ન્યારા. નર. ૧ જ્ઞાતા જ્ઞાન રેહીત સુદ્ધ ગેબી, પરાપશંતી કેપારા, પરમાતા પરમીતી નહી પાંચ પરપંચ, અજ્ઞાન નહીં જ્યાં આધારા. વાણી ચાર નહીંજો વીકારા. નર. ૨ મનોમય આદી પંચ કોશ ઉપર, ઘહન ગગનાકારા; શબ્દાતીત સબદકું ચેતાવે, અનુભવ કરેરે ઉપગારા. ભીતરમાંહી જ્ઞાન ભંડારા. નર. ૩ કેવલબ્રહ્મ કલાતીત કહીયે, જાનેકો જાનનહારા; શીવાનંદ કહે સતસંગે, ઉલટ આનંદ અપારા. અમાચર મોહાત્મ પરંપારા. નર. ૪ પદ ૧૬ અથ પદ રાગ વસંત પ્રારંભ. દેહતો વસંત રિતુ પાઇરે, અબતો કયુ નહી એલે. ટેક. લખચોરાસી ગ્રીષમ રીતુ આગે, દુઃખનો પરે પાર નાવત પેલો. દેહ. ૧ સંત સમાગમ રંગ બનાવો, ગુરૂગમ જ્ઞાને પકરલો ગેલો. દેહ. ૨ નુરત સુરતકી ભરી પીચકારી, ત્રવેણીકે તીર જાંહાં સાયબ મેલો. દેહ. ૩ કહત કબીર ડફ અનહદ બાજે, ફગવા પરમ પદ પાવોગી વેલો. દેહ. ૪ પદ ૧૭ એલતહુ એસી હોરીરે રંગતો સબ પર્ય ડાર્યો. એલ. મનકુ રૂપમેં રસ બસ કીનો, મોહકુંતો બ્રહ્મજલ માંઈ નવાર્યો. એલ. ૧ જ્ઞાન કીચમે કામકું રોલો, ક્ષમયાકી હોજમે ક્રોધકું પાર્યો. એલ. ૨ નીરમાન કેશર મદપર્યે ઢોર્યો, તોષ પીચકારીસેં લોભઇ હાર્યો. એલ. ૩ કહત કબિર સુનો ભાઇસાધુ, એલત એલત આપ ઉગાર્યો. એલ. ૪ પદ ૧૮ લોકમે

ધુંમ મચાઇરે માયા જીવકુ ખેલાવે. લોક. ચાર ખાન્યકે રંગ બનાઇ, સબ કુંપ કરી કરીયામે ઝીલાવે. લોક. ૧ અહંતાકો રંગ અંગપર ઢોરી, અર મમતાપેં ચડાઇ ચલાવે. લોક. ૨ પરિવા ટોળી સંગમેં લિનિ, નારી ત્યાં કૌતક આંન મીલાવે. લોક. ૩ કહત કબિર સુનો ભાઇ સાધુ, ભજન કીયે સબ ડાઠ લિાવે. લોક. ૪ પદ ૧૯ ભુલ્યા એલત હે ભવમાંરે સાધુ એલત મનમાં. ભુલ્યા. ભુલેકુ ત્રિવિધી તાપ જરાવે, સાધુકુ ન વ્યાપત તાપઇ તનમાં. ભુલ્યા. ૧ ભુલેઇ કરતા આપકુ જાને, સાધુઅ કરતા માનત છીનમાં. ભુલ્યા. ૨ ભુલો માયાકે પશુ કહાવે, સાધુ કહાવતહે હરી જનમાં. ભુલ્યા. ૩ કહત કબીર ભુલે જાત નરકમેં, સાધુ સમાવતહે ચિદઘનમાં. ભુલ્યા. ૪ પદ ૨૦ કોન દેશસેં આયો કોન દેશમાં ખેલેકો, નીર ગણતું નીરાકાર કહાવે સ્થુલ આકારકુ પાયો. કો. ૧ સર્વકો સાક્ષી અરૂ ઇંદ્રકો પ્રેરક. તાંનકો ભોકતા કહાયો. કો. ૨ સરવાતીત સદાહી રહાવે, કરમ નહીંમે બહાયો. કો. ૩ કહત કબિર જબ આપ વિચારે કોન મીલો કો પરાયો. કો. ૪ પદ ૨૧ કાલ નઆવત જાઇ એસી હોરીકુ એલો. એસી. ૧ વિવેક વૈરાગકુ આગેઇ કીજે, ધરમ ક્ષમા પીછે લાઇ. એસી. ૨ સંગસ આ દયા ધરમકુ લીજે, સત્યકો ચલો તુંમરાઇ. એસી. ૩ કહત કબીર સુનો ભાઇ સાધુ, એસે પરમ પદ પાઇ. એસી. ૪ પદ ૨૨ વિશમારે વગોઇ; નર દેહતે ખોઇ; શબ્દે કરીને એમ મ્રગ મરેછે, પરસ કરીણી કરી મોઇ. નર. ૧ રૂપે એ દીપક પતંગ પરેછે, રસતો કરી મીન તોઇ. નર. ૨ ગંધ ભમરકા પ્રાન હરેછે, મનતો નચાયે સબ કોઇ. નર. ૩ કહત કબીર એક એક બંધાયે, કહા ગતી જીન પંચ હોઇ. નરદેહ. ૪ પદ ૨૩ સાચિ બાની નેક ન માને ભેયા, તેરો કેહિ બિધિ કાજ રેગો. ટેક. જડ ચૈતનકો ભેદ લહે બિનાં, નાહક ભટક મરેગો. સાચી. ૧ ધરજર આદિ સબ જડ કોઇ, હમરાહીન કરેગો; પાપ જમાયકે જમકી આગ્યમે; આપે તુઇ જરેગો. સાચી. ૨ લિંગ લીયે બહુ આવન જાવન, ફંદસે નાં ઉબરેગો; નિતસે ભિન્ન બિચારત તુઇ, ચૈતન શુધ ઠરેગો. સાચી. ૩ જ્યો લો નાંહિ વિચારત તોલો, કામ ક્રોધપ કરેગો; દરદ દિલિસેં દિવાનેકિ નાંઇ, ઘર ઘર શીશ ધરેગો. સાચી. ૪

સમજી સત્ય ઇશકી બાની ગુરૂકે પાય પરેગો, ભજત સચ્ચિદાનંદ બ્રહ્મહી દોઇ લોક સુધરેગો. સાચો. ૫ પદ ૨૪ બ્રહ્મરસ અજરે અજરે મારા વાલા જીરવે જવરલા કોઇ, મંદાઅઇ મીષ્ટીન ન જીરવે, વમન કરે તે સોહિ. ટેક. પારો જિરવે તે નર ભોગી, મન જીરવે જોગિ; જ્યાંલગી મન પારો જિરવે નહિ, તાંહાં લગિ ઉભય રોગી. બ્રહ્મ. ૧ પંડિતતે જે સદા સમ દરસિ, વૈદ તે જે અરોગિ; સંભવ નહિ જેને સુભનો, તે નર સાચો જોગિ. બ્રહ્મ. ૨ મેગ વ્રષ્ટી કરે સીરંતર, જલ ઢરી આવે ષામે; સાંઢા સોલ સો વ્રણના પાત્રમાં, સીંહ તણુ પયે જામે બ્રહ્મ. ૩ સતિને સાંસો નહિરે કશાનો, પીઉજીની સંગે પલાય; પતિવ્રતાતો તેને કહિયે, પુરણ પદમે સમાય. બ્રહ્મ. ૪ સ્વાતી તણો મેઘ સઘળે વરસે, પણ છીપ ધરે તે મોતી; કષ્ટ કરી કાઢ્યાં તે કોણે, પેરે નારચ સમોતી. બ્રહ્મ. ૫ પસરચું તે પાછું સંકેલી નીરાધાર થઇ રહાયે, કહે નરહરી અચંત આતવતાં; નીજાનંદ સુખ લહાયે. બ્ર. ૬ પદ ૨૫ ભજ્ય મન ભમરારે, રત્ય વસંત જાયે; રત્ય પલટે ફુલ ક્યાંસે પાયે. ભજ. ૧ રત્ય પલટે તબ ન હોય એક ચેન, તેરે મુખસે ન નીકસે એક બેન; પ્રેમ રૂદેધર રામ બાણ, તો નર છુટેગા ચાર ખાંણ. ભજ. ૨ ફુલો ફુલ એક સફલ ફુલરે, તેરો મનષા જન્મ જાય અમુલ; સદ્રુપ ધરલે શિષ્યરે, તો નર તરવેકી એહી રીત્ય. ભજ. ૩ વૃક્ષ એક ત્રિગાકકે માંઇ, સબમીલો બેઠેવાકી છાંઇ; કહત કબીર નર ભજલે સોઈ, વાકે ચરણે પોચેગા વીરલા કોઈ. ભજ. ૪ પદ ૨૬ મેરે રૂદેમેં લાગ્યો સબદ બાણ તાકી મારે સદગુરૂ સુજાણ; મેરેરૂદેમે લાગ્યો સબદ બાણ. ૧ દસો દસાપર કરત દોડ, મેરો ચિતન ચલેં મન ભયોહે ઠોર; ચલિ ન સકું મેતો પાવએક; કઠીન કલેજેમે પડ્યોહે છેદ. મેરે રૂ. ૨ ઉપર ધાવ ન દિસે કોય, નખસીખ બાપે સલકે સોય; કોય ન જાણે મેરે દરદકી પીડ, જોઈ જાણે જાઈ લગ્યોહે તીર. મેરે રૂદેમે લા. ૩ ઉલટ્યો તનમન પલટ્યો રંગ, પાંચ પચ્ચીસ મલી એકસંગ; ઉલટી આપ સમાયો સંગ, કહે કબીર વાકી બલબલ જાઈ. મેરે રૂદેમે લગ્યો સબદ બાણ. ૪ પદ ૨૭ દેખોદેખોરે આ નરકી ભુલ, સિંચત સાખા તજત મુલ; દેખો દેખોરે આ નરકી ભુલ. ૧ પ્રગટ

નીરંજન ઘટઘટ સમાન્ય, તાહી છાડ નર પુજે આન્ય; ગયે ચોરા- સીમે નરસોય, તાકી વારન બુમ કોય. દેખો. ૨ પીવત હે નર વિષે સોય, આદ્ય અંત જાગ્રત ન હોય; ગુરૂદેવ દયાકરી ચીતવ્યો તોય,તબ ઘટઘટ બ્ર. પ્રગટ હોય. દે. ૩ જલ થલમે દેખો પ્રગટ રામ, સબહી જનકે પુરણ કામ; જુગજુગ હમ કીયો પોકાર, સબદ ન માને નર- કમેં હાંમ. દેખો. ૪ સદગુરૂ શબ્દ ન લાગ્યો અંગ, વિષે ન તજ્યો અહી મણીકે સંગ; કહે કબીર નર ન કીયો ખોજ, ભટકી મુવે જેસે વનકે રોઝ. દેખો. ૫ પદ ૨૮ વસંત હોરી બાજીતેં ન્યારા બાજી- ગરહે, સોઈ દેખત આપની બાજી પસાર. બાજી. ૧ ખલક તમાસા દેખન આઈ, નીરખત નાના ખેલ; છિનછિન માહી અનેક દિખાવત, ફીર સોઈ લેત સંકેલ. બાજી.૨ બાજીગરકું કોઈ ન જાનત, બાજીપર લલચાય; જુઠો સો સબ સાચસો દેખત, અચરજ બરન્યો ન જાય. બાજી.૩ જેવરીકુ કરી સાંપ દીખાવત, હોત સબે ભિભિત; પીછકો કરત કબુતર છીનમે, સબહી ચરીત્ર બીપરિત. બાજી. ૪ બાજીગરકું મોહ કછુ નાહી, મિથ્યા જાનત આપ; ઓરકી દ્રષ્ટ ભયો સબનકો ભયો આછાદન, જાત સબે દાર દાર. બાજી. ૫ સાચો દેખત જેવરીમેં સાપ, અપને મંત્ર જડીકે બલ તે સુઝત ઓરકો ઓર; દ્રષ્ટ સબનકો ભયો, આછાદન જાત સબે દાર. બાજી. ૬ તેસેંહો ઈશ્વર એકસો, આપની ઇછા શકિત પસારે; જીવ જગત સબહી સરજાયો, સોઈ નીરખન હાર. બાજી. ૭ અપનેં સંકલ્પ- બીનાં કછુ નાહીં, સુરચંદ પંચ ભુત; જીવ જગત સબ માયાકરી, કરી ખેલ રચ્યો અદભૂત. બાજી. ૮ વરણાશ્રમ મરજાદ દીખાઈ, ભોક્તા ભોગ્ય પુન્ય પાપ; પુત્ર પીતા ગુરૂ શિષ્યકે ભેદ કરી, કલપ્યો ચરાચર આપ. બાજી. ૯ શેષનાગ વૈકુંઠ લોક લો પ્રસર્યો આપનો ખેલ; વાકો ભેદ નજાનત કોઈ, મિથ્યાકો મિથ્યા મોમેલ. બાજી. ૧૦ બાજીગરકે શરન જબ આવે, બાજી મિથ્યા જણાય; અનુભવાનંદ કૃપા કરી તાંકું, દેત જથારથ જ્ઞાન. બાજીતેં ન્યારા બાજી. ૧૧ પદ ૨૯ કૈસી મઝાકર ડારીરે હોરીકો ખેલારી, ભારી ભરમકી સારી કરી માનકી ખસર ડારી; લોભ મોહકે કુંગનાં ફેરે, પ્રેમકે રંગ ચખો-

રારે. હોરી. ૧ ગ્નાન ગુલાલ પર્યો નેનનમે, દેખત નહીં જગસોરી; ત્રિગુનતની અંગિયાકો તૂટી, સબદ કુમકુમ કારીરે. હોરી. ૨ નિત્ય નિત્ય દેતહે ગારી, લાજ શરમ સબ ટારી; એકહી ભાવ વિલાસ કરતહે, કૌન પુરૂષ કૌન નારી. હોરી. ૨ પુરન એ મન ભુલી ગયોહે, એસીન દેખી ધુમારી; દાસ કબીર પરસ્પર રંગરંગે, એચંક કાનિની ન્યારારે. હોરી. ૪ પદ ૩૦ કાયા નગર પુરકોરે બસયા, કિત ગયો હોરીકો ખેલૈયા; જોરે કહત હમ સંગ ચલેગે, અંતકાલ પછતૈયા. જો તનમે ચંદન ચરચંત ચેસો તન ધુર ઉડૈયા. કાયા. ૧ આગેઆગે વાકી માતાજો રોવે, પીછે પીછે વાકો ભઇયા, વલોપ કરવાકી તીરીયા જો રોવે, છાંડ ચલો સુખસૈયા. કાયા. ૨ હાથી ઘોડા મેલ વાહનાં, ખોહોત કદર્બીજ થૈયા; લોગ કુટંબ સબ લુટન લાગે, હંસ અકેલા જૈયા. કાયા. ૩ એ જગ સબ હોરી ખેલન લાગે, કાહુ ના ચેત કરૈયા; પુરન ગુરૂ કબીર ક્રિપા બીન,એ જગ સબ દુખ દૈયા. કાયા. ૪ પદ ૩૧ દેશિકૂર ઓળખરે ઓળખ મારાવાલા, જેણે આ જગત પ્રકાસ્યું. આપણુપે આપણપા માંહે. વાંશ્વ સમગ્ર તે વાસ્યું. ઓળ. ૧ નાના રૂપ નાના ગુણ કર્મ નાના ભાવર્તે; જુક્ત ધર્મ કર્મ પરસે નહીં જેહને, તેસદા સદોદી મુક્ત. ઓળ. ૨ પંચ પંચથકી પર કહાવે, સર્વ કાહે આદી નેતીનેતો નીગમ ગાવે જેહને. તે પરમ પુરૂષ અનાદી. ઓળ. ૩ પરા તે પર પરબ્રહ્મ પુરણ શબ્દાતીત, અપાર નિર્મળ નીશ્ચલ અકલ અનોપમ; નારંજન નિરાકાર. ઓળ. ૪ નીરાલંબ પરપંચ વિવર્જિત, અલખ લખ્યો નવ જાય; અનુભવ કરતાં ગુરૂગમ ગ્નાને, અદ્રષ્ટ તે દ્રષ્ટ થાય. ઓળ. ૫ સઘળે સરખો નેણે નીરખો, અંતરજામા એક આદાનંદ ચેતન જે ચિંતવે; તહેને કહીયે બડો વીવેક. ઓળ. ૬ હરીમાં વિશ્વ વિશ્વમાં હરી વિશ્વ રૂપ હરી, જાણે તે સદગુરૂ તે પંડીતગ્નાની; જે એક ભાવ મન આણે. ઓળ. ૭ સોક ન વ્યાપે સરવસ જાતાં માહા લાભે નવ હરખે, કહે નરહરી તે આતમ દરસી જે તત્વ નિરંતર નીરખે. ઓળ. ૮ પદ ૩૨ નઈ છોડું બાવા રાંમ નાંમ મેરે, ઔર પઢણસે કોન કાંમ જંજાલ જીકરસેં કોન કાંમ, નઈ છોડું બાવા રાંમ. ૧ પ્રેહેલાદ સદારે પઢણસાર તાતે

સંગ સખા લીયે બહુત, બાલ સંગકે બાલક સબ દીયે; બીગાર સબ રામ રામ કહે પોકાર. નઈ છોડું. ૨ ક્યારે પઢાવે પંડે ઓર આંન મેરો પાટીમે લીખ્દે, રામ નામ ઓનો અજહુ ન માને ગુરૂકી આંનમે માંડું વેદ ભજાય. નઈ છોડું. ૩ સાંડાં મુરગા કહ્યોહે જાય પ્રેહેલાદ બંધાયો, વેગે ધાય રાંમ કહનકી છોડ બાંન. તોહે અબહુ છોડાણી મેરો કહ્યોહી માન. નઈ છોડું. ૪ ક્યાહારે ડરાવે પાંડે બાર-બાર, જાને જલ સ્થલ ગીરીકો કીયોહે વાસ; તબ ધરતી ઉઠી ધાય ધાય, પ્રભુ અપના જનકી કરીહે સાહ્ય,નઈ છોડું.૫ તબ સાંડાં મુરગા કહ્યો પોકાર, સબ જુધા મિલિ લિયોહે લાર; ભઇયા ગિરી પરબ-તસે દિયોહે, ડારવા કો રાખન હારો અખંડ રાય. નઇછોડું. ૬ કાઢ ખડગ કાપ્યો રિસાલ, તેરો રાખનહારો મોહિ બતાવ; થંભ ફોડ પ્રગટે અવિનાશ, હરણાકસ મારયો નખ વધાય; કહે કબીર કોહિ લહે ન પાર, પ્રેહેલાદ ઉગારયો અનેકવાર.નઇછોડું.૭ પદ ૩૩ મેરે સદગુરૂવે દિયા રામનામ મોહિ ખારો લાગ્યો સકલ કાંમ. ટેક. જગત જાલકે કાટે ફંદ, મેરે દુર કીયે સબ દુખ દંધ; મેતો નીશ દિન સમરૂં આઠ જામ, મેરે મુખ રૂદે રેહે રામ નામ. મેરે સદગુરૂવે.૧ મેતો જનમ મરનકો લહ્યા નપાર, મેરો જનમ સુફલ ભયો; અબકી બાર મેતો ગુરૂ સંગ પાયો, અગમ ભેવ દેખો બ્રહ્મ સદામે સકલ. સેવ મેરે. ૨ એતો સબ ઘટ બ્યાપિક બ્રહ્મ ભાઈ, સોતો સુક્ષ્મ સ્થુલ ભયો એક આઈ; કાંકુ ભજું તજુ કોન જુકો નહિન, મેરિ સુરતિ સબદમે ભઈ લીંન. મેરે. ૩ જપ તપ કરનિ કરોહો કોઈ, એક બ્રહ્મ વિનાં નહિ મુક્ત હોઈ; કબિર દાસ હમ કહિનિ રાખ, જ્યાં અનંતકોટી જન ભરત સાખ. મેરે. ૪ પદ ૩૪ કોઈ હેરે હમારે ગામકા, વાકુ પરેછા પુછુ નીજ ધામકા. કોય. ૧ તરૂવર્ણું એક જો અતી અનુપ, વાકુ સાખા-પત્ર નહિ; છાય ધુપ:વીન ફુલ ભમરા કરે ગુજાર, ફળ લાગે વાકે નીરાધાર. કોય. ૨ બીન બાદરે બરસે અખંડધાર, જ્યાં દામની ચ-મકે અતો ઉદાર; ચંદ સુરજ બીન તેજ પ્રકાસ, કોય. ૩ જ્યાંહાં જાતી પાતી મહો છાય ધુપ, ત્રિગુણ નહિ બ્યાપે સદા સ્વરૂપ; હરખ સોક નહી રાગ દ્વેષ, સદાઆનંદ કછુ નહિ કલેશ. કોય ૪ અખંડપુરી વાકો

નગ્ર નામ, સાધુ બસીયા સેહજ ધામ; ઉપજે બીનસે આવે ન જાય, કહે કબીર ગુરૂ ગમસે પાય. કોય. ૫ પદ ૩૫ રાગ ધુમારચ બ્રહ્માનંદ સાગર ઝિલિયે, હોહો ઝિલિયેરિ જનમ મર્ણ મિટિ જાયે; બ્રહ્માનંદ. ટેક. બ્રહ્મા સરોવર મોતી નીપજે, વાકો તોલ અમોલ સાધો સોરે;મોતી કોઈ હંસા ચુગત હેરિ, ત્રાનકી ચંચે ઢંઢોર. બ્રહ્મા. ૨ અનંત કોટિ જ્યાંહાં પક્ષિ ઝિલતહે, દરિયાકી તીર સાધો. કેતે શિવ સનકાદિક ઝિલેરિ; બ્રહ્મકો વારને પાર. બ્રહ્મા. ૩ ત્રિપુટિ સગમપર હોત ઉજેરા, અનહદ ઘોરત નિશાંન; સાધો મેરા પિયા સંગરાચિ, પનિરી વિસારેચો ખાન ઓર પાન. બ્રહ્મા. ૪ ઝગમગ ઝગમગ ઝગમગ ઝલકે દિસે, જોત અખંડ સાધો; મે મેરે પ્રિતમજીકુ રિઝાઊરિ, લગ રહિ સેહેજ સમાધ્ય. બ્રહ્મા. ૫ મન પવન દોનો કરૂં મેલા, મુલ ચક્ર ધર દ્વાર સાધો; બસ વિદ કાજ મેરા પિઉ રિઝતહે રોસાઇહે સુરતા સુજાણ.બ્રહ્મા ૬ પિયુમે હમ પિયુ હમ માંહિ મિલિ રહે, આદ્ય અનાદ્ય સાધો સત કબિર; બ્રહ્મ માહિ સમાયેરી, મિટ ગઈ સકલ ઉપાધ્ય. બ્રહ્મ. ૭ પદ ૩૬ માયા બ્રહ્મ હોરિ એલિયે હો, હો એલીયેરિ; જાકો ન આરને પાર; માયા બ્રહ્મ હોરી એલીયે હો. ટેક. બ્રહ્મ ચિદાનંદ આનંદસિંધુ જ્યાંહાં નહી ઉદે ન અસ્ત સાધો એસે હરકે, એક રોમ પર રીવારૂં આવિશ્વ સમસ્ત. માયા. ૧ સાગર તીર નીલ એક ટબકો, મિથ્યા માયા તેહ સાધો; તામે પેરચો પ્રતીબીંબ બ્રહ્મ કોરી, ઇશ્વર ચૈતન એહ. માયા.૨ ઇશ્વર માયાયે મળી ઉપજાયો, પ્રગટ્યો પુત્ર મહતત્વ સાધો; મહતત્વતે અહંકાર ઉપાયોરિ, તામસ રાજસ સતવ. માયા. ૩ તામસકે પંચભુત તન માત્રા, રાજસ ઇંદ્રિ દેવ સાધો; સાત્વિકથી અંતઃકર્ણ, ઉસંનરી જાકે ઉરચ અહંમેવ. માયા. ૪ એ સબ મીલી ખેલ મચાયો, જક્ત ચડાબો ચાક સાધો; કાહુકો ખેલ હોત નહી પુરોરી, રેત અધુરો અભીલાખ. માયા. ૫ મુક્ત તાર ગ્રહી ઉલટ ચડે જબ, હીત બહી પાવે નીજ રૂપ સાધો; પ્રિતમ સોઈ પરમ પદ પાવેરી, ફેર ન પડે ભવ કુપ. માયા. ૬

પદ ૩૭ સોહં સંગ હોરી એલીયે હો.હો એલીયેરી સ્મર્ણ શ્વાસઉસ્વાસ. સોહં સંગ હોરી એલીયે હો. ટેક. રેણી કરણી કરકે કેશર કસ્તુરી સોધો. સાધુ સંગ સાધુ ગુરૂગમ ઘોલ લગાયો લગન, સેરી

ચડયો સોઇ ન ટળે રંગ સોહં. સિત ચંદન શુધ ભાવ અરગજા, ધરમ ધજારે ફેરાયે; સાધો ,વિવેક વિચાર સેવક સંગલિજેરિ, અવિદ્યા જુથ હરાયે. સોહં. ૨ ક્ષમા દયા કર ઝાંઝ મંજિરા, પ્રેમ પખાજ બજાયે; સાધો અંતર છાંડિ નિરંતર ખેલોરિ, આવાગમન મિટિ જાયે. સોહં. ૩ નુરત સુરતકિ ભરિ પિચકારી, જ્ઞાન ગુલાલ અબિલ સાધો ધ્યાનકી ધુમ મચાયે નીસદીનરી. તત્વ ત્રવેણિ તીર. સોહં. ૪ ચેતન સાગર માંહી ઝીલતાં, શુદ્ધ સ્વરૂપ દેખાયે; સાધો પ્રિતમ બ્રહ્મ ચિદાનંદ ભેટેરિ; ફગવા પરમ પદ પાયે. સોહં. ૫ પદ ૩૮ મન સંગે હોરિ ખેલિયેહો. હો ખેલિયેરે, જરા મરન ભય જાય. મન. ૧ જ્ઞાન ગલિમે હોરી ખેલતહે મચ્યોહે પ્રેમકો કિચ; સાધુ કામ ક્રોધ દોનું કડ કડ ભાગેરિ, સુણ્યોહે શબ્દ અજીત. મન. ૨ પ્રિય પ્રિતકા ભર પિચકારી, ખમૈયા ખેલાવન હાર; સાધુ ભરે ભરે મુષ્ટી લેની ત્રપતકિરે, સદ્ગુરૂ મિલગા આય. મન. ૩ કર્મ ધર્મકા ઝંડારે રોપ્યા, કરણિ કેશરલાલ સાધુ; જ્ઞાન ધ્યાન તમાસા દેખત હેરિ, સદ્ગુરૂ ખેલત ફાગ. મન. ૪ સદગુરૂ મીલિકર ફગવારે દિના, મારગ દિયોહે બતાઇ; સાધુ કહત કબીર સંતનકી સંગે, તેરિ આવાગમન મિટિ જાય. મન. ૫ પદ ૩૯ રાગ શરવડાં અખાજીનાં. સદગુરૂ સંગે લાહો લીજે, તન મન ત્યાં તતક્ષણ દીજે; માહાજન સંગે કારજ સીજેતો, મોટો મહિમા ગુરૂ દેવનોરે. ૧ સદગુરૂ સંગે સાસો ભાગે, અંતર માંહે અનુભવ જાગે; અસિપદમાં જઇને વાગે, તો શુધ સેજાનંદ સંભવેરે. ૨ અહંતા આડિ સરવે જાય, સત ચિદઆનંદજ ગાય; બ્રહ્માકાર વ્રતીયે થાયતો, જાગ્રત સુપન સુષોપ્તિમાંરે. ૩ ભટ પંડિત એ કાંય ન જાણે, સ્વર્ગાદિકના ભોગ વખાણે; તુછ સુખના કર્મને તાણેતો જગદાકારની બાડમાંરે. ૪ અનુભવી નર જો સામુ ભાલે, રૂદે સંશે ગ્રંથિ ગાલે; શુધ સેહજાનંદ સઘળે ભાળેતો, સદગુરૂ સંતે દયા કરીરે. ૫ અઍપણામાં આનંદ એવો, ભાસે જ્યાં જેહેવો ત્યાં તેહેવો; વરતનહારો વરતી લેવાતો, સચરાચર શોભી રહ્યોરે. ૬ પદ ૧ સદગુરૂજીની સંગત કરિયે, મન કમ વચને તનમન ધરિયે; બ્રહ્માનંદ નિજ સુખ અનુસરિયે તો, મોટો મહિમા ગુરૂદેવનો રે. ૧

સદગુરૂજિને શરણે રહિયે, નીત્ય નિજાનંદ નીજ સુખ લહિયે; જિવપણું ટાલી શિવ થઈ જઈયેતો, ભય ભાગે ભવ રોગનેરે. ૨ સદગુરૂ શરણે આપુ દાજે, બ્રહ્માનંદ મહારસ પિજે; માહાજન સંગે કારજ સિજેતો, આતમ દ્રષ્ટે અવિલોકતારે. ૩ તત્પદ ત્વંપદ અસિપદ જેવા; જાગ્રત સુપ્ન સુષોપતિ તેહેવા; અંતર અનુભવ પ્રગટ્યો એહેવોતો, માહાજન સંગે માળતારે. ૪ વિષે પાંમરને એ સુખ નવ જામે, પરતક્ષ પરોક્ષને પડયાછે ધામે;છે છતી વસ્તુ ઉધારે વામેતો, જેમ મૃગ કસ્તુરીને ભુલિયોરે. ૫ અધિકારીને એ સુખભાવે. તે ક્રમઉપાસના જ્ઞાનનેદાવે; એ સુખ અખેપણામાંહ ફાવેતો, નિરંકુશપદ નિહાલતારે. ૬ પદ ૨ વિષિયામાં મન જતુરે વારો, કામ ક્રોધ મદ લોભ નીવારો; માહાપુન્યે આવ્યો અવસર સારોતો, શેવિલ્યો સદગુરૂ દેવનેરે. ૧ સંકલ્પ વિકલ્પ રોગ નિવારો, શુધ નિરંતર મુલ વિચારો; ભવ સાગરનો આવ્યો આરોતો, જોખ્યમ ભાગે જીવનુરે. ૨ વેહેતિ વૃતીને સ્થીર કરિ રાખો, અનુભવ રસ અનોપમ ચાખો; અહર્નિશ સદગુરૂ શબ્દને ભાખોતો, આપણપુ અવિલોકતારે. ૩ ઉત્તમ અવશર આવ્યોરે એહેવો, બ્રહ્માદિક ઇછે છે જેહેવો; શુધ સેહેજાનંદ સમરસ મેવોતો, લાજે ગુરૂગમ જ્ઞાનમારે. ૪ આપોપુ અંતરથારે ટાલી શુધ નિજાનંદ સ્વયંમેવ ભાલિ; શું સુખ કહૂં વલિ વલિતો, વર્ણવું ન જાયે વેદ વાણીયેરે. ૫ પાંમર પશુ આપે નરે જાણે, અણછતા આરોપે ને વખાણે; માહાસુખ અધિકારી કોયક માણેતો, પોતાપણાને પ્રિછતારે. ૬ અખેપણા માંહે આનંદ વાધ્યો, જન્મ મરણ નિ ભાગી બાધ્યો; નિરંકુશ સુખનીજ પદે વાધ્યો તો, નિરાભાસ રૂપ નીરખતારે. ૭ પદ ૩ આશ મુક્તિને અહંમમ કેરિ, અહંમમ આવર્ણ થાય અંધેરી; પરમાત્મા પદ નવ સક્યો હેરિતો, ઘેર્યો માયાના ઘેનમારે. ૧ સદગુરૂ સંતને સરણે ડરિયે, બ્રાહ્યાભ્યાંતર વિષે પરહરિયે; પરમાત્મા પૂરષોતમ વરિયેતો, હરિયે સંશે શોકનેરે. ૨ અહંવૃતિ અંતરથિ ટાલો, નિરાભાસ નીરંકુશ નીહાલો; હરખ શોકની ટલિ જાયે જાલોતો, વાલો વેહેતિ વાશનારે. ૩ મનશા દેહ ફરી નહિ આવે, મોહોટા મુનિ જન મુખિરે કહાવે; સંત સંગે સ્વયંનીજ

રૂપ ફાવેતો, ભાવે વર્તે માલમાંરે. ૪ માલે વર્તે મરજિવારે, જોગિ અજરામર મહા પદનારે ભોગિ; તત્પદ ત્વંપદના હોય સંગી તો અસિપદના અનુભવીરે. ૫ અભેપણું લેહ બોલે જેહેવું, વેદ વર્ણવ્યું નેતિયે તેવું; પરમાનંદ રૂપ પ્રગટ્યું એહવુંતો, જે મહાપદ કેરૂં માણુરે. ૬ પદ ૪ સાંભળને તું સજની મારી, રસના રીત કહું એક સારી; સુખતણિ સોભા ઘણી ભારીતો, સદગુરૂનો સંગ કીજીયેરે. ૧ સદગુરૂ સંગે રમિયે રંગે, આનંદ અનુભવ વાધે અંગે; દેહ બુદ્ધિ કેરા હોય ભંગતો, જન્મ મર્ણ બંધન ટલેરે. ૨ સદગુરૂ સંગે લાહો લિજે, બ્રહ્માનંદ માહા રસ પિજે; તન મન ધન તાંહાં અરપણ કિજેતો, આતમ લાભને કારણેરે. ૩ આતમ લાભ એ કોયક જાણે, સુર બ્રહ્માદિક પાર ન આણે; તે સુખમાંહાંરે નિસ દિન માણે તો, સંત સાગરમાંહે ઝીલતારે. ૪ ભટ પંડિત એ કાંયે ન જાણે, સરગ તણાં બહુ સુખ વખાણે; તુછ સુખના કર્મને તાણેતો; અણછતા ભવને માંગુવારે. ૫ અભેપણામાં આનંદ એહેવો, ભાસે જાંહાં જેવો ત્યાં તેવો; અજરામર માહા પદનો મેવાતો, સદગુરૂ સાને સામજિ રહ્યોરે. ૬ પદ ૫ કાનજિનાં સરવડાં, સાચા ગુરૂજિનો સંગ ન કિધો આપ આપનો અનુભવ સમજિ ન લિધો; બ્રહ્માનંદ મહા રસ ન પિધો તો, છતે અણછતો થૈ રડવડ્યોરે. ૧ આસંકા કેમ થાય નૈ અલગી, સચ્ચિદાનંદ જોયા નઈ સલંગી; વાસના લિંગ સરિરે વલગી તો, આપ ન સક્યો છાંડવિરે. ૨ સુક્ષ્મ શરીરની વાસના બાંધિ, સંસે કરમની સાકલે સાંધિ; અજ્ઞાનની આવિ ગઈ આંધિતા, જીવપણું લૈ ઝગડતોરે. ૩ આંધિ માંઇ અંજાઇ ગઈ આંખ્યો, મલિનપણે માયા રસ ચાખ્યો; વાયક જાલમાં ધુર્યાને નાખ્યોતો, કબુદ્ધિયે ગડબડ ગોડ્યોરે. ૪ સાચા ગુરૂજિ સરવસ આપે, સંકલ્પ વિકલ્પ રોગ ન વ્યાપે; પાછલા ભવને પુન્ય પરતાપે તો, પરમારથ ગુરૂ પામીયેરે. ૫ માનુ ભાવજીની સંગત્ય કરિયે, વચન કહે તે મસ્તક ધરિયે; શબ્દના માર્યા જિવતા મરિયેતો, આવરણ વિક્ષેપને વામિયેરે. ૬ થા સુખિયો નિજ લાભને પામિ, સળંગ સુત્ર જોયા અનુભવે સ્વામી; જ્યાં ત્યાં ભરપુર અંતરજામિ તો, અવર નહિ કોય આતમારે. ૭ અણછતો

એલ આ કૃષ્ણજિ ઉભા, આપુપણાની લાલચ લોભ્યા; સ્વેપદમાં સ્વેમેવ સોભ્યાતો, પરમ પુરષ પરમાત્મારે. ૮ પદ ૬ ઉપનિષદનાં સરવડાં વરશે, અનુભવનિ માંઈ વિજલિ પરશે; કૈવલ્યમાં શુદ્ધ ચેતન દરશેતો, સાતમી ભોમીકા માલતારે. ૧ જીવન મુક્ત દશાછે સારી, આતમરામ સદા સુખકારી; ભાંમણાં લૈને હું જાઊં બલિહારિતો, મરજિવા એના ભોગિયારે. ૨ ધેધાતાનો ગર્ભ જગ લિયો, ત્વંપદ તત્વપદ અસિપદ મળિયો; વિધિ નાષેધનો કંપારો ટલિયોતો, નીરગુણ મારગ ચાલતારે. ૩ સંસેરૂપિ સરપ ના ડશિયા, મનવાણિથિ અગોચર વશીયા; સહજ સંત સમાધીના રસીયાતો, અણલંગી અબધુત જોગિયારે. ૪ વાયક જાલનાં સાધનસમ તે, અર્ક ઉદે થયો રજનિ આથમતે; વેદના મુસ્તક ઉપરય રમતેતો, સાક્ષાતકારમાં શોભીયારે. ૫ સકલ બ્રહ્માંડ ચેતનમય જોતે, સાક્ષાતકાર સદોદિત હોતે; સચ્ચિદાનંદ થયાછે પોતેતો, સ્વેપદના એ લોભિયારે. ૬ નેતિ નેતિ વિચાર વિશેષે, શાખા ચંદ્ર જોયો ચેણે લેખે; મુક્તિની એલછે અબધુત વેષેતો; દેહનો અધ્યાસ ટાલવારે. ૭ હંસનિ ગતિ બગ શુંરે જાણે, આપોપુ લઈ અનુમાનમાં આણે; કૃષ્ણજિ અનુભવિ હોયતે જાણે, વિદેહીની વારતારે. ૮ પદ ૭ જાનવી ત્રટે કુપ ખોદાવે, આપે ભુલ્યો ને ઓરનકુ ભુલાવે; જિવપણે ઘણું જોર જણાવેતો, કરમ ભણાવે કાસ્યમુરે. ૧ એટલે થયો જડનો અધિકારી, રાજ નિતિનિ જુક્તિ વિસારી; કેસરી ઘાસ તણો થયો અહારી તો, હિંડે અજાની હારમરે. ૨ સંત મલેતો મુલ સંભાલે, ગ્નાન કસોટિમાં આપુરે ગાલે; પ્રેમ ભક્તીની પલવટ વાળેતો, ટાળે અંતરની આપદારે. ૩ સદગુરૂ વચને ટળે અવતારા, દેહિતણા સર્વે જાય વીકારા; સમજીને ભજશો તો પાંમશો પારા, વણ સમજે જાશો વયારે. ૪ બ્રહ્મવેતા જો મલે ગુરૂદાતા, નિરે વિષયિ કરે સુખસાતા; આ ભવમાંથિ રાખે ભ્રમતાતો, જીવપણું જાએ ટળીરે. ૫ માન્ય શિખામણય હે મન પાજિ, સાચ વિના રામ ને થાય રાજી; જુઠે પેજારૂં પડશે ત્રાઝીતો, બાગિછે પણ નથી જાણતોરે. ૬ મનુસા જનમ ધરિને શું ખાંટ્યો, શું મુખ લૈને બોલેછે ફાટ્યો; દૈવના ચોર તું રૈને ડાટ્યોતો, દુરમતિ ડાપણ ડોળતોરે.

૭ જિવ થયો તેતો કરમ સંજોગે, ભુલિ ગયો માયારસ ભોગે; આવિને ડસિયો દારૂણ રોગેતો, ઝેરનિ લેહેર ચઢિ વળીરે. ૮ સંતનુ પદ વિચારિને જોતાં, ઉડિ ગયા અહંકૃતનાં થોથાં; કૃષ્ણજિ ધ્યાનમાં ચિત પરોતાંતો, બાલ તે બીજો નહીંરે. ૯ પદ ૮ સંસે રૂપિ વળગ્યુંછે રિછું, આપ આપણિ બુધ્ધિનું ઇછું; પામરે પરગટ પોત ન પ્રીછ્યુંતો, ભાત્ય ચિત્રામણમાં ભુલિયોરે. ૧ પોત ન પ્રીછ્યુંને ભ્રમીયો ભાત્યે, જીવપણાનિ જુજવિ જાત્યે; બ્યાજ વધિ ગયું વાતનિ વાતેતો, મુલમાંમાંથિ ડુલીયો રે. ૨ આપ આપણા અનુમાનમાં આણિ, પરતંતર કરચા તાણિ તાણિ; વસ્તુ વિચારીને વાત ન જાણિતો, ઉરમિયે લિધો ડોટમાંરે. ૩ જીવપણાની જાડ્યમાં જડિયો, પ્રોક્ષ ભાવની આડ્યમાં અડિયો; વૈખરિના વિશ્વાસમાં પડિયોતો, વાચક જાળની ઓટમાંરે. ૪ અચરજ વાત તે કોયક માને, જેને ગુરૂ લાગ્યા હોય કાને; અમુત્રણ્ય ભાગે કેવળ જ્ઞાનેતો, સમજણ્ય આવે સુનમાંરે. ૫ વૈરાગવડે ગુરૂરે જણાયેતે, સદગુરૂ સરણ્યે જાયે; માયા મોહથિ તે મુકાયેતો, પ્રીછે તે તેહેમાં સમેરે. ૬ અર્ક ઉદે રજની જ્યમ જાયે, જ્ઞાન ઉદે અજ્ઞાન પળાય; થાવર જંગમ સમરસ થાયેતો, પ્રતક્ષ બ્રહ્મને જાણતાંરે. ૭ લોભાય નૈ સર્વે રસનેરે ચટકે, અવરાય ન ઉરમીને લટકે; કૃષ્ણજિ તત્વ દરશિને અટકેતો, પાધરો મારગ પ્રીછતારે. ૮ પદ ૯ માહા વાણિનો મરમ જણાતાં, જિવ ઇશ્વરની એકતા થાતા; અંતરનો જ્યારે બ્રહ્મ ઓળખાતાં તો, અહંમેવ ઉઠી ગયોરે. ૧ અંતરમાં જ્યારે જોયોરે જાગિ, તેણે ત્રષ્ના તારે ત્યાગિ; લક્ષ જાઇ અલેખમાં લાગિતો, આત્મા અર્ક ઉદ થયોરે. ૨ જહદ લક્ષ જોવાનેરે ધાયો, અજહદ લક્ષ તે ત્યાં ઓળખ્યાયો; જહદા જહદનો અનુભવ પાયોતો, નિજપદનિ નિશાં કરીરે. ૩ દુરમતિ દુર રહિને નાઠિ, કરમનિ ફાંસિ નાખીછે કાપિ; કામવાસના સરવે નાઠિતો, સમઝીને ઠેકાણે ઠરીરે. ૪ શબ્દ સુતરનિ જ્વાલારે છુટિ, અવિગતની તે ઉઘડિરે મુઠિ; પુરણ બ્રહ્મ સકલ ઘટ વ્યાપિતો, પુઠ દઇ પ્રકૃતિ ભણિરે. ૫ શબ્દનિ સાન જહાં નવ્ય લાગે, વેહેનિ વાત હૈયે નવ્ય લાગે; સમજાઇ સુન્ય મંડલમાં જાગેતો, બ્રહ્માનંદમાં જઇ ભળિરે. ૬ હંસનિ ગતિ બગ શું જાણે, આપોપું લઇ

અનુમાનમાં આણે; કોનજિ અનુભવિ હોય તે જાણતો, વિદેહીની વારતારે. ૭ પદ ૧૦ પ્રથમ ગુરૂ ગોવિંદ કરી જાણો, ભીન્ન ભાવ રૂદે નવ્ય આણો; પુજે પ્રસન થાયછે પાણોતો, બોલણહારાને જાણવોરે. ૧ બોલતા પુરૂષની બુઝવી વાણી, સમશામાં સંત બતાવે નીશાની; પલમાં પરસાવે પુરૂષ પુરાણિતો, તન મન તેહને સોંપિયેરે. ૨ ઘટ ભિતર એક જડીછે બેડિ, સુર્ત નીસરણી ને ગુરૂગમે ચડિ; લાલચ મુકીને લાલશું લડિતો, તરવેણીના ત્રઠમારે. ૩ ગગન ગુફામાં ગુરૂજી બેઠા, સોહં શબ્દ બોલેછે મિઠા; દશમે દ્વાર સ્વપરી બ્રહ્મને દિઠાતો, જાત જડી જિવ શીવ થયોરે. ૪ જીવતણું ગુરૂ જોખમ ટાળે, ખટ ચક્ર વેંધી ચડાવે માળે; ત્રિવિધી તાપ આતમના ટાળેતો, બાળે સાતમી ભોમીકારે. ૫ રવિશસિ વિના વાયુંછે વાંણું, નિરભે નાણાનું ઉઘડિયુંછે પાનું; ધનવંત પ્રભુજીને શું રે વખાણું, તો જેરે જોઇતે વાલા વડેરે.૬ થાવર જંગમ બ્યાપીક વાલો, ઠામ ન દીસે એકે ઠાલો; પાંચ પચીસ પ્રક્રતિને વારોતો, વાલો નથી કાંય વેગળોરે. ૭ ઘટ ભિતર ઘર જડિયુંછે મારૂં, ઉદિયો અર્કને ટલ્યુરે અંધારૂં; પુરૂષ શિવજી સાયબો સંભારૂંતો, અણછતો લાધો ઓચરેરે. ૮ પદ ૧૧ **અથ પ્રીતમના મહીના, રાગ ગરબાની ચાલ્ય.** કારતકે કર્મ નિવાર કર્યું તે માટેરે; આવ્યો લક્ષ ચોરાસિવાર આણી વાટેરે. ૧ તું જન્મ મરણ અવતાર બહુ અવતરિયોરે; તોય નાવ્યો પંથનો પાર ફરી બહુ ફરિયોરે. ૨ તારો જન્મ અવર્થો જાય જીવ અભાગીરે; તારૂં આયુષ ઓછું થાય જોને જાગીરે. ૩ તેં ભજન ઉપરેચ ભાવ કેદિ ન કિધોરે; તેં સંત સમાગમ લાવ કાંઇ ન લીધોરે. ૪ તુને રામનામનો રંગ અંગ ન આવ્યોરે; તેં સુપનામાં સતસંગ દાસ ન કાવ્યોરે. ૫ તેં અવનીમાં અવતાર એળે ખોયોરે; કહે પ્રીતમ ચેત ગુમાર જન્મ વગોવ્યોરે. ૬ માસ. ૧ માગસરે મુરખ ચેત હેમત રાખીરે; તારો અવસર જાય અચેત જોને આંખીરે. ૧ તારા પંડમાં કરેચો પ્રવેશ જરા દુઃખ લાવિરે; તારા કાળા તજીને કેશ સપેતી આવીરે. ૨ તારાં ગળે નાશિકા નેણ, લાઠી કરમાંરે; તારૂં બોલ્યું ન માને વેણ, ગણે નહી ઘરમાંરે. ૩ તારે ઘરથકી નવલો નેહ ઉતમ નારીરે; તુને

તજવા બેઠિ તેહ દ્રેહ વિસારિરે. ૪ તારો બાલતાં ફગેછે બોલ સુણે નહીં કાનેરે; તારો ભાગી પડ્યો સૌ તોલ કોઈ ન માનેરે. ૫ તું હવે કરિસ હેત હરિની સાથ્યેરે; કહે પ્રીતમ ચીતમાં ચેત્ય આવે ધાત્યેરે. ૬ માસ. ૨ પોશે ઓષડ એક અંગ ન લાગેરે;જો ઉપાય કરે અનેક વિઝ્ય ન ભાગેરે. ૧ તારે વિષે થયું વિપરીત ભીતર ભેદુંરે; તોય પિવા વધારી પ્રીત મુલ ન છેદુંરે. ૨ તુને જે આવે તે જોઇ ઓષડ આપેરે; એવો વેદ મળ્યો નહીં કોઇ રોગને કાપેરે. ૩ કોઇ સાચા મળે સુખ થાય, ભવ દુખ ભાગેરે; તારો રોગ જન્મનો જાય, વાર ન લાગેરે. ૪ તારૂં સુખ સમુલુ જાય વેદના વલતારે; જેમ પિએ તેમ રસ પાય સુખની સુરતેરે. ૫ તારી હોયે ભરમના ભંગ, કર્મને કાપેરે; કહે પ્રીતમ સાધુ સંગ સદા સુખ આપેરે. ૬ માસ. ૩ માહા વાયકનું ગ્નાન જેને જડીયુંરે; તેને જીવ ઈશ્વરનું ભાન પાછું પડીયુરે. ૧ તેને ભાગી ભીન્ના ભાન્ન વસ્તુ વિચારારે; રસ રૂપ હરિમાં લાન, દાસે દેહ ધારીરે. ૨ ચીત્રામણ તરૂ છાંય જેવાં દાસેરે; એક અહી લખ્યો તે માંયે પયે કેમ પાસેરે. ૩ એ જડ નહીં ચેતન સેજ સરૂપરે; એમ તત્વ દરસિનું તંન અમલ અરૂપેરે. ૪ એને કરે કલ્પના કાણ પ્રગટ પોતેરે; જેમ ગલુ ઉદકમાં લુણ જડે નહીં જોતેરે. ૫ તેને નહિ સંરો લવલેશ, આપા પરનોરે; કહે પ્રીતમ એ ઉપદેશ ગુરૂના ઘરનોરે. ૬ માસ. ૪ ફાગણ ફુલ્યો ફુલ કેવલ કેરોરે; રમે લેહેરચ તા રંગિ લાલ રંગ ઘણેરોરે. ૧ આજા જોઉ ત્યાં તેમ થઈને વિલસોરે; તેને કળી સકે કોહો કોણ આપે ઉલસોરે. ૨ પશુ પક્ષી નર નારચછે બહુ નામિરે; એવા આદ્ય પુરૂષ અપાર અંતરજામિ રે. ૩ તેને જાણે કોઈ વીરલા જંન ત્રીગુણ ત્યાગીરે; એનુ દિસે રૂપ અખંડ સમાધી લાગીરે. ૪ અરસ પરસ થયો એક સાગર લેહેરીરે; એના દીસે ઘાટ અનંત ન પડે ન્યારીરે. ૫ પટ તંતુ નહિ હોય દુબધા એ ટાળોરે, કહે પ્રીતમ અવર નહિ કોય વસ્તુ ન્યાલોરે. ૬ માસ. ૫ ચૈતરે ચીત્ર વચિત્ર વાલો બીરાજેરે,ભર્યો બાહ્યાભીંતર બ્રહ્મ ઘટ ઘટ ગાજેરે. ૧ કોઈ ધરે એકાંતે ધ્યાન, આસન વાલેરે તેમાં ચઢે જોગણુ માન ગરવ ન ગાલેરે. ૨ કોઇ કુંભ કરેછે વાસ પવન ચડાવેરે; કોઇ અમ્રત પિવાની આશ

જીભ વઢાવેરે. ૩ કોઈ ધોતિ ધ્યાન સાધન સાધેરે; તોય ટળે નહિ અભિમાન વાસના વાધેરે. ૪ કોઈ દમે રાતને દીન કસોટી કરવીરે, જો બાલે વાસના બીજ ટળે દેહ ધરવીરે. ૫ રહે ભજનમાં સોઇ સેજ સમાધીરે, કહે પ્રીતમ કરે નહિ કોઇ એમ ઉપાધીરે. ૬ માસ. ૬ વૈશાકે વીચાર આદ્ય અનાદેરે, કહિ પતિત પામ્યા પાર સંત પ્રસાદેરે. ૧ તુ સંત ચરણ રજલે જીવન જાણીરે, તું તનમન અરપી દે ઉલટ આણીરે. ૨ તુ એક મેક ગુલતાન મતામાં રહેનેરે, એવિ સેજ દશાની સંત સમઝો લેનેરે. ૩ તારા તનના તાપ ટળે ન પિડ હૃદામારે, તારા તનમાં એમ મલે માહા પદમાંરે. ૪ એક બ્રહ્મ ભર્યો ભરપુર, સચરાસચરમાંરે; તેનુ નીરખી જોજે નુર નારી નરમાંરે. તેને રૂપરંગ નૈ કાંઇ નીરાલંબ ભરીયોરે, કહે પ્રીતમ એ ઉનમાન અખંડ બ્રહ્મ દરિયોરે. ૬ માસ ૭ જેષ્ટપદાર્થ જોઇ રંગ લાગ્યોરે, મારી બળ બુદ્ધિ સૌ ખોઇ સંસે ભાગ્યોરે. ૧ આદ્ય સનાતન એક સઘળે સરખોરે, તુ નિસંક થઇને શેષ નિજપદ નિરખોરે. ૨ એને જનક શનક સુખદેવ તેને જાણેરે, તેના અંતર ટળ્યા અહંમેવ માહારસ માણેરે. ૩ જેણે પ્રીછ્યુ પરાને પાર તેનુ વપુ કેવુંરે, જેવું શ્રીફલ સાકર સાર સમઝી લેવુંરે. ૪ તેની ગોટલી સોટલિ સહિત સર્વે મેઠુરે, એક દેહાતીત વિદેહ દ્વૈત ન દિઠુરે. ૫ એવો અકલ પુરૂષ અવિનાશ, બલવંત બલીયોરે; કહે પ્રીતમ પ્રગટ્યો પાસ અંતર ટલિયોરે. ૬ માસ. ૮ આવ્યો માસ અસાડ અમૃત વરસેરે, તુ અનુભવિ આંખ્ય ઉઘાડ આતમ દરસેરે. ૧ એક સનમુખ સભરે ભર્યો, સાગર મોટોરે તે મધ્યે જીવ કર્યો જુગ પરપોટોરે. ૨ તેહનિ ઉઠે લહેરેચ અનંત અનંત ઠેકાણેરે; તે સુખમાં ઝીલે સંત જકત ન જાણેરે. ૩ તે જીવન મુક્તા જેહ જકતથી ન્યારારે, તેને તપે નહિ ત્રિવિધિ તાપ સિતલ અંગ સારારે. ૪ આ બ્રહ્માનંદ ભરપુર સુખમાં ભરીયોરે, જેમ રવિને તેજે જરૂર તપે નહિ દરિયોરે. ૫ એવા માહા દશાનો મર્મ, અનુભવ આવ્યોરે; કહે પ્રિતમ તે પરિબ્રહ્મ બંધનમાં નાવ્યોરે. ૬ માસ. ૯ શ્રાવણ સુરતનો એલ નુરતમાં આણોરે, હવે થૈ રૈઈ રસનિ રેલ્ય જથાર્થ જાણોરે. ૧ ઠરી રહ્યો નિજ ઠોર ઘટમાં ગાજેરે, એ

ઉન મુનિ આઠે પોહોર અલખ વિરાજેરે. ૨ નિરાલંબ નિરાધાર કર્મ ન લાગેરે, આ સૌ પ્રોઈ રહ્યો સંસાર સોહંગ બ્રહ્મ ધાગેરે. ૩ જેણે જાણી પોતાની જાત્ય પાંચ પચીસેરે, જેમ દગધ પટોલે ભાત એવી દીસેરે. ૪ તે વરતાય નૈ પેરાય જોયા જેવિરે, તે દૂરથકિ દેખાય મોહ્યા જેવીરે. ૫ તેહના દેહિના દોસ વિકાર દહ્યા બ્રહ્મ અગનેરે; કહે પ્રીતમ મલે એક તાર ગાજે ગગનેરે. માસ. ૧૦ ભાદ્રપદ બ્રહ્મરૂપ જેને ભાસેરે, તેને કોણ પડે ભવકુપ તત્વ તપાસ્યારે. ૧ ઇછાથકિ અવતાર કેવલ કિધોરે, એવા મનકલપીત સંસાર માનિ લીધોરે. ૨ જેમ અમાસે આકાશ ચંદ્ર કેવાનોરે, એમ નિશ્ચે જગતનો નાશ નથી રહેવાનોરે. ૩ આ મ્રગજળ લેહેરિ થાય દિનકર દાઝેરે તેમાં પશુ પછાડે પાવ પિવા કાજેરે. ૪ તુ રામ જગતને જાણ્ય મિથ્યા ભાનેરે, જેમ નિર અડે હોય હાણ્ય કાગળ પાનેરે. ૫ આ બન્યો બાજીગરનો ખેલ ખુબ સ્વરૂપેરે, જન પ્રીતમ મમતા મેલ રેહો નિજરૂપેરે. ૬ માસ.૧૧ આ સોહંબ્રહ્મ રમે સકળ ઘટ સ્વામિરે, પોતે પોતાને મન અંતર જામીરે. ૧ જ્ઞાન ઉજાગર જેહ અનભે જોગીરે, તે વસ્તુ રૂપવી દેહ બ્રહ્મરસ ભોગીરે. ૨ એવા સુખના સાગર સંત આનંદકારીરે, તે વીક્ષાતા વેદાંત પર ઉપકારીરે. ૩ ત્યાં વાગે અનહદ્દ નાદ આઠે પોહોરેરે, તે શ્રુતિ તણું સિદ્ધાંત ચાલિ જોનેરે. ૪ કોઇ શીખે સુણેને ગાય ગુરૂ ગમ આણીરે, તે નર તદરૂપે થાય એ એંધાણીરે. ૫ આ સદગુરૂ સંતનો પ્રસાદ સમર્થ સ્વામિરે, જન પ્રીતમ અણછતો આય ચરણ ચીત નામીરે. ૬ માસ. ૧૨ અથ સોરઠ રાગના મહીના લિખ્યતે.

**દોહા.** સદગુરૂને ચરણે નમુ માગુ પ્રેમ પ્રસાદ, દયા કરીને દીજીયે; હરિ રસ અમ્રત સ્વાદ. ૧ વાણિ શકે નહિ વર્ણવી, સદગુરૂ કેરૂં સ્વરૂપ; મન બુદ્ધિ પોચે નહિ, ઓપમા રહિત અનુપ. ૨ પ્રથમ પુરણ પ્રેમસું, વંદુ સદગુરૂ ચરણ; તાપ ટલે સંસારના, મટે જન્મને મરણ. ૩ સાંભળ શુદ્ધ ચીતે કરિ, હરિના ગુણ જ્ઞાન; પ્રીત સહીત નીત્ય નાથનું, રૂદીયે ધરેરે ધ્યાન. સાંભ. ૧ ગુરૂ પદ પંકજ પુજતાં, ચૌદ લોક પુજાય; શીવ વિરંચીને સારદા, ગુરૂના જસ ગાય. સાંભ. ૨ હોય અંતઃકરણ ઉજલાં, તિમર ટલિ જાય; સર્વે તે લાગે સુજવા, પદ ૨.

જનો મહિમાય. સાંભ. ૩ જપતપ તીરથ જોગનું, ફળ જેરે કેવાય; પ્રિતમ સદગુરૂ સેવતાં, સર્વે સુખ થાય. સાંભ. ૪ દોહા. સદગુરૂ સંત કૃપા થકી, ઉપજે નિરમળ જ્ઞાન; શુદ્ધ ચૈતન્ય તુરિયાપદ, રહે નિરંતર ધ્યાન. ૧ કારતકે ચિત્ત ચેત્યો નહિ, ઘડિ લાખેણી જાય; વળતિ વિચારિશ જિવડા, પછે કાં પસ્તાય. સાંભ. ૧ જોરે જાણુંતો બાંધજે, પાણિ પેલાંરે પાળ; નીર ગયે નહિ નિપજે, સારે તાકેછે કાળ. સાંભ. ૨ કાયા કુસમછે કારમી, વેગે વણસીરે જાય; અમર થાય જેમ આત્મા, એવો કરજે ઉપાય. સાંભ. ૩ સંત સમાગમ કિજિયે, મુકી મનનારે તાણ; કહે પ્રિતમ તું પ્રિછજે, પછજે કલ્યાણ. સાંભ. ૪ દોહા. મનના પરપંચ મુકજે, કરજે તત્વ વિચાર; રત્ન પદાર્થ જન્મછે, નૈઆવે વરંવાર. ૧ માગસરે માથા ઉપરે, મોટો મરણનું સાલ; મારગ વેછે ઉતાવળો, કોઇ આજને કાલ. સાંભ. ૧ અંતે નઈ કોઇ કામનું, રામનું લેને નામ; એક ઘડિ ન વિસારિયે, સુખ સાગર શ્યામ. સાંભ. ૨ જુઠિ બાજિ જોઇને, આવિ મનમાંરે ભુલ; રૂડાં રંગ રળિયામણા; સિમલાના ફુલ. સાંભ. ૩ સુત વિતમંદિર સુદરી, સુખ સ્વપન વિચાર; કહે પ્રિતમ સહુ કારચમું; દિસે દીન ચારેચ. સાંભ. ૪ દોહા. મોતિ ઉસ ઉદકનાં, તેના હાર નથાય; મિથ્યા મન મોદક કરે તેણે ભુખ નજાય. ૧ પોસે પ્રાણિ પ્રિછશે, જેને ગુરૂ ગમ થાય; પરમારથ પાકુ રત્નછે, જાણિ કરશે ઉપાય. સાંભ ૧ અણછતુ આપુ માનીને, દુખ પામે અપાર; શ્વાન સમાન આ જિવછે, વહે સકટનો ભાર. સાંભ. ૨ સામગ્રી સૌ હરી તણી, ભોગવે સંસાર; મારૂ મારૂ કરિ રહ્યો, તેણે ખાયેછે માર. સાંભ. ૩ તનમન જેણે સોપિયું, સદગુરૂજિને હાથ; કહે પ્રીતમ તે પામિયા, સ્વેપદનો સાથ. સાંભ. ૪ દોહા. તજશે આપુ આપદા, ભજશે પુર્ણ બ્રહ્મ; એક પલકમાં પ્રલે થશે, કોટિ જન્મના કર્મ. ૧ મહા મહિને માયા તણો મર્મ જાણશે જેહ; ભુલવણીમાં ભમે નહિ તરે ભવજળ તેહ. સાંભ. ૧ બાજિગરનો બાળકો, ગ્રહે હાથ ભુજંગ; ઔખદ બુટિને ઓળખે, વિષ વ્યાપે ન અંગ. સાંભ. ૨ નામ અમિરસ જે પિયે, તેતો અમર થાય; જન્મ મર્ણની આપદા, તેતો તતક્ષણ જાય. સાંભ. ૩

અજ ઉમયા પતિ અહિ પતિ, જપે નિસ દિન જેહ; અનંત કોટિ ગ્રહી ઉધરચા, પ્રિતમ પ્રિછે તેહ. સાંભ. ૪ દોહા. સદગુરૂ શબ્દ વિચારતાં; પ્રગટે જ્ઞાન પ્રકાશ; રવિ ઉગે રજનિ ટળે, હોય અવિદ્યા નાશ. ૧ ફાગણ ફુલ્યો સોયામણો, ફુલ્યો જુજવિ ભાત; જોયાની રચના ઘણી, રંગ જુજવિ જાત. સાંભ. ૧ વિવિધ પેરચની વાસના, ઉઠે અનંત અપાર; મન ભમરો ભોગી થયો, રહ્યો વાસના મોઝાર. સાંભ. ૨ ઠોર ઠોર ધ્રુમ ઢાંકીયા, આશા અમરવેલ; નવ પલવ નૌતમ સદા, કોકિલા કરે કલોલ. સાંભ. ૩ લિલા લલિત સોહામણિ, સોભાનો ને પાર; જન પ્રીતમ એવું જોઇને, રિઝ્યો રૂદીયા મોઝાર. સાંભ. ૪ દોહા. નિર્મલ નેણે નિરખતાં, દરસે નિજ દેદાર; સાગરથિ સહુ ઉપજે, લેહેરિ લોઢ અપાર. ૧ ચૈતરે ચિત ચિદરૂપમાં, થઇ રહ્યું તદલિન; સિંધુમાં ઝીલતાં, થયું નિમિશ માત્ર ન્યારૂં નહીં, જેવું જળમાં મીન. સાંભ. ૧ ચૈતન શુદ્ધ શરિર; સર્વેશ્વર સહુને વિષે, જ્યમ મણકામાં હિર. સાંભ. ૨ જેહેને આધારે સહુ રહ્યું, પીંડને બ્રહ્માંડ; સચરાચર શોભિ રહ્યો, અવિનાશી અખંડ. સાંભ. ૩ બ્રહ્મ જથારથ ભાળતાં, ભાગી મનની ભ્રાંત; પ્રીતમ પ્રીછે પાધરૂં, થાય સમજે શાંત. સાંભ. ૪ દોહા. સદ ચિદ આનંદ સર્વમાં ભરી રહ્યો ભરપુર; દિન રજનિ રહે રંગમાં વરસે નિર્મળ નુર. ૧ વૈશાકે જોતાં વેદમાં, માહા વાયકનું જ્ઞાન; તત્વ મસિતે તુંજ છો અળગો નહીં અન્ય, સાંભ. ૧ જ્યમ વાયુને ખોળે વણટોળીયો, એમ ઇશ્વરને જિવ; વસ્તુ વિચ્યારે એકછે, સમ સુત્ર સદૈવ. સાંભ. ૨ અરસ પરસ રહે એકમાં, જ્યમ તરણિમાં તેજ, ભિન્ન નહિ એમ બ્રહ્મથિ, ઓળખે પદ એજ. ૩ સલીતા સાગરમાં રહે, સાકર માંહિ મીઠાઇ; પ્રીતમ પુષ્પમાં વાસના, એવિ ગુરૂગમ પાઇ. સાંભ. ૪ દોહા. પટતંતુ ન્યારો નહિ, જ્યમ હાટકનો હાર; જડચૈતન જુગદીશમાં, તેજ પુંજ એક તાર. ૧ જેઠે જન્મ સુફલ થયો, જાણ્યા શ્રી જુગદિસ; અખિલ ભુવનનો આત્મા, ગુણ માયાનો ધિષ. સાંભ. ૧ વિશ્વ વિચિત્રછે જે વડે, કરે રંગ કલોલ; થંભ વિના થભાવિયું બ્રહ્માંડનું ગોળ. સાંભ. ૨ રમવાને બાજી રચી, ધરિ નવ નવાં રૂપ; સંસે શોક સ્વભાવથિ થયો જિવ સરૂપ. સાંભ. ૩ વિષે વૃતિને અંતરે,

અવરાયો અનંત; પ્રિતમ પોતાને વિસરિ, કરિ પરસું પ્રીત. સાંભ. ૪ દોહા. અંતરજામી આત્મા, મીથ્યા માન્યો ગર્વ, માયાને પડદે રહિ, મોહ પમાડ્યું સર્વ. ૧ અષાડે અમ્રત તણો, વરસ્યો વરસાત; હરિ હરિ સઘળે થઇ રહ્યો, સ્થાવર જંગમ જાત. સાંભ. ૧ ચિત ચાત્રુક રંગે રટે, બોલે મન મોર, જ્યાં ત્યાં ચૈતન્ય બ્રહ્મના, ઉલટ્યા અંકોર. સાંભ. ૨ સુખ સાગર સેજે છલ્યો, સરિતા સુભ સાર, બ્રહ્મ નીરંતર જળ ભરયો, કોણ પામે પાર. સાંભ. ૩ માણે મછ મગર થઇ, મરજીવા સંત, પ્રીતમ પળ ન્યારા નહિ, રસીયા રસવંત. સાંભ. ૪ દોહા. મહા મુક્ત જાણે જુક્તને, જે આપે અદ્વૈત, અણલીંગી આકાશ વત, સ્વેપદ શબ્દાતિત. ૧ શ્રાવણ સાધન શું કરૂં, સમરણને ધ્યાન, અહંકરતા રે ઉઠી ગઇ, થયું સર્વે સમાન. સાંભ. ૧ પંચ કોશ પીંડ હું નહિ, નહિ અંતસ્કર્ણ, ઇંદ્રિ અવસ્થા ઉરમી નહી, નહી વેશને વર્ણ. સાંભ. ૨ જીવ નહિ ઇશ્વર નહિ, નહિ માયાને માન, ત્રિધા નહિ ત્રિગુણ નહિ, નહિ ગ્નાતાને ગ્નાન. સાંભ. ૩ સોહં પ્રકાસિક સર્વનો સાક્ષાત સુદ્ધ સ્વરૂપ, પ્રિતમતે પરમાત્મા, એછે અકલ અરૂપ. સાભ. ૪ દોહા. ચેહેન ચરીત્ર જેને નહિ, સહુનો પ્રેરક સોય, પ્રીતમ તેને પ્રીછતાં, આવાગમન નહોય. ૧ ભાદરવો એક રસ ભરયો, સચરાચર માંહિ, પ્રલે સમે પાણિ વિના, દીસે નહિ કાંઇ. સાંભ. ૧ કોર કનારો પાળિ નહિ, નહિ આવર્ણ આડ, એક ચિદાનંદ જોઇને, છળ વિદ્યા છાંડ. સાંભ. ૨ સ્વતંતર અંતર નહિ, બાહ્ય ભિંતરે બ્રહ્મ, એમ જાણે જે ઉપાસના, એછે મોટો મર્મ. સાંભ. ૩ બ્રહ્મ નિષ્ટા પળ નવ્ય ચળે, અનિનતા એહ, પ્રીતમ પુરણ બ્રહ્મશું, જેને સાચો સનેહ. સાંભ. ૪ દોહા. દ્રષ્ટ પદાર્થ જેટલું, તેનો થયો અભાવ, મન મળ્યું તુરિયાપદે તે શું બન્યો બનાવ. ૧ આ સોહંગલોલા અખંડછે, નિરખી નિરધાર, બોધ વધ્યારે આનંદના, સુખ સિંધુ અપાર. સાંભ. ૧ ઇછા ટળી ઇંદ્ર લોકની, અજ પદને કૈલાશ, નહિ વૈકુંઠની વાસના, ભાળ્યો બ્રહ્મ વિલાસ. સાંભ. ૨ અધિકારીને આવશે, સમજણની સાન, મુક્ત થૈ સુખ માણશે, મુકી દેહા અભિમાન. સાંભ. ૩ સદગુરૂની ક્રિપા થકિ, ઉપન્યો આનંદ, પ્રીતમ તે પદ પામીયા, જ્યાં નહિ સુર્યને ચંદ્ર. સાંભ.

૪ દોહા. જાણવું હતુ તે જાણીયું, હવે નથી જાણવું કાંઇ; પોતે પોતામાં ભળ્યો, જ્યમ પાલો પાણિ માંહિ. ૧૨ ઉત્તર સંડે આદર કરેચો, રચિયા બારે માસ; ખુંટજમાં પુરા કરેચા, આણી અંગ ઉલાસ. ૧ સોરઠ રાગ સોહામણો, સુંદરછે સુભ સાર; અક્ષર અક્ષર અતિ ઘણો, અનુભવનો ભંડાર. ૨ સંવત અઢાર આડત્રિશમાં, કીધો એહ વિચાર; ચૈતર વદિ તિથિ સપ્તમી ઉત્તમછે ગુરૂવાર. ૩ ગાએ શિએને સાંભળે, કરે રૂદિયે વિચાર, કહે પ્રિતમ તે પામશે,સંશય નહિ લગાર. ૪ અથ રામદાસની બાર માસિ, હરિ ગુરૂગમશું તાળી લાગીરે; સંતો મારી સુરતા અગમ જઇ જાગિરે હરિ ગુરૂગમશુ તાળી લાગિરે. ટેક. કારતકે તે કાંતિ દેખિરે, દેખિને તે દ્વૈત ઉવેખિરે; વિધિ નાથ લખ્યા અંક છેકિ. હરિગુરૂ. ૧ માગસરે તે મારગ ઝીણોરે, ત્રીગુણ ઘાટ ઉતરી રસ પિળોરે; પારચ ગયો રહ્યો નહિ વિણો. હરિગુરૂ. ૨ પોશે પોતપોતાનો પ્રકાશ્યોરે, જનમ્યા પેલો હતો તેવો ભાસ્યોરે; મધ્યે અહંકૃતિનો ભ્રમ નાશ્યો. હરિગુરૂ. માહે માતમ ગુરૂનો પીછાણ્યોરે, તેનો ગ્નાન રૂદે મહિ આણ્યોરે; શબ્દાતિત શબ્દ કરિ જાણ્યો. હરિગુરૂ. ૪ ફાગણ ફાગ ખેલે સંત ટોળિરે, કરિ મુળ અવિદ્યાની હોળિરે; જેરે રમતાંમાં રામ લિધા ખોળિ, હરિગુરૂ. ૫ ચૈતરે ચિતવન ચિદનું કરિયેરે, ચિદ રૂપ થઇને ફરિયેરે; બ્રહ્માનંદના સુખમાં ઠરિયેરે. હરિગુરૂ. ૬ વૈશાકે વેશ આવ્રણ મુકિરે, ઇંદ્રિ વિશે વિકારથિ રોકિરે; લિધા બ્રહ્મ અંતર અવલોકી. હરિગુરૂ. ૭ જેઠે જઠરા ગરભ દુઃખ ટાળ્યોરે, તત્વ સતરનો લિંગ ગાળ્યોરે; સચરાચરમાં બ્રહ્મ ભાળ્યોરે. હરિગુરૂ. ૮ અશાડેતે આવ્રણ આડેરે, તેના હિરણ્ય ગર્ભને વૈરાટરે; અવ્યાકૃતના સાક્ષિનો ઠાઠ. હરિગુરૂ. ૯ શ્રાવણ સોહં સહુથિ ન્યારોરે, સ્વાસો સ્વાસમાં દેછે હુંકારોરે; તાહારા હાહુંનો ધારણહારો. હરિગુરૂ. ૧૦ ભાદરવે ભવનો આણ્યો અંતરે, મળ્યા બ્રહ્મવેત્તા ગુરૂ સંતરે; તેણે હસ્તામલ ભગવંત. હરિગુરૂ. ૧૧ આસો આશા મુકી ત્યારે ફળનિરે, અધ્યાસને પરવસ્તુ કળનિરે; ગુરૂયે સાન આપિતે થળનિ. હરિગુરૂ. ૧૨ રામદાસના સદગુરૂ એવારે, મન વાણિમાં નાવે તેવારે; એછે લક્ષ ગુંગાના મેવા. હરિગુરૂ. ૧૩ અથ પરાગદાસના

મૈના. કારતકે મળશે સંગ સદગુરૂ કેરોરે, મારા જનમ મર્ણ ભેજાય ફાવે ફેરોરે; મારૂ શરિર સિતળ થાય ભવ દુઃખ વાંમેરે, વણ કર્મ પંથનો પાર આ રેખામેરે. ૧ માહારા તનમાં ત્રિવિધિ તાપ અગનિ ધિખેરે, તેમાં અધ્યાતમ નિજ નિર લાવી સીંચેરે; મને હરિ હસ્તામલ થાય નજરે નિરખુરે; મુને અધ્યાસન હોય અન્ય ભાસે સરખુરે. ૨ માગસરે માહંત મુજને મલિયારે, અતિ ક્રિપા સાગર પુર અટલક ટલિયારે; માહારા ટળિયા અઘના ઓઘ માહા સુખ દિધારે, મારે સત સંગત પરસાદ કારજ સિધારે. ૩ આ મુખડે કયેમ કેહેવાય સુખનિ સિમારે, જેને નિગમ નિરંતર ગાય હારનો મહિમારે માહારાં નયણાં ત્રપત ન થાય નિજ પદ નિરખીરે, અતિ આનંદ અંગ નમાય હડે હરખીરે. ૪ પોસે પુરણાનંદ પ્રગટ પામીરે, હુંતો ભવસાગરનાં દુઃખ સર્વે વામિરે; મુને મેહેર કરિ માહારાજ માહા પદ આપિરે, દુઃખ જનમ મરણ અવતાર નાંખ્યા કાપીરે. ૫ મે ખરિ કરિ નહિ જેપ બહુ દિન ખોયારે, હવે મનના માન્યા માવ નજરે જોયારે; મે પ્રેમ શુધા રસ પાંન પુરણ કિધાંરે, માહારા હરિગુરૂ દિન દયાલ મહા સુખ દિધાંરે. ૬ માહા માસે માહારાજ બ્રહ્મનિધ ભરિયોરે, પિંડ બ્રહ્માંડ અખંડ સનરસ દરિયોરે; લેહેરી લોટ અનંત જગદાકારરે, વળિ ઉપજે ને સમાય બ્રહ્મની ધારેરે. ૭ મિથ્યા સરવે ભુત નજરે નીરખુંરે; આ ઉપન્યું તે અલપાય સપના સરખુંરે, આભ્રગ જળવત સંસાર અણછતો દિસેરે, પડછાયો પિંડ સમાય સવિતા સિસેરે. ૮ આ ફાગણ માસે ફાગ ઘટ ઘટ ખેલેરે, આ ભાતભાતના વેશ ભાવના મેલેરે; આ ફુલ્યો ચિદ પલાશ વિસ્વે ફુલેરે માંહે સોહં ભરમર ગુંજાર કુસુમે જુલેરે. ૯ અનહદ વાગે તુર રમણુરટ લાગિરે એવી મહદાનંદનિ મોજરંગ વિભાગિરે; પિચકારિ પંચ ભુત સ્થુલતા કેરિરે, તે સુરત સખિને હાથ ખેલે હોરિરે. ૧૦ આ ચૈતરે ચેતન એક સચરાચરમાંરે, આ ખેલે આપ અલેખ નારિ નરમાંરે; આ એક થયા અનેક આપે માણેરે, કોઇ પટતંતુ નહિ ભેદ તાણે વાણેરે. ૧૧ સુત્ર મણિવતરામ પુર્ણ પોતેરે, આ સ્થાવર જંગમ એક જોયો જાંતેરે; માહા કારણ મહારાજ કારણ થઇનેરે; સ્થુલ સુક્ષ્મનો પ્રકાશ

અળગો રહિનેરે. ૧૨ આ વૈસાકે વિલાશ સચ્ચિદાનંદનોરે, આલોક ચતુર દશ ભાસ બ્રહ્માનંદનોરે; અજર અમર અછેદ વચને નાવેરે, આ નાના વિધના વેષ તે હરિ લાવેરે.૧૩ જેના સંત સદા જશ ગાય વેદ વખ્યાણેરે, તેને દયા કરે ગુરૂદેવ તે જન જાણેરે;આરામ સુધારસ પાન જે જને કિધુરે, તેને વિષયાવત સંસાર ચિંત નઆ દિધુરે. ૧૪ જેઠે ઠેઠજ જાય પુર્ણ પદ પામેરે, તેહેને સમરસ ભોગ વિલાસ નાવે હદમાંરે; વિહંગમ કેરિ વાટ વણ ક્રમે જાણેરે, તેરૂપ વહુણુ રૂપ કર વિના આવુંરે. ૧૫ મુખ વિના રસ પાન પુર્ણ કરવુંરે, આ નેત્ર-વહોણુ ધ્યાન નિસદિન ધરવુંરે; એ અનુભવતાં અદ્વૈત આપે થેયેરે, છે સદગુરૂ કેરિ સાંન સમજિને રહિયેરે. ૧૬ અશાડે અખંડ ચિદ ઘન ચડિયોરે, આ વિસ્ત્ર વાદળિયો વ્યોમ માંહ દરેવડિયોરે; ગાજે ઘોર અભિર અખંડ ઝડ લાગિરે, ક્રોધ તરવેણીને તિર પિયે બડ ભાગીરે. ૧૭ જેહેના સંત સલુણા મોર વચન પ્રકાશેરે, આ વિજલી સદગુરૂ સાન તિમર નાસેરે; આ સ્થુલ અવનિ અંકુર અનુભવ જાગેરે, આ હરી હરી હરીયાં હોય ગ્રિષમ ભાગેરે. ૧૮ આ શ્રાવણ શ્રવડાં જોર આનંદ ઉઠેરે, આ પવન ચકર નરૂ લોભ સાખા તુટેરે; તું ઉઠ ઉઠ અચેત જનને જાગીરે, આ તરવેણિને તિર તાળિ લાગિરે. ૧૯ આ વરસે અનહદ નુર અંબર ગાજેરે, આ ગંગા જમનાં પુર નિર નિર બિરાજેરે; તે તિર્થમાં જો જન નિત્ય નિત્ય નાશેરે, તેહેને સુખ આનંદના ઓઘ એ અભ્યાસેરે. ૨૦ આ ભાદરવે ભરપુર સહુ ઘટ સ્વામિરે અખીલ ભોવનમાં એક અંતરજામિરે; આ અરધ ઉરધને મધ્ય સ્થુળ નઆ થાયરે. અસ્થિર પુરણ અવીનાશ આવેન જાયરે. ૨૧ આસભર ભર્યો ભરપુર ઠામન ઠાલોરે, તે ઓળખિલ્યો અખંડ માહા નિધ્ય માહાલોરે; એ ઉપનીસદનો અર્થ જે જન આસેરે, તેહેને બ્રહ્માંડ કેરી ભ્રાત્ય અણુ નઆ ભાસેરે ૨૨ આ આસો માસ અખંડ રાસ વિલાસેરે, આ રમવા સરવે પિંડ રેહ્યા પ્રકાશેરે; આ અંગ અદંગ ઉપંગ મોરલિ વાગેરે, સહુ સખિયું કેરે સંગ બ્રહ્મ વિરા-જેરે. ૨૩ હરિગુરૂ સંતનિ સેવ જે જન કરશેરે, શ્રવણ મનન નિધ્યાસ તે જન તરસેરે; એ નિત્ય કરજો અભ્યાસ મહીના ગાજોરે,

કહે પ્રાગો ગુરૂ પ્રસાદ નિરમળ થાજોરે. ૨૪ અથ પ્રિતમના મૈના. કારતકે કાં ચેત્યો નહિ મુઢ ગમારરે, આ અવસરમાં; જનમ ધરિ ન જાણ્યા જુગદાધારરે. આ. ૧ સામાટિ તે ભુમી ભારે મારીરે, આ. અમુલખ્ય હરી હિરો તું બેઠો હારીરે. આ. ૨ દસ મસવાડા માતાને દુખ્ય દિધુંરે, આ જનમ ધરિને સાધન કાંઇ નવ કિધુરે. ૩ ગમોડે જેને ગિરધરલાલ ન ગાયારે, આ. કહે પ્રિતમ વસ્તીમાં લુટાયારે. આ. ૪. ૧ માગસરે માહા દુખ્ય વેઠિ કિધી મેરરે, આ. તે પ્રભુને તેં ન સંભાર્યા ઘેરરે. ૧ જઠરામાં તુને જતન કરિને રાખ્યોરે. આ. અચેત નર તારી શે ન ઉઘડી આંખ્યોરે. આ.૨ નેન નાસિકા શ્રવણ અંગે આંકારરે, આ. મનુષા દેહનું મુળ નહિ નિરધારરે. આ. ૩ તે પ્રભુનો તું ગુણઓસીગણ નથયોરે, આ. કહે પ્રીતમ તેનો જનમ અકારજ ગયોરે. આ. ૪. ૨ પોસે પાંમર પ્રાણી કાંઇ ન પ્રીછેરે, આ. હરીપદ મુકા માયા સુખ્યને ઇછોરે. આ. ૧ કાંમ ધાંમને ધનને કાજે ધાયોરે, આ હરી નવ જાણ્યા પરથમ ખોટો પાયોરે. આ. ૨ તેમ તેમ ત્રષ્ના વાધી ગઇ વિપરીતરે, આ. ન કર્યો સત સંગ રાખ્યિ કુલના રીતરે. આ. ૩ સત સંગત દુર્લભછે હરિ હર અજનેરે આ. પ્રીતમના સ્વામિને ભાવે ભજનેરે. આ. ૪. ૩ માહા મહિને માયા રસ ચાખ્યો મુઢ ગુમારરે, આ. ગર્વ તજી નવ ગાયા અખ્યિલાધારરે. આ. ૧ જેને હરિ માર્ગનો મર્મ ન લાધોરે, આ. તે પ્રાણીએ ફોગટ ફેરો ખાધોરે. આ. ૨ અપરાધી અહંકારે ઊંધું વાળ્યુંરે, આ. હરિપથઇને હાથે હારદ ખોળુરે. આ. ૩ સદગુરૂ સંગે સરવાળો નસાધોરે, આ. પ્રિતમ પોતાનો મન ન પરમોદરે. આ. ૪. ૪ ફાગણ મહિને ફુલ્યા નવરંગ ફાગરે, આ. કોઇક લાભ કમાસે હરિના લાલરે. આ. ૧ સંસાર સોદો સમજે તેને સારરે, આ. નિકર અંતે ઉગરવાની છારરે. આ. ૨ તે જેમ આયુંતે તેમ જાશે સહુ કોયરે, આ. કોઇક કમાશે કોઇક જાશે ખોઇરે. આ. ૩ હરિને ભજતાં આવે ભવનો પારરે, આ. કહે પ્રિતમ એવું ઉર અંતરમાં ધારરે. આ. ૪. ૫ ચેતર ચંચળ ચપળ ચિતના ચાળારે, આ. રૂદિયે રાખો રામરટણની માળારે. આ. ૧ કામક્રોધ મદ લોભનિ લહેર ન લાગેરે, આ.

જેનું મન પ્રોયું પુરણ ધાગેરે. આ. ૨ મુલ પ્રણવ ધુન્ય સનેહ ધરિ સાંભળિયેરે, આ. ભજન કરિને બ્રહ્માનંદમાં ભળિયેરે. આ. ૩ અખંડ સુરતિ સેજ સમાધિ લાગેરે, આ. પ્રીતમ પ્રભુને ભજતાં ભવ દુખ ભાગેરે. આ. ૪. ૬ વૈશાકેતો વસમિછે એની વાટરે, આ. અગ્રી આંટી ઓડા ઓઘટ ઘાટરે. આ. ૧ કાચા પોચાનુંતો નથી ત્યાં કામરે, આ. સુરા પુરાનો એછે સંગ્રામરે. આ. ૨ પુરા હોયતે પુરણ પદને પરસેરે, આ. મરજીવા થઇને બ્રહ્મરંદ્રે હરિ દરસેરે. આ. ૩ દસે નાદનાં ગડગડિયાં નીશાનરે, આ. કહે પ્રિતમ પદ પામેછે નિરવાણરે. આ. ૪. ૭ જેઠે ઠેઠ ઠરી બેઠા ઠેકાણેરે, આ. જે જન જિવ ઇશ્વરના પરિયા જાણેરે. આ. ૧ દેહાતિત પણ દિસંતા દેહધારીરે, આ. ચડિન ઉતરે લાગિ બ્રહ્મ ખુમારીરે. આ. ૨ તેને અવતરવાનિ શાંની આશરે, આ. સાક્ષાતરૂપિ સઘળે તેનો વ્યાપેરે. આ. ૩ સહુના પ્રેરક સહુના મનની જાણેરે, આ. કહે પ્રિતમ ત્યાં ઓપમા કેહેની આંણેરે. આ. ૪. ૮ અશાડ માસે પુનરપિ નાવે તેહરે, આ. જેને નિરભે નારાયણ શું સ્નેહરે. આ. ૧ રવીના કીરણ સરિખી તેહનિ કાયરે, આ. દેહ દમણનાં દુખડાં ફરિ ન થાયરે. આ. ૨ ગતિ કરે તે સપ્તદ્વિપ નવખંડરે, આ. લોક ચતુર દસ એકવિસમો બ્રહ્માંડરે. આ. ૩ જળ સ્થળ જંગમ સઘળે તેહેનો વ્યાપરે, આ. કહે પ્રીતમ એ કરતા હરતા આપરે. આ. ૪. ૯ શ્રાવણ શ્રવણ મનનનીદ ધ્યાસન કરિયેરે, આ. બાકી સરવે પરપંચને પરહરિએરે. આ. ૧ સતસંગ કરતાં તરિયે ભવ સંસારરે, આ. વિષ ન વ્યાપે કાપે કોટિક પાપરે. આ. ૨ હરીકથા કીરતન કલજુગમાં કરિયેરે, આ. ધીરા રહોને ધાન ધારણા ધરિયેરે. આ. ૩ જોગ જુતીસે સદા સમરણમાં રહીએરે, આ. પ્રિતમ પ્રભુને ભજતાં પાવન થૈયેરે. આ. ૪. ૧૦ ભાદરવે ભરેપુર હરિને ભાળોરે, આ. હું મારૂં અહંકાર રૂદેથી ટાળોરે. આ. ૧ ત્રણ માત્રતો હરિ વિના નવ હાલેરે, આ. કિડિ કુંજર ચૈતનતાયે ચાલેરે. આ. ૨ કિટ ઇંદ્રતો આતમ દ્રષ્ટે એકરે, આ. ગુરૂગમ જોઇ એ ગ્નાન વિવેકરે. આ. ૩ ગુરૂ ગોવીંદના ઘરની જેહેને ગમરે. આ. કહે પ્રિતમ એછે જ્યમનું

ન્મરે. આ. ૪ ૧૧ આસોહંગ બ્રહ્મ ભજો રૂદીયા મોજારરે. આ. ઉઠે અજંપા ષટ એકવીસ હજારરે. આ. ૧ તે ઉપરછે અખંડ બ્રહ્મનો ખેલરે, આ૦ ઓંકાર માંહે થીઇ રહી રંગની રેલરે. આ૦૨ કોઈક જાણે રસોયાતે રસ પીવારે, આ૦ જેમ ડુબકિ મારે દરિયામાં મરજીવારે. આ૦ ૩ દિનદિન પરતે ચડે ચોગણો રંગરે, આ૦ કહે પ્રિતમ કરો સતગુરૂ સંતનો સંગરે. આ૦ ૪ ૧૨ તીથી. આમાં વસ્તુ અનોપછે, જાણે વીરલા જન કોય; ભવ વિષેરે ભટકે નહી, જેને ગુરૂગમ હોય, સતસંગ કીજેરે સ્નેહશું.૧ પડવાની આ સહુ સૃષ્ટિછે, માટે હરીનિતું જાણ્ય; જેજન હરીને ભજ્યા નહી, વાંઝ પયોધરરે જાણ્ય. સત. ૨ બિજેશું મોહ્યો બાપડા, મિથ્યા માયા વેહેવાર; તેદેખી રખે રીજતો, સુપના સરખો સંસાર. સત. ૩ ત્રિજે સદગુરૂના શબ્દથી, ભવજળ પેલેરે પાર; આવો દાવ આવે નહી, મોંઘો મનુષા અવતાર. સત. ૪ ચોથા પદનીરે સાંન્તા, સદગુરૂ શબ્દે સમજાય; જનમ મરણનીરે આપદ્યા, તેતો તતક્ષણરે જાય. સત. ૫ પંચમ સાર શિરોમણી, જેણે જાણ્યા જુગદીશ; સર્વસ રાયરે તેહને, વંદે વિભુ અજ ઇશ. સત. ૬ છઠે સમજ્યો નહી, નીજ આત્મા કીધો અવર ઉપાય; બીજ બોયાં બંબોલનાં, આંબ ફલ ક્યાંથીરે થાય. ૭ સાતમી ભોમીકા જ્ઞાનની, સદગુરૂ ચોજે ચડાય; સંશે શોક ભવ સોચના. સર્વ સમુલીરે જાય. સત. ૮ આઠે અંગરે જોગનાં, સાધન કઠણ કહેવાય; સદગુરૂ કેરારે શબ્દથી, સોહેજે સુલભ થાય. સત. ૯ નવ પલ્લવ દેહ દ્રુમમાં, પક્ષિ બેઠાંછે બેય; કોય કોયને દેખે નહી, આપ આપણા રંગમાં રેય. સત. ૧૦ દશદલ પુષ્પની પાંખડી, મધુકર બેઠો છે માંઈ; સુખનો ભોગી ભાવે થયો, જોખ્યમ જાણ્યું નહી કાંઈ. સત. ૧૧ એક દશામાં તું આવીને, સદગુરૂ ભક્તિરે માણ્ય; શિવ વીરંચીને સારદા, જાચે જોડીકર પાણ્ય. સત. ૧૨ દ્વાદશ કુંદમાં જે કહ્યું, શ્રીમુખ શુક્રજીની વાંણ્ય; તેને તપાશી તું દેખજે, ઉઘડે અનુભવ નીવાણ્ય. સત. ૧૩ તેરસ પીતાં કૈંતરિ ગયા, ઉધર્યા અનંત ક્રોડ્ય; સદગુરૂ હરીની ઉપાસના, બિજા બંધન ત્રોડ્ય. સત. ૧૪ ચૌદ ભોવનમાં તું ચીનજે, કરજે તત્વ વીચાર; પરપંચ મુકેતુ પરહરી, સમજે સારમાં સાર. સત. ૧૫ પુર્વ પુન્યે તુ પામીયો, સદગુરૂ કેરોરે

સંગ; પ્રીતમ પ્રેમે પાવન થયો, રૂદે લાગ્યો હરીરંગ. સત. ૧૬ તીથો ૨ પડવાનો પ્રથમ જાણિને, ભજ ભાવે સૂરંગ પ્રાણીને; સુંએઠો આળસ આણીને અજ્ઞાની અચેત. આજ કાલ કરતામાં અવસર વીતો, કર હરીસું હેત, મનમાં મર્ણ થકી મુર્ખ નથી બીતો. ૧ બીજે મન બાંધ્યુંછે તારૂં, તું સમજ્યો નૈનરનું સારૂં; જેમ સેમણ તેલ અંધારૂં. અજ્ઞાની. ૨ તરીજાતાં વાર કસિ તારે, તુંફરીફરી આયો આપે; તું જીતી બાજી કાં હારે. અજ્ઞાની. ૩ ચોથો દેહ ચેતન વુરીવાનો, નૈ પાર જડે હરી દરીયાનો; રખે ગરવ કરે ગુણ કિયાનો. અજ્ઞાની. ૪ પંચ તત્વ મળી આપીંડ રચ્યો, નખશિખ સુધી મળમુત્ર મચ્યો; હરી વિસારી માયામાં પચ્યો. અજ્ઞાની. ૫ ષડ વિકાર એદાને નાખે, તુંજાગે અનુભવની આંખે; એક રામ રટણ રૂદીયે રાખે. અજ્ઞાની. ૬ સાત આવેતો તું સમજ પેર, રખે અમૃત તજીને પીયે ઝેર; ચિત નેણુ બેણતું રાખ્ય ઠેર. અજ્ઞાની. ૭ અષ્ટાંગ જોગજે સાધેછે, તોય ક્રોધ વિરોધ મન વાધેછે; ભવ તરવા હરીને આરાધેછે. અજ્ઞાની. ૮ નવધ્યામેં એકે આચરશે, સંસાર સાગર સેહેજ તરશે; તેગરભવાસ સાંને ફરશે. અજ્ઞાની. ૯ દશ લક્ષણ દાસાતણ ધરશે ગુરૂ ઇશ્વરના ભક્તિ કરશે; ચડ્યો ચોલ રંગ ક્યમ ઉતરશે. અજ્ઞાની. ૧૦ એકદશા અવિલોકન કરજે, કાંઈ હરી વચન ચિતમાં ધરજે; પરમારથ પંથે પરવરજે. અજ્ઞાની. ૧૧ દ્વાદશ અક્ષર ધ્રુ જાપ જપ્યો, તે અચળ થઈ આકાશે તપ્યો; હરી ગુણ ગાયાતે કુણ છપ્યો. અજ્ઞાની. ૧૨ તેરસનું તત્વ જયુ જેને, બ્રહ્માનંદ બ્રહ્માંડ થયું તેને; તેરાગદ્વેષ કરશે કેને. અજ્ઞાની. ૧૩ જુવો ચૌદલોક સચરાચરમાં, બ્યાપિક બ્રહ્મ નારી નરમાં; તરૂ ફળમાંહી ફળ તરૂવરમાં. અજ્ઞાની. ૧૪ પુરણ પદ પામ્યા તેસાચું, એના કતબ્યમાં નમળે કાચું કહે પ્રિતમ પ્રેમ ભક્તિ જાચું. અજ્ઞાની. ૧૫ તથો ત્રીજી ૩ પડવે એ પીંડછે કાચોરે, પરમારથ પ્રિછો; હરી ગુરૂ સંતોને સંગેરે. આતમ લાભ ઇછો. ૧ બિજે બિજી વાતોરે, સહુ મનથી મેલો; ચિતમાં ચેતી ચાલોરે, આઅવસર છે છેલો. ૨ ત્રિજે ત્રણ ગુણનીરે, આવીછે આંટી; આળછે મહા અઘરીરે, માયાની ઘાંટી. ૩ ચોથે ચાર દિવશનોરે,

દુનિયાની લટકો; તેસુખને સત્ય માનિરે, કાં ભવમાં ભટકો. ૪ પાંચમે પંચ વિષેનુંરે, પરી બળછે મોટું; શુધ વિચારે વરતોરે, એલોમાં ખોટું. ૫ છઠે છક્યો ખટ રસમાંરે, સહુ સમજોને કાંઇ: આઠપોર એમ ઝીલરે, માયા જળ માંઈ. ૬ સાતમે સુરત નુરતસુરે, સાપ વસું એલો; મન ઇંદ્રિનિ માયારે, સહુ મનથી મેલો. ૭ આઠમે અખંડ વર વરિયેરે કરિયે નહિ ફેરા, ધ્યાન હરિનું ધરિયેરે; ટળે તાપ અનેરા. ૮ નોમે નથિ હરિ અળગારે, જુવો ગુરૂગમ જડશે; અંતરમાં અનુભવ નિરે આંખ્યો ઉઘડશે. ૯ દશમે દશા પરવરિયેરે વિહંગમ વાટે. ગગન મંડલ ઘર કરિયેરે; માહા સુખછે માટે. ૧૦ એક દશામાં આવોરે, અમૃત રસ પિવા; તિમર ટળિ જાય તારારે, પ્રગટે બહુ દિવા. ૧૧ દ્વાદશ આંગુલ દરશેરે, પરશે કોય પુરા; અણિ અગર પર એલરે, સાચા સંત સુરા. ૧૨ તેરસે તારન તુટેરે, લાગી તેશું તાળી; ભલા ભલા માહા મુનીવરરે, રહ્યા ભાવે ભાળી. ૧૩ ચૌદશે એક ચરાચરરે, અખંડ અવિનાશી; બાહ્યા ભિતર ભરિયારે, જુવો તનમાં તપાશી. ૧૪ પુનમે પરમાતમારે, પુરણ કરી પેખ્યો; એમ વશે હરિ સહુમાંરે, હસ્તામલ દેખો. ૧૫ પંદર તથ્યું થૈ પુરિરે, સિખે જે ગાય; કહે પ્રિતમ તેના પિંડમાંરે, પ્રભુ પ્રગટ થાય. ૧૬ તીથો. ૪ આમાંતે વાસો વશો રહ્યો, તેનો તું કરને તપાસ; દેવમ જાણિ દુરેચછે પ્રભુ પોતાની પાસ; ગુરૂગમ કરિને ગોત જે સોધિને ગ્રહજે સાર. કે હરિ એમ ખાંતે કરી, પ્રીછે તો પામિશ પાર. ૧ પડશેતે પીંડ પરપોટડો, ઉપન્યોતે અળપાય; તેમાટે કહું તુજને, હેતે હરિગુણ ગાય. સંત સમાગમ કિજીયે, લિજીયે વિવેક વિચાર. કે હરિ. ૨ બિજે અંકુર બહુ ફુલ્યો, વૈરાટ રૂપિયું વૃક્ષ; સ્થાવર જંગમ જળ સ્થળ, જિવ ચોરાશી લક્ષ. હરતાંને ફરતાં આવિયો, ઉત્તમ મનુશ અવતાર. કે હરિ. ૩ ત્રિજે અવસ્તા તાહરી, કંપવા લાગી કાય; જોબન જુઠુ સનેહ ઘણો, મોહ મમતાને વાચ. કાયાને માયા કારમી, વણસતા નૈલાગે વાર. કે હરિ. ૪ ચોથે ચારે વેદનું, હારદ આવ્યુંછે હાથ; કેહેવાને ગ્રેહવા કાંઇ નથી; નથિ જાત અજાત. એક અખંડિત આત્મા, નિશ્ચં જાણો નિરધાર. કે હરિ. ૫ પંચ મળી પિંડ ઉપન્યો, જેમ જમાવ્યુ બરાસ; આદ્ય અંતે નૌમ

રૂપ નહિ, તેમાં રહ્યુંરે સમાય; જ્યેમ જળ મધ્યેતો રંગડા, ઉઠે અ-
નંત અપાર. કે હરિ. ૬ સઠમ જાણીસ માયરૂં તાયરૂં નથિ લગાર,
સંજોગે સહુ આવી મળયું; વળતું વજોગે જાય, અનેક જનમ એ-
મ વૈગયા વણસતાં વારંવાર. કેહરી. ૭ સાત્વીક જ્ઞાને ગોતીયે આત્મા
એક અખંડ, પ્રકૃતિ બુદ્ધિને પરહરો વ્યાપીક પિંડ બ્રહ્માંડ; સુત્રમણી
એક આતમા, છે સિદ્ધાંતનું સાર. કેહરી. ૮ આઠામે કોઈ થિર નહી
સર્વે વટાઉ જાણ, ગારૂંને તારૂં શુકરો મેલો મનની તાંણ; ધરથકી
ધાયે ધર્મને, કર્મ કલેશ નિવાર. કેહરી. ૯ નમીયે આતમ દેવને
સેવા સિરોમણી સાર, અનુભવી ગુરૂને આરાધીયે વાણિ રહીત વિ-
ચાર; મત પાખંડ મેલી કરી; ગુરૂ ચરણે ચિત્ત ધાર. કેહરી. ૧૦
દશમે દશોદિશા પુરી રહ્યો પોતેછે પૂર્ણ બ્રહ્મ, ઠામ નહી ઠાલો હરી
વિના મહાજન જાંણે મર્મ; જ્યાં જેવો ત્યાં તેવો થૈરહ્યો, આપે
અનંત અપાર. કેહરી. ૧૧ એક દિશા એમ વર્ત્તવું શબ્દ વેંધે સોઈ,
જીવ શિવનો સંશે ટળ્યો ભીન ન ભાસે કોઈ; વાણિ ન પોચે વૈખરી,
બુઝવું બાવન બારેચ. કેહરી. ૧૨ દ્વાદશ આંગુલ આપમાં સોધી
જુવે કોઈ સંત, ખટ ચક્ર વેંધી ચડે ત્યારે પામે તંત; જલહલ જ્યોતિ
જગમગે, ટળે તિમર અંધકાર. કેહરી. ૧૩ તેરસ પીવે પ્રેમસું સૂરા
સંતસુ ધીર, ગંગા જુમનાં સરસ્વતિ હંસ ત્રવેણી તીર; ગગને ગાજે
વિજ ચમકે વરષે અખંડા ધાર. કેહરી. ૧૪ ચૌડશે ચંચળ મન
ફરે તેનેતું સ્થિરકરી જોય, ગગન ઝરૂખે મોહોલમાં બેઠા સદગુરૂ સોય;
નામ રૂપ તેને નથી વાણી રહીત વિચાર. કેહરી. ૧૫ પૂર્ણદશા હોય
જેહને રૂદે રધુનાથ, મનક્રમ વચને વિલસી રહ્યો; ચિત સદગુરૂજીને
પાસ, અનન્યભાવે હરીને ભજશે તજશે દ્વૈત વિકાર. કેહરી. ૧૬
સોળ તીથેંજે સમજસે ગાઇને ગ્રેસે સાર, કહે હરી એમતે એકશલે
ઉતરે ભવજળ પાર; ગેબીનાથ ગુરૂ ભેટીયા મન ઉપન્યો આનંદ,
સકળ સભા સહુ ઓચરો જેજે સચ્ચિદાનંદ. ૧૭ પદ રાગ કેદારો.
સંતોરે શાંશાં રૂપ વખાણું, વિનારે ચંદારે સુરજ વિના વાયુંછે વાંણુ.
સંતો. ૧ નેજા રોપ્યા નીજ ધામમાં, વાજાં અનહદ્ય વાજે; ત્યાં હરી
જન બેઠા અમ્રત પિયે, માથે છત્ર બીરાજે. સંતો. ૨ નુરત્ય સુરત્ય

ની શેરીયે, અનભે ઘર જોયું; જલમળ જોત્ય અપારછે, ત્યાં મારૂં મન મોયું. સંતો. ૩ વણરે વાદળ વણ વિજળી જળ સાગર ભરીયું, ત્યાં હંસ રાજા ક્રિડાકરે; ચાંચે મોતી ગ્રયું. સંતો. ૪ માનસરોવર ઝિલતાં, પ્રું તારૂં તપાશે; તેને કાંઠે વસે એક નાગણી, જાળવે નીકે ખાશે, સંતો. ૫ તાંહાં જળમળ જોત્ય અપારછે. સુંન્યમાં ધુંન્ય લાગો; અખો આનંદશું ત્યાં મળ્યા, ભવ ભ્રાંત્યજ ભાગી. સંતો. ૬ પદ ૧ સંતોરે સોહં પદતે સાચું, સેન્ય શુન્ય સમાધી વીના; જાણો સર્વે કાચું. સંતો. ૧ કાચું મન એવું જાણવું, જ્યમ કાચો પારો; શુદ્ધ નીરાશ થયા વીના, નવ્ય હોય નિસ્તારો. સંતો. ૨ જોગ જગ્ન તપ તીરથ, એકતછે મનનું; મન ઉભે સર્વે ખરૂં. મન બીજછે તનનું. સંતો. ૩ ભાઈ બીજ બળયું નહી જ્યાંલગે, થાયને થીરતા નહીં; ફરે જુગે જુગે. સંતો. ૪ અનુભવ એવો કીજીયે, મનની જડ જાયે; મન મુવા પછે માનવી, વસ્તુ રૂપે થાય. સંતો. ૫ ખગાકાર વિના ખંવીએ, ભાઈ ન રેવાય લીંગ ચતુષ્ટે; જોગ લેતો અંવત થાય. સંતો. ૬ સમજીને સાધન સાધવું, અણુલીંગીની આસે; મહા પુરૂષ ગોટા હવા, તેતો એજ ઉપાસે. સંતો. ૭ તત્વ દરશી તેતત્વને, એની પેરયે જાણે; અખો એમ સમજી રહ્યો, જેને વેદ વખાણે. સંતોરે શાંશાં રૂપ વખાણું. ૮ પદ ૨ સંતોરે દેવ ડંકા દીધા, મનરે પવન પોચે નહીં; સોઘર સેજે લીધાં. સંતો. ૧ ઘેન ઘુઘટમાં ઘેરી રહ્યો, કાયા માયાને ધાવે; ઘટરે ઘુઘટ અળગો કરે, સાંયાં આપ બોલાવે. સંતો. ૨ ચીંતામણી એક વૃક્ષછે, જેને ગગનમે મોરયો; ફળ લાગ્યાં ફુળ વિસ્તરયાં, ત્રણ્યે ભવનમે ફેર્યાં. સંતો. ૩ રસલ જપવો રામને, ગળવો પાનનો બિડલો; રંગ સોરંગ જાણ્યા વીના, ખાધો નવ્ય ગણવો. સંતો. ૩ પ્રથવી વિના પગ પ્રઠવો, વણ વાટે દીવો; જે ઘેર જાવું મુવા પછે, તે ઘર જીવતાં જુવો. સંતો. ૫ કાયા કાષ્ટને હુતાસણી, મિથ્યા વિના નવ્ય સુજે; અક્ષર અક્ષરને ઓળખો, એપદ અખોજી બુજે. સંતો. ૬ પદ ૩ જાવુંતે સદગુરૂજીને શરણે, જેપ્રત્યક્ષ પ્રમાણે પ્રિછવે; બોલે નહી આવરણે. જાવું. ૧ ભાઈ હુંતુંજો હમણા ટળે, તો આગલ્ય એવું; જીવતે જથાર્થ ઉપજ્યું, કાંઇ નહતુ તેવું. જાવું. ૨ ભાઈ વસ્તુવિષે

કહેવા નથી, જોતાં ગુરૂ દ્રષ્ટે; નામ રૂપ ગુણ કરમ, એતે થયું નથી સૃષ્ટે. જાવું. ૩ ભાઈ મિથ્યાનું મિથ્યાપણું, સત ભાશું સરવે; જેહને ઉપજે કાંમના, તેતો લાગ્યા કરવે. જાવું. ૪ ભાઈ અણલીંગી ઉપદેશતે, અણલીંગી આપે; બિજાતે બિજુ વદે, જીવ જાડેરો થાપે. જાવું. ૫ એક મેવ અદ્વૈતજે, ત્યાહા વચન લાગે; મનનાં કૃત તાહાં નવ્ય ખપે, એક અનુભવ જાગે. જાવું ૬ એ મહા કલાછે મહા પુરૂષને, જો આપોપુ ઉગે સુખમ વેદ; શ્રીગુરૂ કહે કોય કને પુગે. જાવું. ૭ સમઝતાં સ્વામિ મળે, જોલક્ષ લેવાયે; એઉગ્ર બુદ્ધયે લેઅખા, અણચવ્યું ગાયે. જાવું. ૮ પદ ૪ સંતોરે સચ્ચિદાનંદ સ્વામી, પુર્ણબ્રહ્મ પુરી રહ્યો એકલો બહુનામી. સંતો. ૧ ગીરી ગુહાવન વાટીકા, પુર્ણ રૂપે પોતે; સાગર સલીતા શ્રીહરી, ભાગ્યો ભર્મ ... તે. સંતો. ૨ દેવ દાનવ માનવ મુની, દશો દિશાયે દેખો; અન્યનહીં કોઈ એથકી, એમ દ્વૈત ઉવેખો. સંતો. ૩ જકતતે જગદિશછે, આત્મ નથી અળગો; ત્યાં ઊંચ નીચજે દેખવું; તેતો ભર્મજ વળગ્યો. સંતો. ૪ આપે આપજ ઉલશું, બ્રહ્મ પોતે ભાઈ; વટબીજ જેમ બીલસીયું, જેમ રેહયુંતું સમાઈ. સંતો. ૫ સગુણ ધરાવું શોભવા, નિર્ગુણછે શમશા; આદ્ય અંત વિચારતાં, આવે રાજ દશા. સંતો. ૬ તેજ ભક્ત તેજ જ્ઞાતવા, તેતો પંડિત સાચા; તે જોગેશ્વર મહામુની, જેહની બ્રહ્મમય વાચા. સંતો. ૭ વેધાતા એક ધામમાં. જાણો બ્રહ્મ કલોલ; આત્મ સીંધુમાં અખા કરો, ઝાકમ ઝોલ. સંતો. ૮ પદ ૫ સંતોરે લેજો વસ્તુ વિચારી, આકાશથિ આઘેરડું ચાલવું; સુંએઠાછો હારી. સંતો. ૧ ડુંગર ઉપરેચ ડુંગરી, તેઉપરેચ એક દેરિ; તેમધ્યે એકદેવછે, સંતો લેજો હેરી. સંતો. ૨ પવન તેજને પ્રથમી, અંબરને અંબુ; પાંચે શુંન્ય સમાવતાં, એસરે એતો સંભુ. સંતો. ૩ ગુણાતિત ગોવિંદછે, તે ગુણ કયમ પામે; સહ્યા સહિત તરી, જાવું આરે સામે. સંતો. ૪ વાદ વિવાદ ન કિજીયે, આ દરમાં રેયે; જો ચાકરિયેથી ચુકિયે, તો પદ મુલગેથિ જૈયે. ૫ સંતો. અણછતુ તે છતુ થાતા, છતિલે થાશે; અજ્ઞાન આ જિવનું, જાણ્યા પછિ જાશે. સંતો. ૬ આપ સમાવોરે બાપમાં, બાપ જાપમાં ગાળો શબ્દાતિત ઓળખો, અખા બોલે બોલણહારો. સંતો. ૭ પદ ૬

ભાઈયોરે બ્રહ્મભાવતે આણો,થિર પુર્ણ એક આતમા સઘળે પરમાણો ભા. ૧ બ્રહ્મભાવ જાણ્યાવિના, અનુભવ નવ્ય વાધે; અનુભવ ત્યાં હુંતું ટલે, એમજ વસ્તુ લાધે. ભા. ૨ ભાઇ વસ્તે વસ્તજ પાંમિયે, એ સાધન સાચું; લેહે લાગ્યા વિના જાણજો, એતો સરવે કાચું. ભા. ૩ શુન્ય મંડળમાં સ્વામિને જુવો તમો સબલો, નાથ નિરખતાં નેત્રથી જાય દ્વિતનો કમલો. ભા. ૪ દ્વિત સહિત અદ્વિતનો અનુભવ નહિ આવે, વસ્તુ વિચારી લેના મન સેહેજે સમાવે. ભા. ૫ જનક સનક શિવ સેષના અંતરનો આસે, રામ કૃષ્ન વસીષ્ટ જે તેમાં રેહે વાસે. ભા. ૬ તન તપાસિ દેખિયે, સદગુરૂજિને નૈણે, જડતા જીવની તારે ટલે, મહા પુરૂષને વેણે. ભા. ૭ ભાઈ મુક્તિતે જે માનવી, જે હોય આ લોકે; અખોતે ઉરમાં ધરે, જે કહિ ચતુર સ્લોકે. ભા. ૮ પદ ૭ જોતા રે જેમછે ત્યમ દિઠું, વાયક સઘળુ હુતુ મિઠું. જોતા. ૧ આપ થકિ આશા થતાં, ફલ સઘળુ સુઝે; એમ આપોપુ ઓળખે, એકલા કોઈક બુઝે. જોતા. ૨ મનના તાણ્યા માનવી, હીંડેછે ભમતા; વિદ્યા અવિદ્યા મત લાગે, મનના માનિતા. જોતા. ૩ મન ન જાણ્યું મુરેચ્યે, તેતો બોલે બંધાણો; શબ્દ કલણમાં તે કળ્યો, કાલ કેડે વેચાણો. જોતા. ૪ પોતે ન પ્રિછ્યું પાંમરે, તેતો ભાલ્યે ભુલ્યો વાતે વ્યાજ વધિગયુ; પદ મુલગેથિ ડુલ્યો. જોતા. ૫ શબ્દે સાચું પામિયે, શબ્દ વહિ જોયે; વિચારો વિખ ખાઇયે તો અરોગી થૈયે. જોતા. ૬ ગડબડ બોલા ગ્રંથની, જેમ ડોલ્યું પાણી; અહંતા મલ છેદન કરે, એવિ જ્ઞાતાની વાણિ. જોતા. ૭ જ્ઞાની તેહજ જાણવો જે અણલીંગી બોલે; આપ મુવે આપે રેહે, અખા તેને સહુ તોલે. જોતા. ૮ પદ ૮ ધન્ય ધન્ય વાલા તારે ઘુંઘટે,કોય પારન પામે; કોયક જોઈ વિસ્યમે થયા.કોયક લાગ્યા ભામે. ધન્ય. ૧ શા સરખો તુજને કહું,નહિ રૂપને રેખ;ઉપમા દેવા કોય નથી નહિ વરણને વેશ. ધન્ય. ૨ વાલા ચુજ કહુંતો ક્યાં લગે, મન વાણિ નવ્ય જાયે; સુક્ષ્મથિ સુક્ષ્મ ઘણું, પરમાણ નથાયે. ધન્ય. ૩ દીર્ઘ નહિ લઘુ નહિ, અર્ધ ઉર્ધ ન કેવાય; દેશ કાલ વિષે નહિ, એમ વેદજ ગાય. ધન્ય ૪ અજર અમર અછેદતું, વાલો વચને ન આવે; સદા સદોદિત ઝળહળે, અવિગત કહાવે. ધન્ય. ૫ તુતો અકરતા વાલિડા તારૂં સા-

મર્થ મોટું, જો જોતા પુરૂંપડે; જો હોય વિરચ મુખ્ય થોડું. ધન્ય. ૬ વાલા ક્યાંહા નિરમલતા તાહેરી, ક્યાંહા કરામત્ય કેરિ; તોરો વેષ વેહેવાર જો વાધસે, તેહનિ બુધ્ય જાય હેરિ. ધન્ય. ૭ એમ વિચારી જોયું અમે, આપ હરિમાં ખોયું; સમ વિષમતા રહિગઇ, ધામ મુલગુ જોયું. ધન્ય. ૮ પદ ૯ હુંપેરેહું કાઢ્યો ખોળિ, અહંતા ઓટ મધ્યેથિ ટળિ; સુક્ષમને ઓહોળી. હું. ૧ જારે આપોપુ ઉલસે તારે અમ્રત વરસે પોતે પૂર્ણતા દશોદીસ, એમ આપજ દરસે. હું. ૨ હુંતો વાયુ અંબરે અવની નહિ, નહિતે જેને તોય; શબ્દ સ્પર્સ રૂપ રસ ગંધજે તેવડે સર્વેકાય. હું. ૩ મન ચિત બુદ્ધિ અહંકાર જે ઈંદ્રિ દસમાયા, એ ત્રણ્યે ગુણને ચોદ દેવતા એકારણ કાયા. હું ૪ ભાઈ ભત કલોલ કહિ કાલનો, ચાલે ચૈતન માટે; એતો નામ રૂપે ઉપજે ખપે વગ્તુ ન ફુલે ને ફાલે. હું. ૫ એમ પરપંચ પેખો પેરચશું, આપુ મુકે માંહિ; વળતું બધન જન જુવે નવ દિસે કાંઇ.હું ૬ એછે પ્રંચ પ્રીછા તણિ હેતે હામજ ધાસો, એ સમજ્યો તે સત્ય થયો; નહિતો ગયો ઠાલો. હું. ૭ ભાઇ આપ સંભાળ્યે આપાણું સામું નથિ ગ્રેહેવા, નિશ પ્રેહિ અખો કહે; નહિતો રેહેસો એહેવા. હું. ૮ પદ ૧૦ ભાયારે વેહેતામાં નવ્ય વહિયે; આત્મ શું અવલંબી એ લેહેમાં લિન થૈયે. ભા. ૧ અધિષ્ટાનને ઓળખ્યા વિના. સહુ પંથે પળાયે ધાતા ધસતા દેખીયે; ઘરના ઘરમાયે. ભા. ૨ માયાનું મહંતપણું અટપટુ એવું, સુક્ષમથી અતિ સાકડું; વિસ્તારણ તેવું. ભા. ૩ જ્યમ ઘાયો ઘાંણીતણો નિસદિન બહુ હિંડે, તે જાણે હું અતિશે આઘો ગયો; માયા મિડુની મિડ. ભા. ૪ એ અજાણ્યો ઓલખિ, ધાતા ધ્યાન આવે; એમ અંધારૂં ઉલેચતાં નવતિમીર ત્રસાવે. ભા. ૫ જેમ વેહેતે વેહેતુ દેખિયે, એઠાં જળ કોઠે ઠેરાણે તે ઠામછે; મણિ પામ્યો કંઠે. ભા. ૬ ઉચો અનુભવ આણિયે, દસા દેવની લિજે; રાંક રોલા ક્રત કામના, મહાજન નવ્ય રિઝે. ભા. ૭ જો જાણોતો જાણજો, થોડ ઘણુ ભાખ્યું; લે સકોતો લ્યો અખાનું અજમાયલ નાખ્યું. ભા. ૮ પદ ૧૧ સંતોરે અચવ્યો રસ ચાખો, ચાવુતે ચિત નવ્ય ધરો; વિચારીને નાખો. સંતો. ૧ જે વણસે તે ઉપજે, ઉપજે તે વણસે; જે પચિસથી પર રહે, તેહમાં સિદ બળશે.

સંતો. ૨ બાઇ માપ અમાપમાં શાને ગણો, આપ અલગુ જાણો; જેમ દર્પણ સંપુટ ભીડ, તે જુવો તન બંધાણો. સંતો. ૩ લીલા વિ-ગ્રહ વિશ્વનું, વિશ્વ માંડિ મુકો; તો અણ આસે આત્મા, જોતા નવ ચુકો. સંતો. ૪ પિંડ બ્રહ્માંડછે જેવડે, તે નહિ કોય માટે; એવું ભરયું ભાનું મુકિને, જમ્યું ચપણ કુંણ ચાટે. સંતો. ૫ જો પેલું થાય આ-પને, તો સામો થપાયે; થાપ્યું તે થિર નવ્ય રહે, ધેને ધાતા જાયે. સંતો. ૬ જેમ તેજે ત્રીલોક દેખિયે, તેજ તેજને રૂપે; એતો ચક્ષુડોળા નિર્મલા, તેજ સરખુ રંક ભુપે. સંતો. ૭ એ દિવ્ય દરસીનું દેખવું, અખે કહી મેલ્યું; જેમ ખેચર ગત્ય ખેચર લહે, ભુચરને દોહલું. સંતો. ૮ પદ ૧૨ સાધુતે સાધન શું કરે, જેને માહા ધન લાધુ; દલની દુબધ્યા મટી મન નિશ્ચલ બાધુ. ૧ પુરણ બ્રહ્મ પોતે થયા, બીજે મન ન લાગે; રાજકુંવર હસ્તિ ચડો, તે કોડી નવ્ય માગે. ૨ ચીંતામણી સેજે જડી, ઉદ્યમ સર્વે વામ્યો; કુપ ખણાવિને શું કરે, જળ જાંનવી પામ્યો. ૩ મેઘ નઇછે નિરને, શે શીતલતાઇ; દિનકરને દિપક કસો, જોતે જોત્ય સમાઇ. ૪ નવનિધિ નિરમાલ્યછે, સંત સામુ ન પેખે; ચૌદ ભુવન વૈકુંઠ લાગી, તરણાવત લેખે. ૫ નવધાર્થી ન્યારા રહે, ત્રગ્નાના ત્યાગી; કહે ગોપાલ હરી પ્રગટ્યા, જ્યારે જોયું જાગી. ૬ પદ ૧૩ રાગ વેરાડી. એવા કોય અનુભવિરે, કરે ભાઇ દ્વૈતનો સંધાર અગ્ની બાલે જેમ કાષ્ટને, ટાળે જાત્ય વરણ વ્યવહાર. એવા. ૧ ધુવો ત્યાંલગી નિસરે, જ્યાંલગી કઠણ હોયે આપ; ઘટત ઘટત ઘટી ગયું. પછે નહિ પુન્યને પાપ. એવા. ૨ માંખી ત્યાહાં બેસે નહી, તેને તાપે ટળી જાય; એકમેક અંતર નહી, તેહને રૂપે નવ્ય રેવાય. એવા. ૩ સમજીને સમિ રહ્યા, કોઈ અનુભવી આતમ જ્ઞાન; સત્ય અસત્ય નઈ બુટીયા, એતો સમજ્યાનીછે સાંન. એવા. ૪ પદ ૧ એવું જેને ઉપન્યુંરે, તેહને નરહ્યું કહ્યાનું કાંઈ; કથવું બકવું સુણવું સાંભળવું. સરવે આવ્યું માંઈ. એવું. ૧ સાકર કેરી પુતળી, વેરાટ રૂપે થાય; સઘળે સુંસરી રસ ભરી, એતો ગોઠે ત્યાંથી ખાય. એવું. ૨ એકાએકી જાનવી, જેના જુજવાછે ઘાટ; પાતક ટાળે પંડ્યનું, જાહા નાય તાંહાં નીરાટ. એવું. ૩ ગોરીકેરો ગરબો, તેને બહુ બારાં થાય; માંહી

દિપક એકછે, પણ દ્વારેદ્વારે દેખાય. એવું. ૪ ભકત ભગવંત એકછે, સમજેતો સંસે જાય; કહેછુટો જેમનું તમછે, પછે ઘણુ કહેશું થાય. એવું, ૫ પદ ૨ જીવ શીવ એકછે, જોજડે જીવની જાત; પોતને રંગપાશ લાગ્યો, ભિન્ન પાડી ભાત. જીવ. ૧ આપનાહી અપવાદ-નાહી, નાહી હરખ શોકને કાંમ, સેહેરનાહી તેને ચોરસાના, અખંડ બ્રહ્મનું ધાંમ. જીવ. ૨ અનેક મુખ એક માણયને, એને મુખેમુખે અવીકાશ; તેમધ્યે દીવો એકછે, તને રોમરોમ પ્રકાશ. જીવ. ૩ બી-બામાં જેમ બીંબ દરસે, તમ તમારો બાપ: બોલેતે બોલે નહી, સાંમેતે દેછે જબાપ. જીવ. ૪ સ્વપ્નામાં જેમ દેહ દરસે, જાગી જોતે જાય; નહી તેનેશું નંદીયે, રે અનુભવ માંય. જીવ. ૫ ભકત ભગવાંન એકછે, જેનિ વેદપુરાણે સાખ્ય; કહે અખો એમ આપ ટાળી, નિ-શાં હરીભણે નાખ્ય. જીવ. ૬ પદ ૩ અવિચળ કોય નહિરે મનતુ મકર કેહેની આશ, સ્વપ્ન તુલ્ય સંસાર દિસે; સમજ્ય પદ અવિનાશ. અવી. ૧ આદ્ય મુળને સ્થુલ સુક્ષ્મ, વૈરાટ ચૌદલોક; બ્રહ્માંડ દીસે વણસતું, માંડણી માંડીતે ફોક. અવી. ૨ કલપનાયે કલપીયેરે, વા-ણીયે કેયે જેહ; કાલ કરતબ્ય જેટલુ, ભાઈ અંતે વણસે તેહ. અવિ. ૩ સનેપાત શરીરનો, સમેને પ્રગટ થાય; ભુવનના ભુપતિ, ઘર મુકીને વન જાય. અવી. ૪ ચાર વરણને ચાર આશ્રમ, અવસ્થાછે ચાર; તેને અધિકારે ઉપદેશ દેવો, એ ગ્રંથનોરે વિચાર. અવિ. ૫ વૈરાગ અંજન સદગુરૂ આંજે, તારે ઉઘાડે આંખ્ય; પડલ સઘળાં પરાં થયાં, એ વેદ પુરાણે સાખ્ય. અવિ. ૬ અવિદ્યાને ઓળખીરે, વિદ્યાવડે કર નાશ; પછે વિદ્યા મુકે વાચમાં, ઉપજે પરમ સન્યાસ. અવિ. ૭ દ્વૈત સઘળુ ટળી જાતાં, અદ્વૈત થઈ રેવાય; એ માહામંત્ર માહા પુરૂષનો, હંસ થકી ગ્રહેવાય. અવિ. ૮ થાતાંતે થાય નહીરે, જાતાતે સંઘન જાય; પીંડયપર પરમાત્મા, તેન્યમનો ત્મમ સદાય. અવિ. ૯ દેહ-ભાવે નદેખીયેરે, આત્મ ભાવે નીત્ય; એછે સમઝણ બુદ્ધિયારે, અનુ-ભવ કેરી રીત્ય. અવિ. ૧૦ પદ ૪ બ્રહ્મ રસ જે પિયેરે, જેકોય આપ ત્યાગી હોય; ભ્રમણાયે ભુલે નહી, એવાતે વિરલા કોય. બ્રહ્મ. ૧ સુરાતે રણમાં સંચરે, જેહના ધડપર નહોય શીશ; ધાર અણિથી

ધડકે નહી, જેને રોમરોમ જુગદીશ. બ્રહ્મ. ૨ કેશરી વનમાં સંચરે, તેને હુંકારે મહાવિર; જેનિ ગ્રજનાયે ગજરાજ ત્રાસે, સીંધ ન છંડે ધીર. બ્રહ્મ. ૩ સીંયણ્યનું દુધતે જીરવે, જેહોય સીંયણ્યનું બાળ; સાડા સોલવલા સોનાના પાત્રવિના. ફુટી નીસરે તતકાળ. બ્રહ્મ. ૪ સાત સાહેર સેજે તરે, જેને એક અંજલી નિરખુડે નહીતે બરદ બાંધી; ત્રવેણીને તીર, બ્રહ્મ. ૫ મહા પરમારથ જેહને, જે સમ દરશી હોય સંત; કહે અખો મહા તેજમાં, કાંઈ પોચી ગયા મહંત. બ્રહ્મ. ૬ પદ ૫ ભાગસી ભ્રમનીરે, માંઈ પડયો સર્વ સંસા; વણગને આ વિશ્વ બંધાણું, કાંઉંયમ નિસરે બાર. ભાગ. ૧ કમાડ આડાં કપટનાં, અજ્ઞાને ઢાંશાં યેમ; તાલુ એને ત્રિગુણ તણું, તેકુંચિ વિના ઉઘડે કેમ. ભાગ. ૨ જોગ લિધોને જુગત્ય ન જાણી, પડી તે જાણજો પેડય; અંતે આગતો ભાગસી, હવે પગમાં તે પડીછે હેડય. ભાગ. ૩ અડસઠ તિરથ કરી વળ્યો, ને સાચવે ઊંચ આચાર; સ્નાન અપવાસ અટકે કરે, તોયે નથી નિકળ્યો બાર. ભાગ. ૪ જીવ થઈ જપ તપ કરે, રૂડી જાણે જગતની રીત્ય; તોય નથી બાર નિસર્યો, આડિ આવી પડીછે ભીત્ય. ભાગ. ૫ કલા કુંચિ સદગુરૂ તણી. જેને લાગી હોય લગાર; કમાડ ખોલી ખડકી તણું, એતો ઠેકીને નિકળ્યો બાર. ભાગ, ૬ બારેચ નિસરયો તારે બુધ્ય આવી, છુટયો કરમના પાશ; કહે અખો રાને પાંખ આવી, ઉડી ચડયો આકાશ. ભાગ. ૭ પદ ૬ તેગુરૂ સેવીયેરે, ભાઈ જેનું મુલ તોલ નૈમાપ; આદ્યંત મધ્ય ગુરૂને નહી, થાય નહી કેહેવા થાય. તેગુરૂ. ૧ પરપંચથી પરે ગુરૂ, લોહ ચંબુકને ન્યાય; જડ હતુંતે ગુરૂવડે, સંજોગે ચૈતન્ય થાય. તેગુરૂ. ૨ ગામ ઠામને નામ નહી, સઉકોનો વીશરામ, ઉત્પતિ સ્થિતિ લય ગુરૂ વિષે, કહાવે સદા અકામ. તેગુરૂ. ૩ મરેનહી અવતરે નહી, નઆધરે ગર્ભવાસ; જેવણુરો તેઉપજે, તેમાયાનો આભાસ. તેગુરૂ. ૪ ગુરૂ મહિમા માહાદેવ લહે, કે સનકાદીક શેષ નાગ; શુદ્ધ વિચારે સ્વે અખા, જારે ગુરૂ કહે ગુરૂભાગ. તેગુરૂ. ૫ પદ ૭ ગરવા ગુરૂ મલ્યારે, ભાઈ સત્ય નિરંજન દેવ; મીષ્ટ વચન ગુરૂદેવનાં, તેનો વિરલા તે જાણે ભેવ. ગુરૂવો. ૧ જાત્ય વર્ણાશ્રમ નહી, સેહેજપણે અખધુત; ગુણ સાથે નહી

પ્રોજન, પરસે નહી પંચ ભુત. ગરવો. ૨ અખિલ જગત ગુરૂમાં રમે. અને ગુરૂ રહે નિરધાર; આસ્તી નાસ્તી નહી ગુરૂતણાં તે રહે પરાની પાર. ગરવો. ૩ એ આશ્ચર્ય ગુરૂનુ ધાણું, જે અરૂપી અણુલીંગ; ભાવે સાક્ષિ સદા, પ્રતિબિંબે પંચરંગ. ગરૂવો. ૪ સામર્થ સધરો રહે, સ્વે રહે સંતુપાસ; તાંહાં મેલાવો માહારો, અખો મળ્યો અવિનાશ. ગરૂવો. ૫ પદ ૮ સદગુરૂ શું કરેરે, ભાઈ કહ્યું ન માને જંત; વચન વિડારેરે આવતાં, સામા દેખાડે દંત. સદગુરૂ. ૧ પ્રભુ પુરાતન કહી ગયા, હરજીએ કહ્યું અદ્યાપ; આદિ મધ્યે અંતહૂં, સત્ય વચનજ થાય. સદગુરૂ. ૨ નરમાંહી નારાયણજી, ભાંખે બ્રહ્મ જ્ઞાન; ત્યાં દેહના કૃત્ય જુવે દુરમતિ, જેમ કરકું કરડે સ્વાંન સદગુરૂ. ૩ શિદ્ય ગત્ય સાધનિ તે, નરએ નરખણ હારે; ચેતનને ચિતમાં ધરે, તેપાંમે બ્રહ્મ વિચાર. સદગુરૂ. ૪ નિસ્પ્રેહિ નરે નબ્યકરે, બેસતણો વેહેવાર; તેસેજ શું પે સમી રહે, લોક જુવે આકાર. સદગુરૂ. ૫ કેસરી તાજુ ભખે, જંબુક જુનુ ખાય; તેમ બ્રહ્મજ્ઞાની જ્ઞેમાં રહે, અને જીવ જીરણ થાય. સદગુરૂ. ૬ પ્રત્યક્ષ પ્રભુને જે વદે, તે શું માંડે રાડ્ય; તેકહ્યુંન માને ક્યાંહાં થકાં, કરે અનુભવ આગલ્ય વાડ્ય. સદગુરૂ. ૭ જેજેહના તેતેહવા અખા, કોઇ હીરા કોણ પાષાણ; તે સંગથી સુધરે નહી, હોયે નિપજ એકે ખાણ્ય. સદગુરૂ. ૮ પદ ૯ સંગત્ય તેને શું કરેરે, ભાઇ ષઠ ન સમજે સાંન; અનન્ય પદને નબ્ય આચરે, જૈ કબુધિયે માંડે કાંન. સં. ૧ પનંગને પયે પાન કરાવે, અમ્રતની અતિઆરે; ગુણ ગયો એગ્રતનોરે; તેમાં વાધ્યા તે કોટી વિકાર. સં. ૨ દાદુર વસતો વાડીમાં, પેડ કમળની પાસ; કલોલ કરે જૈ કિચમાં. એને નાવે કમળની વાસ. સં. ૩ શ્રીમંતની સંગે સદા, રળતો અહોનિશ ભિલો રંક; તોય અપરાદિ અમથો રહ્યો, એમાં શો શ્રીમંતનો શો વાંક. સં. ૪ રાણિને સંગે સદા, રેતી દાસીશું પુર્ણપ્રિત; તોય સમજી નહિ સાહેલડી, એને નઆવિ રાજ કુલનિ રિત. સં. ૫ મરી કપુર બે ભેલાં વસતાં, એકઠાં બારે માસ; તોય તિખાસ તેનિ નવ ટળીરે, એની બુદ્ધિમાં ન આવ્યું બરાસ, સં. ૬ વિશ્વાસિને જ્ઞાન આવે, રૂદે લાગે રંગ; કહે અખો મુમુક્ષિનરે, તેને સદાફળે સતસંગ.

સંગ. ૭ પદ ૧૦ આત્મા એકછેરે, ભાઈ એક ઉદ્યક એક પાણ્ય; બાહેર આવિ ઉત્તમ મધ્યમ, થઇછે એચા તાણ્ય. આત્મા. ૧ બ્રાહ્મણ ક્ષત્રિ વૈષ શુદ્ર, વિધિવિધિનારે વિચાર; સરે જોતાં સોનુ એકછે, એના ઘાટ ઘડ્યા બેચાર. આત્મા. ૨ જ્ઞાનદ્રષ્ટિ ગોતીને જુવો, તમે પાખંડ મકરો માંડ; સરે જોતાં સેલરી, તેનાં ગોળ સાકરને ખાંડ. આત્મા. ૩ હાથે હસ્તીનું હાડપેરી, નિત્ય સુવાગણ નાય; નવીણુ ચોકો નિત્ય કરે; પેખો પ્રગટ એ અન્યાય. આત્મા. ૪ અનેક નદિયે ઉદ્યક વહે, તેને જુજુવું મત જાણ્ય; સાયરે જાતાં સર્વ ભેલી, તેનું નિર થયું નિરવાણ્ય. આત્મા. ૫ આચારિને સદા અવગત્ય, મુલ જોતાં મર્મ; કહે અખો આતમ ચિન્યાવિના, એના કેદિ ન છુટે કર્મ. આત્મા. ૬ પદ ૧૧ સમઝા સંતનારે, ભાઈ પરોબ્રહ્મ પદનું દ્વાર; સમજતાંમાં સેજથાયે, એવો બ્રહ્મ વિચાર. સમ. ૧ પરતાપ દેખિ પુર્વની, ઓળખાવ્યોછે ઇશ; જ્યાંહાં જેવો ત્યાંહાં તેવો, ચૈતન બ્રહ્મ જગદિશ. સમ. ૨ જેમ ધેનુ કાળી કાબરી, ધુષલિ ધોલે વાન્ય, કપીલા વરણી કાલપુંછી, રાતડી ચાલી રાન્ય. સમ. ૩ સ્થાવર જંગમ લક્ષચોરાસિ, દેવ નરને નાગ; એ ત્રિગુણ કેરા ઘાટ નાના, માંહી માયાકેરો ભાગ. સમ. ૪ ચેષ્ટા ચપળતા ચરીત્ર તેહનાં, જોતાં ભુલ્યા તે જંત; કાર્ય જોતાં કારણ ભુલ્યા, જેમ માલાનેવિષે તંત. સમ. ૫ ભાઈ નામ રૂપ ચેતન વિષે, જેમ ધાતુ ઉપરચ મોહોર; નાના નામ રાજમુદ્રા માંહી, નાના નામે પોર. સમ. ૬ તેહને દ્રવ્યદ્રષ્ટે નિહાલતાં, અધિકુ નુન્ય નવ્ય થાય; પણ ગુણવાદિ ગામ નામ ઠામે, દ્વૈતજોઈ ઉહેકાય, સમ. ૭ ભાઈ વગત્ય નામ બે વસ્તુ માંહી, કોઈ જાણે વિરલા સંત; તે ભક્તિ વૈરાગને આસને, બેઠા શોભે મહંત. સમ. ૮ રાજાની આણ્ય સહુને વિષે, પણ રાયને નહી આણ્ય; અખા સમજતાં અથાર્થ થાય, પોહોચે પદ નીરવાણ્ય. સમ. ૯ પદ ૧૨ સોહં સાંભરચુંરે ભાઈ જેને, ધાતાતો કરી એધ્યેય; મુળ મહીમામાં મન ધરતે, છતે વેસ્યાણો દેહ.સોહં.૧ ભાઈ આપ સંભાળે આપણુ, તેહને ઉર્મિતે ભાગે આંત્ય; જેમ ત્રષાન વ્યાપે તોયને, અને સિતન વ્યાપેવહન્ય.સોહં.૨ દીનકરને દીપ ન જોઇયે, નહિસુરમા ને સહાવ; પોતેતો પ્રાપે સદા;

ભાત્યવડે રહે જાય. સોહં. ૩ ભાઇ વસ્તુજછે ત્યાં કાંઇક, દ્રવ્ય ન મળે કર્મ; જ્યારે પાવક પ્રગટે પાણથા, તારે નોહે ધુવા ધર્મ. સોહં. ૪ તેહને કાષ્ટ મળિયાં, કામનાનાં ત્યારે ધુમ્ર વાધિ જ્વાલા; ઇધણા વલતાં વિસમ્યાં, છે અગ્ની ગયું નિજ આલ. સોહં. ૫ ભાઇ કેવ‐લ્યમાં કેહેવા નથિ કાંઇ, ઇશ્વર પદમાંછે આપ; તેથિ જિવ પદ જાડું ઘણું જેહને ખટ ઉરમી પુન્ય પાપ. સોહં. ૬ તત્વ મસીપદ વેદનું, વધિ વસોતે વિર, તેણે વૈકુંઠ મુક્યું વાટમહાં; નિજ ધામ પામ્યો સો ધિર. સોહં. ૭ અણછતો ઉભો થયો; તે જન્મ મરણ જિવ, તે દ‐લિદ્ર દાખવતો, ફુમલો આદ્ય અંત શદેવ. સોહં. ૮ તે અટાટ ક રતો એકલો, ભમતો તે ભવમાં ભુર; તેહને આકસ્માત ઉદ્યોત હવો, ઉગ્યો અનુભવ સુર. સોહં ૯ જારે સરદ કાલનો શશિ ઉગે, તારે નિરમલ થાય નભવાર્ચ; ત્યમ વસ્તુ વિચાર કરતાં, આતમ તત્વ અપાર. સોહં. ૧૦ આરોપિને ઓલિયે પણ, ઉચરવા નહિ એક; અખો કહે સમજી સમે, રહે નેતી નેતીનો શેષ. સોહં. ૧૧ પદ ૧૩

વચન વાગ્ના તણારે ભાઇ જિવતડાં રસ રૂપ, જેણે ભ્રમ ભોરંગી ઉતરે; એહવાં સત્જિક સત્ય સ્વરૂપ. વચ. ૧ જેમ વિદ્યા પામે મરણ સજિવની, તે શબ્દે કરે પરવેશ; ત્યમ વચન ધારા અદ્વૈત બ્ર‐હ્મમાં વસ્યા, હવે દ્વૈત નહિ લવલેશ. વચ. ૨ જે બાહ્ય અભ્યંતરે રહ્યો, ને જિવ કલ્પ્યો નહિ જાય; ઘટમટ પટ સભરો ભર્યો, તેણે શરિર વિના સર્વ થાય. વચ. ૩ કહિ બોલે નિજ ઘેર્ચ રહ્યો, કહિ બોલે પરપંચ; શબ્દ પ્રીછે ગુરૂ તણે; તેહને ન લાગે માયા આંચ. વચ. ૪ મનમાંહિ આવિ માનિયો, જે કહ્યો પોતે ગુરૂ ભાગ; અખે સાગર ઉલટ્યો, જ્યાંહાં નહિ રાગ વિરાગ. વચ. ૫ પદ ૧૪

એહેવું પ્રિછી‐યારે, ભાઇ અનુભવિ પુરૂષ પ્રત્તાન; તે અકલ દેશ જે વશા, જેહનુ હાથ્ય ન આવે ચિન્હ. એહેવુ. ૧ જકત જેજે પરહરે તેને કરે પરી હાર, જેમ સકલ જિવ વન્હિ પરહરે, પણ ચકોરને તેહનો હાર. એ‐હેવુ. ૨ જ્યમ ઉખર ભુમ્યે ન ઉપજે, ફુમવેલી ફળ ફુલ; ત્યમ કર્મના ફળ ત્યાંહાં નહિ, અનુભવે ક્ષેત્ર અમુલ. એહેવુ. ૩ જ્યમ કેશરિયા મિષ નત્ર ભખે, અતકનુ કાંઇ કાલ; ત્યમ અનુભવિ પુરષ નવ્ય ઓચરે,

ભુત ભવિષ્યનુ જાલ. એહેવુ. ૪ કરડી ચાલ હોય તેહની, જેહ વસે તે દેશ; અંગ દીશે પણ લિંગ નહિ, અખા ન કાચે વેશ. એહેવુ. ૫ પદ ૨૫ રાગ કાફી. સદગુરૂ સેવોરે, ત્રિવિધિના તાપ ટલે; જનમ દુખ જાયરે, આધના ઓધટલે. ટેક. કમ ગ્રંથીનો ટલે કુટારો અહંગ્રંથી જ્ઞાને ગલે, સંસે ગ્રંથી તે સરવે સલુજે; પચાસ પાર મલે, પરાતીત પરસેરે પુરણ પદમાં મલે. સદ. ૧ સંચીત સરવે જાયે સુકાઇ, પ્રારબ્ધ પીંડ પલે; ક્રિયમાણુતે કઇ ન બેઉ દયા નીધિ સરવે દલે, અંકુરે ન ઉગેરે સુખ દુખ બીજસલે. સદ. ૨ ધર્મ અર્થ કાંમ કલપના, મોક્ષે ચિત ન ચલે; કળા કુંચી જો આપે ઉર અંતરે ખટપટ સઘળિ ખલે, ન ઉતરે અવનિરે અનલ આકાસે હલે. સદ. ૩ જિવ શીવનો ઝગડો મટે, ત્રિગુણ આવે તલે; ચોથા પદમાં ચિત જૈ ચોટે, રંગના ઢગમાં ઢલે સુરજ જેમ સાક્ષિરે એક અખંડ સઘલે. સદ. ૪ દેહાતિત અકલ ગતિ આપે, તે ગતી કોણ કળે; સદગુરૂજિની કૃપા કટાક્ષે અંત જાડ જલે, એવા ગુરૂદેવનેરે વિષ્ણુદાસ ચરણે લલે. સદ. ૫ પદ ૧ વાલા ના વિજોગિરે, કમની કિચે કલ્યાં; દુખધાના દાધેલરે; ત્રિવિધિ ન તાપે બલ્યા. ટેક. અનુભવિ પુરૂષથી આવી આથડે, સમજ્યા વિના ભ-રડે સલ્યા; જાણ થઇને જકત પ્રમોદે, ભક્તમાં આવી ભલ્યા; વિષિ-યાના વાહેલરે, મનમુખી આવિ મલ્યા. વાલા. ૧ ચીંતા ચેહ બલે ઉર અંતરે, ચાહે ચીતડા ચલ્યાં; આસા વશ્રા ઊંડિ ઇરિક્ષા પ્રપંચ પેટ પલ્યાં, કામનાનાં કુટેલરે; હલાવ્યાં ઢાલાં હલ્યાં. વાલા. ૨ નમણ ઢમણને ચાતુરી, લોકમાં આવેલા; પરને પ્રમોદે આપ ન બોધે, ધારણ વિના ઢલ્યાં વેષને વિકારરે; માયાને દરણે દલ્યાં. વાલા. ૩ વસ્તુ દર-સની કરે વારતા, દેહ દ્રશ્ય નથી ટલ્યા; કત કલંક છપ્યો ઉર અંતર ઉપર જ્ઞાને ગળ્યાં, ફોગટ ફરે ફુલ્યારે; સિમલ ફુલે ફલ્યાં. વાલા. ૪ અનિષ્ટ આરાધક મુદ્રા સાધન, પરવસ્તુમાં ખલ્યા; અનુભવિ ગુરૂને આરાધ્યા વિનાતે, અંતે રાખ રહ્યા; વિષ્નુદાસ કેછેરે, છાયા જોઇ સરવે છલ્યા. વાલા. ૫ પદ ૨ વાડો વાલી બેઠારે પોતાનો પંથ કર-વાને, નિત્ય નવાબેલ ઉઠાવેરે, ઉપાય ઉદર ભરવાને. ટેક. અજાનો વાડો કુકડીનો વાડો, ગાયોનો વાડો વલી વાડો; અબંધ સ્વામી બં-

ઘમાં નાવે મને વાઘમી વાડો દેખાડો; દિવસને દાડેરે, અગમ ઠામ ઠરવાને. વાડો. ૧ રામ નંદીને નિમાનંદી વલ્લભ સેહેજાનંદ સમજાવે, કબીર પંથીને તારજ તુંબી; ભણી ભણીને ભુલાવે, ગુરૂ થઈને ગાજે રે પારકુ ધન હરવાને. વાડો. ૨ પ્રીત કરીને પ્રેત પુજાવે પિતળને પાષાણ, વસ્ત્ર સેવાને કબર પુજાવે; એમાં કોણ કરશે કલ્યાણ, તિર્થ વ્રતે ડોલેરે, અફળાઇ મરવાને. વાડો. ૩ સિંહ રાયથિ ડરે સહુ દુનિયાં, સિંહને ડર નહિં કોનો; સોહં શબ્દ સચ્ચિદાનંદ સ્વામી, એવા અખંડ આત્મ બ્રહ્મચિનો ધીર સુરવીરરે; આત્મ ધ્યાન ધરવાને. વાડો. ૪ પદ ૩. દુનિયાતો દિવાનારે બ્રહ્માંડ પાખંડ પુજે, કરતા વસે પાસેરે; બુચટ કાંઈ નવ બુજે. ટેક. જિવ નહિ તેહને શીવકરી માને, પુજે કાષ્ટ પાષાણ; ચેતન પુરષને પુઠે મુકે, એવી અંધી દુનિયા અજાણ, અર્કને અજવાલેરે પારસ મણી નવ સુજે. દુનિ. ૧ અંતર મલ ભરયો અતિ ઊંડો નિરમળ જળમાં નાહ્ય, સરપ કરડીને દરમાં પેઠો; પછે રાફડો કુટે શું થાય, ઘાયલ ગતિ ઘાયલરે જાણે કોઈ ગ્નાની રૂદે. દુનિ. ૨ પાષાણનું નાવ જળમાં મુકે સોવાર પટકે શીશ, કોટિ ઉપાયે તરે નઈ એતો બુડે વિશવાવિશ વેલુમાં તેલ ક્યાંથીરે; ધાતુની ધેનુ નવ દુઝે. દુનિ. ૩ સદગુરૂ શબ્દનુ ગ્રહણ કરીલે, પ્રગટ પંડ્યમાં પેખ્ય; દુરેચ નથી નાથછે નિગટ નિરંજન, દલ સુધી દેદાર તેના દેખ્ય; ધણિ ધીરાનોરે જક્તમાં ઝાયર જુજે. દુનિ. ૪ પદ ૪. પચરંગી બંગલોરે, સોભા તેનિ સરસ બની; તેમાંતો બિરાજેરે, આપે અલખ ધણી. ટેક. એ બંગલાને દસ દરવાજા, દસ દરવાજે નિશાણ; બ્રહ્મા વિષ્ણુ અરજ કરેછે, શેશ ન પામે પાર; અકલિત એવારે, સી કહું વાત એહ તણી. પંચ. ૧ સાચા દેવ દેવલમાં બેઠા, સદગુરૂશું નિશાન; અજંપા દોરિ ખેંચ પકડે લેચડો અસમાન, દેખો તમાસોરે ઘટમાં રચના ઘણી. પંચ. ૨ માલા તીલકનો પાખંડ રચિયો, આપ ચિન્યો નહિ કોય; જ્યાંલગી ત્રવિધી તાપ ટળ્યા નહિ, ભુલ્યા ભમેછે સોય, ભુલ તારી ભાગેરે; શુધ લેને આપ તણી. પંચ. ૩ મનકુ મુઝ્યા તનકુ મુઝ્યા તેને પાયા ભેદ, દાસ ધિરો દલમાં પેખે; આપ નિરંજન દેવ પાષાણ કોણ પુજેરે, મને મળ્યા તમો ધણી. પંચ. ૪ પદ ૫.

ખબરદાર મનસુબાજી, ખાંડાની ધારે ચડવુંછે; હેમત હથિયાર બાંધિરે, સતની લડાઇયે લડવુંછે; પાંચ પચિસ પ્યાદલ દલ તારી પુઠે ફરે, દુશ પરપંચ પ્રતીબોધ; કામ ક્રોધને મોહ મમતા, જનમિયા રાય જોધ; અતિ બળ અસવારીરે, એની સંગ આથડવુંછે. ખબ. ૧ એક ઉમરાવ જેને બાર પટાવત, એક એક પાસે ત્રીશ ત્રીશ; એક ધણિને અટ ધણિયાણિ, એવા સુરા સાતસે ને છવાસ; સો સરદારે ઘટ પેરયારે, જીતિ પારખ પડવુંછે. ખબ. ૨ પ્રેમ પલાણ જ્ઞાન ઘોડે ચડયો, દોડો પકડયો સદગુરૂ શબ્દનિ લગામ; એમ ખડગને સીલ સંતોષ બંધુક કરો, ભજનના ભડાકા આતમારામ; ધરમ દયા ઢાલ ઝાલોરે, નિરભે નિશાણે અડવુંછે. ખબ. ૩ સુરત નુરતને ત્રટ ત્રવેણી, તીરે ઓર ન કિજે; તનમન ધન શુંન મંડલ ઉપર, દાસ ધીરા સુધા રસ પીજે; રાય ધણુ રિઝેરે, ભજન વડે ભડવુંછે. ખબ. ૪ પદ ૬. કરતાનો પંથ કરડોરે, ઉલટી અટપટી આંટી; સિર સાટાનો સોદોરે, ઓઘટ ઘાટ ઘાટી ઘટી; હાંસિ ખેલનો કામ ન હોયે હેમત વાલાનુ, એ સુરાનો સંગરામ; સુરત નુરત સત્ય ગતિ વાલા જ્ઞાન, એમાં નોય કાયરનું કામ; અગમ પાખે ઉડેરે, અલક્ષમાં લક્ષ ચોટી. કરતા. ૧ દેખાદેખી જોગ આરાધે, તાન વિના મેળવે તાલ; કઠણ દુધ એ સિંઘણ કેરૂં, પિયે સિંઘણનું બાળ; બીજો પીવા ઇછેરે, મિથ્યા એ વાત ખોટી. કરતા. ૨ કાચના મંદિરમાં જેમ સ્વાનજ પેઠું, દીઠો પોતાનો દેદાર; પ્રતિબિંબ દેખીને કરી ગરજના, ભશ્યાં સ્વાન હજારે, અભ્યાસે અકલાણોરે, મદમાં કુટી કુટી. કરતા. ૩ મન બુધિ વાણિએ મનમાંરે નાવે, ગુરૂગમ જડે એ ધામ; અખડ અજર અમર અવિનાશી, એ ઠરવાનો છે ઠામ; ધિરાનો સુખ સિંધુરે, રહ્યોછે ઘટ ઘટ ગોડી. કરતા. ૪ પદ ૭. ત્રણા ઓથે ડુંગરરે, ડુંગર કોઇ દેખે નહિ; અજા જુથમાંહિરે, સમરથ ગરજે સહીં. ટેક. સીંહ રાજમાંહિ ગરજના કરેછે, કસ્તુરી મૃગ રાજન; તલને ઓથે જેમ તેલ રહ્યુંછે, જેમ કાષ્ટમાં હુતાસન; દધિ ઓથે ગ્રથજરે, વસ્તુ એમ છુપિ રહિ. ત્રણા. ૧ કોહાને કહિયે કુણ સાંભળે અગમ ખેલ અપાર; અગમ નિગમને ગમ નહિ ઘરની, એતો વાણિનો વિસ્તાર; એક દેશ એનારે, બુધિ

જનની બુધિ થકી રહિ. ત્રણા. ૨ મન પવન જ્ઞાન ગતિ ન પોચે, ત્યાં અવિનાશી અખંડ; સચરાચર ભરયો ભરપુરણ, રચેછે કોટિ બ્રહ્માંડ; ઠામ નહિ ઠાલોરે, ક્ષણુ એક માત્ર કહી. ત્રણા. ૩ ગુરૂ દેવની ક્રિપા પ્રગટે, પોતે કરેરે પ્રકાશ; શ્વાસો દોરિ સાધન સાધે, પોતે પોતાની પાશ; દાસ ધિરો કહેછેરે, જ્યાં ત્યાં તુહિ તુહિ. ત્રણા. ૪ પદ ૮. ગુરૂ વિના જ્ઞાનિરે, સોતો નર અંધ ઠરયો; દીપકછે ઘટમાંરે, જોતો પર દ્રારે ફરયો. ટેક. ભેખ લિયો પણ ભેદ ન પાયો, મનમાં મેલ ભરયો; માલા તીલકનો પાખંડ રચિને, ફોકટ ફેરો ફરયો; ગાયો ગધ્યો સ્વાદેરે, ભોજન ભક્ત ઠરયો. ગુરૂ વિના. ૧ પુજા કરે તેનિ પુંઠ નમુકે, આવ્રણમાં આવસ્યો; પર નારીશું પ્રિત્ય કરીને, આપે અધમ ઠરયો; નંદ્યા કરીનેરે, ઘટ કુંભ પુરે ભર્યો. ગુરૂ વિના. ૨ સદગુરૂનિ સેવા તજીને, દુષ્ટનો સંગ કરયો; મોક્ષ અમ્રત પાન તજીને, વિશે રસ માંહ ભરયો; ભમેને ભટકેરે, પાષાણુ રૂપ ઠરયો. ગુરૂ વિના. ૩ માહારૂ માહારૂ કરીને માયા મેલી, દામ લેખ ન કરે; અણજાણુ અણચિંતવ્યું આવશે, તેહેનો ભે ન ગણ્યો; લાલ કહે લુટાણોરે, વલાવો સંતન કર્યો. ગુરૂ વિના. ૪ પદ ૯

ફુલ્યો શું ફરેછે રે, ભુલ્યો ભુડા ભવમાં પડ્યો; મનુષા દેહરૂપીરે, ખોયો મણિ હાથે ચઢ્યો. ટેક. ડાહ્યો થઈ દુનિયામાં ફરેછે, તેમાં શું સરશે તાહારૂ કાજ; સે નવ જાણે જાવું પલકમાં, ત્યાં કયમ રહેશે તારી લાજ; તાહારૂ ડાપણ તારેરે, જ્યારે જમ કરે ન ચઢે. ફુલ્યો શું. ૧ વણાગીમાં વાટજ ઉઠી, નરક નિવાસી ઠર્યો; મિથ્યા જનુનિ ભારે મારી, જન્મ ધરયો ન ધરયો; માટે જોને જાગીરે, અવશર આવિ અડ્યો. ફુલ્યોશું. ૨ શું થયું ઘણી સંપતી મેળવે, શું થયું મોટાં ઘર દ્વાર; નિશ્ચીંત થૈને બ્રહ્મ ભજ્યા નહિ તારે, ધિક પડ્યો અવતાર; ધિકજીવીત તારૂંરે, દેવે તુને શાંનો ઘડ્યો. ફુલ્યો શું. ૩ સમઝ શિખામણ્ય માહારી, મમતા મેહેલ પરિ; સમરણ કરય પરિબ્રહ્મ પુરૂષોતમ કેરૂં, સચ્ચિદાનંદ હરિ; તારે દયો જાણેરે, સર્વમાંથી સરસ નિવડ્યો. ફુલ્યો શું. ૪ પદ ૧૦. જંજાળી જીવડે મુક્તિની જુકતી ન જાણી, મીથ્યા માયા મ્રઘ જળ સરખી મોહ ધરીને માણીરે. જંજાળી. ટેક. ધામધુમ ધંધામાં ધાયો, ગોરીધરલાલ ન ગાયો;

આવ્યો તો પરમારથ કરવા, ઉલટો કરમ કમાયોરે. જં. ૧ વીશે વાસના માંહે વીંટાયો, જ્યમ વીંટાયો જાળે; મરતા સુધી કામ ન છુટે, મન બહુ લોચા વાળેરે. જં. ૨ ઘાસી તીર ગડે તન માંહી, એમ મનમાની માયા; છેદે પણ છેટે નવ થાયે, ક્યમ કાયાની છાયારે. જં. ૩ શ્રવણ દગ્ધ થયાં નંદ્યા સાંભળી, નેત્ર દગ્ધ થયાં નીહારી; જીભ્યા દગ્ધ થઈ જુઠું બોલી, સરવસ હીંડ્યો હારીરે. જં. ૪ પાણ દગ્ધ થયાં કરી પ્રતી ગ્રહ, પાય પદ્મ પર ચાલી; સુકીત બીજ બળી ગયું સરવે, ખેતર પડી રહ્યું ખાલીરે. જં. ૫ રાગ દ્વેષ ભરેચા રૂદીયામાં, અનેક દોષ ઉપજાવે; કલપ દ્રુમ ચીંતામણી સરખી, એવી પ્રભુની ભક્તિ નવ્ય ભાવેરે. જં. ૬ રામ નામનું દામ ન બેસે, કામ આપણું થાય; પ્રીતમ મન પરમોદ કરેતો, કોટી કલપના જાયેરે. જં. ૭ પદ ૧૧. સંસારી જીવે હરિ સાથે હેત ન આણ્યું, મરતાં સુધી લોભ ન મુક્યો; પ્રરેતું તરીલું તાણ્યુંરે. સં. ટેક. પાંચ પચીસ પચાસ થયાં, તોહે હૃદે જ્ઞાન ન આવ્યું; અંગો અંગ સૌ સીથીલ થયું, તોહે પ્રભુનું ભજન નવ ભાવ્યુંરે. સં. ૧ અંત સમે જે સાથે કારજ, તે શું હેત ન કીધું; અમ્રત રસને ઢોળી દેઇને, ઝેર હલાહલ પીધુંરે. સં. ૨ માયા છાયા એક બરાબર, કાયા કાચની કુપી; કરવુંને કારવવું સરવે, સામલીયાને સુપેરે. સં. ૩ જીવન મરણ હાથછે જેને, તેને ભાવે ભજીએ; પ્રીતમના સ્વામીને સેવો, અન્ય પદારથ તજીએરે. સં. ૪ પદ ૧૨. સંસાર માંહી સોક મોહની માયા, ફરવુંને અવતરવું મરવું; કરમ સંજોગ કમાયોરે, સં. ટેક. અલપ જીવવું જંપ મળે નહિ, જીવ જંજાળે વાહ્યા; પુન્ય પરમારથ કાંઈ નવ્ય પ્રીધું, લાલચમાં લપટાયારે. સં. ૧ આશા ત્રષ્ણા તાપ ટળે નહિ, ઘણું ઘણાને ધાયા; માથા ઉપર મરણ ભમેછે, તેનિ ખબર નવ પાયારે. સં. ૨ જેઉગ્યાતે આથમ્યા, ને ફુલ્યાતે કરમાયા; જે જનમ્યા તે જાવું જાણો, ભવમાં કાં ભરમાયારે. સં. ૩ મ્રત્યુ લોક આવ્યો તેને મરવુ, દલમાં વિચારો ડાહ્યા; કાળ ચક્ર કોને નવ્ય મુકે, કુણ રંકને રાયારે. સં. ૪ શુદ્ધ ચિતે જે ભક્તિ કરશે, તે નરે લાભ કમાયા; કહેછે પ્રિતમ કોઈક ઉગરશે, જેણે ગોવીંદના ગુણ ગાયારે. સં. ૫ પદ ૧૩. હરી સમરણ કરીલો, જ્યાંલગી જુગમાં જીવો; દેહતણો વિશ્વાસ ન કરશો, વાયે

હોલાય જેમ દિવોરે. હરી. ટેક. મારૂં તારૂં એ અંધારૂં, ગ્નાનવિના કેમ ટળશે; પ્રેમ ગ્નાન પ્રકાશ થશેતો, અંતરજામી મળશેરે. હરી. ૧ થોડા-સા જીવ્યાને કાજે, ઘેલા ગરવ ન કરીયે; લોહતણે ત્રાપે વળગીને, કેમ ભવસાગર તરીયેરે. હરી. ૨ ધનદારા સુત કુટંબ કબીલો, મીથ્યા મોહ ચઢાવો; મારગ વચ્ચે મલેછ મળ્યા, જેણે વેઠ્યે ધાસ વઢાવોરે. હરી. ૩ સુરત સુતજી સેમલો, સેવે તેતો ભુગ્નાભામે; તજી જાન્હવિ ઝીલ ઝાઝતાં, તે ક્યાંથી સુખ પામેરે. હરી. ૪ અરક ઉછેરી અંબ-તણું, ફળ કુણ પામ્યાછે પ્રાણી; બ્રહ્મકથા વિના કથનીતેતો, સૌ કહે-વાનિ કાર્ણીરે. હરી. ૫ આઇસ તારૂ નીર અંજલી, ઘડી ઘડી ઘટી જાય; અચેત પ્રાણીશું ઉંઘેછે, કાળ નીરંતર ખાયરે. હરી. ૬ કાંચો કુંભ કરી જલ ભરીયે, ક્ષણમાં ખાલી થાયરે; સરીતા પુરે વહે જેમ વેગે, એમ આવરદા જાયરે. હરી. ૭ માટે હરીહરી કરજો સત્ય ઉ-ચરજો, અધરમથી ઓસરજો; કહે પ્રીતમ સતસંગ કરીને, સંસાર સાગર તરજોરે. હરી. ૮ પદ ૧૪. હરીજન નથી થયો તુરે, સીદને ગુ-માનમાં ગુમેછે; વૈશ્નવ નથી થયોતુંરે, સીદને ગરવ કરેછે ઘેલા. ટેક. હરીજન જોઈ હૈયું નવ હરખ્યું, નાદ્રવે હરી ગુણ ગાતાં; કામ દામ ચટકી નથી છટકી, ક્રોધે લોચન રાતાં. હરી. ૧ તુસંગે કોઈ હરીજન થયો હોયતો, તુ હરીજન સાચો; તારા સંગનો રંગ ન લાગ્યો, ત્યાંસુધી તું કાચો. હરી. ૨ પર ઉપગાર પ્રીતી નહી તુજને, પરનંદ્યા નથી ડરતો; વાહાલ નથી સાચ્ચદાનંદ સાથે, હોડેછે હુંહું કરતો. હરી. ૩ ભજના રૂઢ નહી મન નિશ્ચે, નહી હરીનો વિશ્વાસ; જકત તણી આસાછે જ્યાં લગી, જકત ગુરૂને તું દાસ. હરી. ૪ પરમારથથી પાછો ભાગે, સ્વા-રથ માંહાછે સુરો; કેણી તેવી રેણી ન મળે, ત્યાંલગી તું અધુરો. હરી. ૫ આ કરવું આ ન કરવું, એમ સૌને સીક્ષા દેછે; એમાંનું તું નથી આચરતો, અનુચિત કરમ કરેછે. હરી. ૬ માટે મનતણો ગુરૂ મન કરશે, તો સાચિ વસ્તુ જડશે; દયો કહે તુને દુખ લાગો પણ, સાચું કહેવું પડશે. હરી. ૭ પદ ૧૫. અથ રાગ સામેરી. હરીભજ હેતેરે અંધ અભાગીયારે, શુરે મોહ્યો અણછતા ભવનેરે નાટ; દિન અમુલકરે એળે વહી જાયછેરે, શું મુનષા દેહનિ ઉડાડે વાટ. હરી. ૧

મોટપણુ માન્યુંરે ક્ષણુ ભંગુર દેહનુંરે, એતો કાંય પલકમાં થાશે ભંગ; સંસાર જેવોરે રંગ પતંગનોરે, એજે કાં ખુવો ઉતમ અંગ. હરી. ૨ સ્વપ્નાનિ સંપતિરે જોતાં સમિઈ જશેરે, દારા સુત બંધવ ઉંચાં ધામ; અંતની વેળાએરે કોઈ નઈ કામનુંરે, ભવમાં ન જડે કોઈ ઠામ. હરી. ૩ નાચ જાત્ય મેલીનેરે મન્ય માલે ઘણુંરે, ચડી ગયું અહં મમતાનું માન; સંતનિ સેવાનેરે જંતે જાણી નહીરે, તેણે થયું આત્મ કેરૂં જ્ઞાન. હરી. ૪ મારૂં મારૂં કરીનેરે મનખો હારિયોરે, ચડી ગયું સં-ચત ક્રીયમાણ વ્યાજ; હટવાડામાંરે સર્વે વસ્તુ હારીયોરે, જ્ઞાનવીના એક ન સર્યું કાજ. હરી. ૫ કહે અખોરે હરી ભજ પ્રીત્યશુંરે, કરીએ સદગુરૂ કેરો સંગ; આનંદ સાગરે અંતર પ્રગટેરે, થાયે અવિદ્યા કેરો ભંગ. હરી. ૬ પદ ૧. આવો રૂડો અવસરરે પ્રાણી તુને નહી મલેરે, પામ્યો મનષા જનમ અમુલ્ય; આતમ જ્ઞાન વિનારે એળે આયુષ નિરગમ્યુંરે, મુઢમતિ શિ કરે મુલ્યારે મુલ્ય. આવો. ૧ બાળને ડાપણરે બુડ્યો ભવ કુપમાંરે, કરી ઘણુ અન્યા અધર્મ અપાર; મુક્તિનો મારગરે શુદ્ધો સમજ્યો નહીરે, મંદમતિ ઘણો થયોરે ખુવાર. આ. ૨ અમુલખ હીરોરે મુકી વોરચો કાચનેરે, ચડી ગયો પ્રોક્ષ સ્વ-ભાવની ગાડ્ય; નિચપણુ માનિરે પડ્યો નરક ખાણયમાંરે, જડી ગયો જીવપણાની જાડ્ય. આવો. ૩ સંતની સંગત્યરે ઘડીએ કરી નહીરે, ચડી ગયો દેહાભિમાનનો ગર્વ; હરી હસ્તામલરે પાસે પ્રીછ્યા નહીરે, હાર્યો કાંઈ મનખો મહા ધન્ય સર્વ. આવો. ૪ મારૂમારૂ કરીરે મુવા ઘણુ મોહમાંરે, અંત્યેરે કોઈ નઆવે કામ; મર્ણનિ વેળાયેરે કોઈ કોનુ નથીરે, ન ભજ્યા હેતે આતમરામ. આવો. ૫ કહુંછુ પોકારીરે સેજે સાનમાંરે, એકે મહાપદ મોટી વાટ; કહે અખોરે હરી અંતર પ્રગટેરે, ટળી જાયે દૂરઘટ માયા નાટ. આવો. ૬ પદ ૨. જાગીને જોતાંરે સપનું સમૈ ગયુંરે, પ્રગટયોછે પરમાત્મા પ્રકાશ; સદગુરૂ દ્રષ્ટેરે હરી-વિના અન્ય નથીરે, દિસે આ મિથ્યા માયા જાળ. જાગો. ૧ ઉલઝણ ભાગીરે સુજ્જી સેહેજમાંરે, મટી ગયા વાચક જાલના ફંદ; સોહં સ-નાતનરે સભ ઘટ ભરી રહ્યોરે, વરત્યો અક્ષરાતિત આનંદ. જાગી. ૨ પોહોચિ ન સકેરે બુદ્ધિ ત્યાંહાં બાપડીરે, મન વાણીથી વર્જિત વસ્તુ;

-થુળને સુક્ષમર્યારે પર પરમાત્મારે, નિરાધાર નિર્ગુણ નિરમાહી તંત. જાગી. ૩ સુન્યાતિતરે સુન્યમાં સોહ્યામણોરે, ઝળકે તે તેજ પુંજ ભરપુર; બાહ્યને ભિતરરે સમરસ રામમાંરે, રવિદાસ ઝિલે બ્રહ્મ સીંધુ નુર. જાગી. ૪ પદ ૩ સદગુરૂ બોલ્યારે પુસ્તક કર ધરીરે, સેવક સાચિ માનજે સાખ્ય; પ્રગટ રહુંછુંરે તારા પંડમાંરે, દલમાંથી દુબધ્યા કાઢી નાખ્ય. સદ. ૧ આનંદ આણીરે અનુભવી ઓચરચારે, પાળા તમે પ્રેમિ જનસું પ્રીત્ય; ગ્નાન વૈરાગેરે ભકિત રસ ભિંટ્યેરે, અંતર રાખો નરમલ રિત્ય. સદ. ૨ સાલને સંતાપરે ખમયા બહુ રાખવીરે, સાધુ જનસું આધિનતા બહુ હેત; બાળકને સમજાવેરે રેવું તારે રેણીયેરે, વસ રાખો જીભાઈંદ્રી સમેત. સદ. ૩ ગ્નાન ગંભિરરે મનમાં અતાઘણીરે, જો મન ગંભીરછે દરીયાવ; ઉલટાને લેરૂંરે ઘટમાં સમાવયેરે, માન ગાલિ ટાળવા દેહનો સભાવ. સદ. ૪ દિઠિને અણદિઠરે કરે કોય અનુભવારે, સમજીને સમાવ કરે કોઇક સંત; તરવેણિમાંરે જૈને આસન કરરે, અનહદ સાંભળે નાદ અખંડ. સદ. ૫ કઠણ વચનરે હેડે હરકત ઘણીરે, મોના મીઠા દલના જુડા જાણ્ય; હરીજન હંસરે તેથા અળગા રહેરે. અવગણ કેના ન ધરે કાંન. સદ. ૬ તત્વના દરસિર આગે બહુ થયારે, તેતો કાંઈ નાણ્યે હૈયામાં દોસ; મનકમ વચનરે કોયને દુભે નહીરે, તેતો નર જીવતા પામ્યા મોક્ષ. સદ. ૭ હરીરૂપ થાયેરે હરા હંસ નીહાલતારે, જન દાસ પુર્ણપદ પ્રકાશ; સાસોને મટેરે સાધુને સંગતેરે, ભાણ ચરણે બોલે રવિદાસ. સદ. ૮ પદ ૪. ઓળખિને લેજોરે અનુભવી આતમારે, રખે તુંતો છલબલ કરતો કાંયે; મોટપણું મેલીરે વહેતું તાહી એ વાટમાંરે. હરીજીને ધરજે હેડા માંયે. ઓલ. ૧ ફરીફરીનેરે મુનસા દેહ મલવા નથીરે, નરતુંતો માનજે નિરધાર; દિનદિન પ્રત્યેરે આયુષ્ય ઓછો થાયછેરે, પછે તુને મરતા ને લાગે વાર. ઓલ. ૨ મગન થઇનેરે ગગનમાં ગાજજેરે, એમાં નથી કાયર થવાનું કામ; તનમન ધન લેઈ જાયેરે તેને તું રોકજેરે, એતો સુરાપુરાનો સંગ્રામ. ઓલ. ૩ ટલવું તો આપુંરે ગલવુંતો ગ્નાનમાંરે, મળવુંતો મુકાવેરે મનનું માન; રણછોડ કહેછેરે પર ઉપગારનેરે, કોઈ કોઈ કિર્તન ધરજો કાન. ઓલ. ૪ પદ ૫. કૈજુગ વિસારે ભુતળ ભટકતાંરે, હવેગુરૂ

દયાકરો દુખ જાય; અનેકને તારરે અવનીમાં અવતર્યારે, પશુ પંખી કિટ પતંગ કહેવાય. કૈજુ. ૧ મેઘના બીંદુનીરે કોય સંખ્યા કરેરે; ધરતીની રેણુ કદિક ગણાય; નવખંડ તરૂરે તણાં લખવેરે, મારા કાંઈ જનમ ગણ્યા નવ્ય જાય. કૈજુ. ૨ સાત સિંધુ જેટલુંરે પયમેં પિધું હસેરે, માતા પયોધરનાં તન પાન; જલચર થલચરે ખેચર થૈ ફરચોરે, ક્ષણુ એક ઠરી નવ બેઠો ઠાંમ. કૈજુ. ૩ ચાર ખાણયમાંરે જઈને અવતર્યોરે, હવે પામ્યો મોઘો મનુષા દેહ; ભમતાંને ભમતાંરે સદગુરૂ ભેટિયારે, તેને ઉપજાવ્યું આતમ તત્ત સનેહ. કૈજુ. ૪ તરછોડ્યો તાંરે ચરણ કમળથીરે, દેહપડે પણ નેહ નવ્ય જાય; પ્રિતમ ચર્ણેરે પ્રભુને આવિયોરે, સનમુખ ભાળ્યા સદગુરૂરાય. કૈજુ. ૫ પદ ૬. આળસ આણીરે ઊંઘય માં અભાગિયારે, જાગીને જોને અવસર વિતી જાય; તુંતો નથી લેતોરે તારા મોહ પ્રમાદમાંરે; કાયાનેતો કાલ નિરંતર ખાય. આલસ. ૧ બાલાપણ ગયુંરે ગયું જોબન જથારે, વલ્યો તારા રહ્યા તે દિન જાય; નજરે દેખેછેરે જાતાં જીવ આવતારે, તોય તારા ચિતમાં ચિંતા નવ્ય થાય. આલસ. ૨ રેવાને રચેછેરે મંદિર માળીયાંરે, એ સહુ દેખત ભુલ્ય ઉપાય; સુરતરૂ મુકીરે સેવતુ શિમળોરે, તેમાં ફલ સું સર્વાળેરે થાય. આલસ. ૩ ઘણેઘણે દાડેર પામ્યા મુનષા દેહનેરે, હવેકાંઈ હેત હરીસું આણ્ય; બેરાંને વેપારે લાભ મળ્યો બેરનોરે, પ્રિતમ જો પરમારથ જાણ્ય. આલસ. ૪ પદ ૭. બ્રહ્મરસ પિતાંરે વિલમ ન કીજીયેરે, સમરણ કરને સ્વાસો સ્વાસ; આવોને સમયોરે ફરિફરિ નહી મળેરે, રૂદયે રાખજે દ્રઢ વિશવાસ. બ્રહ્મ. ૧ આજ કાલ કરતાંરે ચોપે તારે ચાલવુંરે, જઈને નવખંડમાં કરવો વાસ; કાયા ફિટિનેરે થાશે ઢેરી ધુડ્યનિરે, કોય પ્રાણિ નહી આવે તારી પાસ. બ્રહ્મ. ૨ શરીર સમીનેરે ઝાડિ થશેરે, ઉપરચ ઢોરાં ચરશે ઘાસ; ગગન પવનરે પાક જળ પ્રથ્વીરે, જાં જેનો ત્યાં તેનો સમાસ. બ્રહ્મ. ૩ કપટ તજીનેરે ભજે બ્રહ્મનેરે, ટાળિ અનિત્ય વિષેની આશ; પરપંચ ટાળેરે પ્રભુ દરસન થશેરે, પ્રીતમ પ્રગટે ગ્નાન પ્રકાશ. બ્રહ્મ. ૪ પદ ૮. ફરિફરિનેરે સીદપડે ફંદમાંરે, નિર્લજ નાક વિના નર નીચ; સદગુરૂ શાસ્ત્રનુંરે કહ્યું નથી માનતોરે, કબુદ્ધિ તું કહ્યો કર્મેને કીચ. ફરી. ૧

જુઠા જક્ત તણારે ખેલને જોઇનેરે, મુરખ્ખ શું મનમાં મકલાય; છાંડ્યા છગદ્યારે ઉલટ્યા અન્નનેરે, ગર્ધવ સ્વાન સ્વાદે ખાય. ફરિ. ૨ ગોરખ્ખ ગોપિચંદ ભરથરીરે, ક્ષણમાં સર્વે સુખ કીધું ત્યાગ; કોહીને તેનારે રૂદે કેવાં હશેરે. ધન્ય ધન્ય એ ધીરજ વૈરાગ. ફરિ. ૩ નાગરવેલ થકીરે જે નિપજે, તે પાન ચડે દેશ વિદેશ; જડ રહે નિર્લારે ત્યાં લગી નીલાં રહેરે, પ્રીતમ પ્રીછજો એ ઉપદેશ. ફરી. ૪ પદ ૯. સદગુરૂ સાથે રે બાઇ મારે પ્રીતડીરે, સમજાવી સાન પુરણ બ્રહ્મ ભેદ; કારજને કારણરે બાઇ મારે સમ થયુંરે, કરમ ભરમનો કર્યો ઉછેદ. સદ. ૧ તનમન સોપ્યુંરે સદગુરૂ ચરણમાંરે, પ્રેમે પીઉ જીને કીધા હાથ; બાહ્ય ભીતરરે રસીક વર રમી રહ્યારે, નજર આગળથી નવ જાય નાથ. સદ. ૨ અજાણ હતી તે અનંત આવરણમાંરે, સદગુરૂવે પડલ કિધાં દુર; અહોનિશ ઝિલુંરે પ્રેમ આનંદમાંરે, જ્યાંહાં જોઉ ત્યાં હરિ ભરપુર. સદ. ૩ આપુ ભુલીરે વસ્તુ વિદેહીમાંરે, પ્રગટીરે પુરણ બ્રહ્મ દસાય; શુદ્ધ વિચારતાં જેહનું તે રહુરે, અણછતા રવિદાસ નિરંતર ગાય. સદ. ૪ પદ ૧૦. મનુષા દેહનું ટાણુંરે કાલે તારૂં મટી જશેરે, ગરધવ થઇનેરે ગલીયુંમે ભટકશેરે; સાંજ પડે કોઇ નઇ લેરે સંભાળ, ઉકરડે ચડીનેરે ભું ભું ભુંકશેરે, શીર ધરશે વણ તોલોરે ભાર. મનુષા. ૧ ઊંટ થઇનેરે બોજા બહુ ઉઠાવશેરે, ચરવિ પડશે કાંકોલને કુંથારચ; હાથી થઇનેરે ઘડનેતો ભળશેરે, લોઢા કેરા ભલકા પડશેરે પાભ્ય. મનુષા. ૨ ગૌ સુત થઇનેરે ઘણા ચાબા ચાંપશેરે, પંથીડો જોતાં નૈ આવે પાર; અંધારી બાંધિરે ઘાંણિમાં ઘાલશેરે, ઉપર બેઠો મુરખ્ખ દેશેરે માર. મનુષા. ૩ સ્થાવર થઇનેરે ઊંધે મુસ્તક ઝુરશો, થાશો થાશો ભિન્ય ભિન્ય બહુ ઝાડ; ડાલિને ડાલેરે પંખી માળા ઘાલશેરે, કાયા ઉપર બહુ પડશે કોહોવાડ. મનુષા. ૪ દાસ થોભણ કેહેશેરે રૂડી વિનતીરે, હરિગુણ ગાજોરે નરને નારચ; અવસર આવેરે ફરિ ફરિ નહીં મળેરે, ઘેલા પ્રાણી જ્યમ ચેતાય ત્યમ ચેત. મનુષા. ૫ પદ ૧૧. સદગુરૂ સાક્ષિરે અનંત કલપ તણારે, સદા સરવદા રહે સંગ આસંગ; ઉપજેને ખપેરે વણસે નહિ વાલમોરે, લબીતા લાલ અમુલખ્ખ નંગ. સદ. ૧ હિંડુતો હિંડરે નૈણાંનિ આગલેરે, હેરૂંતો હેરેરે સન-

મુખ હોય; એલુંતો એલરે ઉરધ એલમાંહે, અકલ કલિત એને ન સકે કોય. સદ. ૨ બેસુંતો બેસેરે સ્થિર આસન કરીરે, હસુ તો હરજી હસ મુકલાય; જમુતો જમેરે હરિ આગળ થઈરે, અહોનિશ અડંગ અડ નબ્ય થાય. સદ. ૩ સુતી સોડ્ય તાણુંરે સુન્ય મંડલમાંરે, ઝલાબીંગ ઝલકે અપ્રમિત તેજ; અમ્રત વરસેરે અનહદ્ય ગડગડેરે, સુંદિર સોહામણો સુખ સેજ. સદ. ૪ બ્રહ્મરસ ભેદેરે નિજ પ્રેમિ લહેરે, તત્વ દરસિ લહે સ્વે સુખ; રવિદાસ હેતેરે પિયુમાંહે રહી રાંમિરે, મુંગો શું કહી દાખવે મુખ. સદ. ૫ પદ ૧૨. સુરિનર વંદેરે સીતલ સંતનેરે, જેને અભ્યાંતર નહિ અભિમાન; સિલને સંતોષારે ગુરૂવા ગુરગમિરે, અડગ અખંડ નિરંતર ધ્યાન. સુરિન. ૧ શબ્દ રસાલારે નયણાં અમ્રત ભરેયાંરે, કરેયો જેણે રાગ દ્વૈષનો નાશ; કરૂણાના સિંધુરે નિરમલ નેહ ભરેયારે, સમ દ્રષ્ટી સમ પુરણ સમાસ. સુરિન. ૨ પાપ પુન્ય રહિતરે, બ્રહ્મરસે ભરયોરે, પાંચ પચિસને કિધાં ઝેર; માહા સુખ આપેરે સરવે જંતનેરે, નિર સંસય સંતને નહિ કહીં વેર. સુરિન. ૩ લક્ષરૂપિરે આતમીક સંતનેરે, પિછ્યું જેણે પોતે પોતાનું પોત; જીવપણું જાલુરે આતમીક થઈ રમેરે, સ્વેપરકાસિક અદ્વૈત ઉદ્યોત. સુરિન. ૪ તત્વ દરશિરે વસ્તુ સ્વતંતરેરે, જ્યેમ ભાંડ માંહી મ્રતિકા ભાસ; રવિદાસ સંત સેવેરે કોઈ અદ્વૈતપણેરે, પુનરપી ફરિ ન આવે ગ્રભવાસ. સુરિન. ૫ પદ ૧૩. હુંનહિ જીવરે હુંઈશ્વર નહીરે, હુંનહિ પંચતત્વની ભાત્ય; હુંનહી ગુણરે નિર્ગુણ નેહરારે, માહારૂં રૂપ સદા સાક્ષાત. હુંનહિ. ૧ હુંનહી પરાપશ્યંતિ મધ્યમાંરે, હું નહી વેદ વૈખરી વાણ્ય; ચારેને દેહરે નહિ માહારે વિષેરે; માહારૂં તે પદ અચળ નિરવાણ્ય. હુંનહી. ૨ હું નહી શબ્દ સ્પર્શ રૂપ રસ ગધમાંરે, હુંનહી મન બુધી ચીત અહંકાર, હુંનહી જાગ્રતરે સ્વપ્ન સુષોપતીરે; હુંનહી તુરિયા આદ્યેચાર. હુંનહી. ૩ હુંનહી કરણિમાંરે રેણી કેહેણિ કરૂંરે, સહુનો પ્રકાસિક પ્રમાતમ રામ; સ્વર્ગ મ્રત્યુ પાતાલેરે વ્યાપિક સર્વમાંરે, હુંવિના ઠાલો નહી કોઈ ઠામ. હુંનહી. ૪ ધાતાવે વરતેરે વિતરિક ધામમાંરે, સોહંગ નિરાલંબ તુરિયાતિત; અણછતો રવિદાસ ગેબિ ગેબ ઓચરેરે, માહારે સ્વરૂપે દ્વૈત ન અદ્વૈત. હુંનહી. ૫ પદ ૧૪. પ્રભુને ભજી-

સેરે પુરણ પ્રેમશુંરે. ટેક. જે ચૈતન ઘનરૂપ અપાર, સરવેને કાલેરે સઘળે જાગતોરે; સાક્ષિ શુભા શુભ ફલ દાતાર. પ્રભુ. ૧ જોનેતું વિચારીરે જગ કરનારનેરે, જાંહાં ત્યાંહાં અંધકાં માથાં મારય; વેલોને ઝાલિરે જે સકતો નર્થારે. તે ક્યમ વહે બ્રહ્માંડનો ભાર. પ્રભુ. ૨ પ્રભુની પુજાતોરે તે નરથી બનેરે. જે જીવત મૃતક થઈ રેહેનાર; કોકને સાટેરે પુજેછે કોકનેરે, તુંતો અંધેર નગર સરદાર. પ્રભુ. ૩ છે પ્રભુ તુંથરે તુજને ટુકડોરે. તુછે અવળે મુખે જોનાર; મુખ નવ દિસેરે અવળે મુખે આરસીરે, ફોગટ ફોગ સામો પોકારય. પ્રભુ. ૪ સદગુરૂ સરણેરે જઈ જાણે તું ખરૂરે, તોમન સંશય રેહે ન લગારે; સમજે સાચોરે કરતા આવડેરે, જે સચ્ચિદાનંદ બ્રહ્મ વિચાર. પ્રભુ. ૫ પદ ૧૫ આ તન કેનુરે સંગે ચાલીયુંરે, મનમાં તુ જોને વિચારીને વિર; ભુપતિ કોટિરે ભુ મેલા થયારે, અવતરિ ન ટક્યાં હરિ ધિર. આતન. ૧ ક્ષણ ભગુરનીરે પ્રતિમા પુજતારે, કયમ પતિ પામિશ તું આ શરિર; અ-કરણ ખોદેરે કોહોર્ણાયે કુપનેરે, તેનબ ભાળે નજરેરે નીર. આ. ૨ જગત પતિનેરે જુવે તુ ખોળીનેરે, તોતું ધુતારાને ક્યાં ધિર; સાખન પામેરે સેવ્યે આકનેરે, કલપ લગે ભેળા થઇ ફિર. આતન. ૩ સદગુરૂ કેરીરે સત્ય વાણી શુણિનેરે, તજ્ય કામાદિક કુડામિર; ઘરોઘર ગોથાંરે આતો આલસિરે, ભજને તું ચિદઘન નાથ ગંભિર. આ તન. ૪ જેને ત્રાસેરે સમવર્ત્તે સદારે, રવિ શશિ અનલય માદિ સમિર; તે પતિ સાચોરે સકલ લોકનોરે, છે સચ્ચિદાનદ બ્રહ્મ અતીર. આ તન. ૫ પદ ૧૬ ભાગતી ભવૈયેરે ભુંડા તુંશું મોહી રહ્યારે, પેહલા તારૂં ઘર ઘરેણુ વિચાર; નાચિ નાચિનેરે નાયક થાકીયોરે, તોય નવ રીજોરે આ સંસાર. ભાગ. ૧ સગાંને કુટંબિરે મળ્યું સહુ કારમુંરે, પેર્યાં તેણે સ્વારથ રૂપીયાં ચિર; અંગેને આભુષણરે પેર્યાં અતિ ઓપતારે, નીકળ્યાં છે કાચને કથીર. ભાગ. ૨ સરસ જોનારારે જોને ઉઠી ગયારે, દિધા તેણે સાથીડાને સાદ; ક્ષણક્ષણ વાગેરે માહાદલ ખો-ખરૂંરે, ભાગ્યા જોને ભુંગલ કેરા નાદ. ભાગ. ૩ સાજન સંકેલાંરે સૌવે આપ આપણાંરે, ભેરૂડાતો પડાવેછે ભાગ; એળોને ખલકાવેરે કંકણ કર તાણુંરે, જીવ જુવે નિકળવાનોરે લાગ. ભાગ. ૪ સુખડુંને

તારૂંરે સુપનંતર થયુંરે, રહી એક કેહેવા સરખી વાત; રામકૃષ્ણ પ્રભુરે જપો જુગતે કરીરે, હવે હુવો મુનષા દેહ પરભાત્ય. બાગતી. ૫ પદ ૧૭ સદગુરૂવે કહ્યુંરે સંગ લે શ્રીહરીરે, એવું એવું વચન ચડાવ્યું શીશ; ભ્રમની ભિંત્યરે ટળીવિચ માંહથીરે, સલંગ દિઠા જગમાં જુગદિશ. સદ. ૧ પરપંચ ટળતાંરે પિછ્યું જ્યારે પાધરૂંરે, સઘળે વ્યાપક મારોરે રામ; નેતિનેતિ શ્રુતિરે જેહેને અસ્તવેરે, તે પ્રગટ્યું સુખનું સુખધામ. સદ. ૨ તુલ્યતા ગઈરે જે મારે હતિરે, હવે કોઈ નથી નંદવાને જોગ; લેહેરને સમુદ્રરે એકરૂપ થઈ રમેરે, વગ્તુ વિશ્વમાં ભાળ્યું લોક. સદ. ૩ સુત્ર મણિરે જેમછે સુત્રમાંરે, તેમછે આતમા પંડ્ય બ્રહ્માંડ; ઠામ ન ઠાલોરે કોઈ હરીવિનારે, વેદ ભેદ બતાયો અખંડ. સદ. ૪ ચરાચરે ચૈતનરે બ્રહ્મ પુરી રહ્યોરે, અકલ અખંડ અદ્વૈત અનંત; દેવા સાહેબરે એણિ રીતે સમજતાંરે, ભ્રાંત ટળી હવેછે ભગવંત. સદ. ૫ પદ ૧૮ પદ રાગ ગોડી. અગમ ભોમ ગત ન્યારી, સંતો-ભાઈ અગમ ભોમ ગત ન્યારી; અસન માર જુગતસેં બેઠે; સો લગિ ગગનસેં તાલિ. સંતો. ૧ અજંપા જાપ જપે સુખ પાવે, સો બ્રહ્મ અગનિ પરજારી; મન પવન સેહેજે ઘર આયા, ભયાહે અચંબા. સંતો. ૨ ઉદિત ભાંણ બ્રહ્મકોટી સિંધુનિ, સુખમણ સેજ મારિ; ભઈ દેખ મગન તુરિયાપદ, નિરમલ જોત વિચારી. સંતો. ૩ નાત ભાંત કુળ વર્ણભેદ, નાહિં સત સુક્રિત યતસારી; કહત કબિર સતગુરૂ ક્રિપા તે, ભઈ અલખસે યારી. સંતો. ૪ પદ ૧. સંતો ભાઈરે સદગુરૂ ભક્તિ જાંણી, જાણી તેનેરે વખાંણિ સંતો; ફુટગયા પથરા પ્રગટ ભઈ ગંગા, હો ગયા નવખંડ પાંણિ. સંતો. ૧ એ પાંણિમેં દો પરવત ડુબે, સાગર લેર સમાંણિ; જલકી મછલિ ત્રોવર ચઢિ બેઠી, બોલત અમ્રત વાણિ. સંતો. ૨ મછલી હતી ત્યાંહાં મોતા મછલા, ગર્ભ રહ્યો વપાંણિ; એક નારીયેં દો પુરૂષ જાયા, એક સિલ દુજો જ્ઞાનિ. સંતો. ૩ એકી નારીયેં સબ જુગ ખાયા, તાસેં ફિરૂંમેં અકેલા; કહે કબિર સોઈ પદ બુજે; સોઈ ગુરૂ મેં ચેલા. સંતો. ૪ પદ ૨. અવસર બોહોત ભલો મેરે ભાઈ, મુનષા દેહ દેવતાકું દુલભ; સોઈ તન તેજો પાઈ. અવ. ૧ છાંડ કપટ વિદ્યા પરપંચ, મેલિ દેને માંન બડાઈ, માત પિતા

સ્વારથકે લોભિ, માયા, જાલ બંધાઇ. અવ. ૨ જબલગ જરા નિકટ નહિં તેરે, લે ગુરૂ જ્ઞાન ભલાઈ; સાધ સંગત મિલિ ભજો ભગવંતકું, સોઈ સકલ સુખદાઈ. અવ. ૩ કેત પોકારી ચેત નરે બહેરે, સોઇ તનતે જોગ માઈ; કહત કબિર કાયા કાચકે કુંપો, વિનસતાં વેરન લાઈ. અવસર. ૪ પદ ૩ તન ખોજો મેરે ભાઈ, સુરત ધરી તન ખોજો મેરે ભાઇ; તન ખોજ્યા વિના પરલે હોવેગી, જીવ જમરા સે જાઈ. સુરત. ૧ સાચિ કહુંતો સબ જુગમારે, જુઠ જગત તિયાઈ; કોટિક વૈદ મિલેજુ સ્વાનકું; પુંછ ન તજે ટેડાઈ. સુરત. ૨ આગે આગે પંડિત પિછે, પિછે દુનિયાં બડીબડી ઔર ચલાઈ; સબજુગ ગયા મોહી બડારે, અંદેસા ખબર કાહું કિન પાઈ. સુરત. ૩ એક દો હોયતો કઈ સમજાવું, જુગસેં કહી નહી જાઈ; કહત કબિર સમજ મન અપના, બકબક કરેરે બલાઈ. સુરત. ૪ પદ ૪

સંતો ભાઇ રામ રમે જુગ સારા, ગુરૂગમ જ્ઞાને સુરતામાં ભારિ; સો ઉતરેચા ભવ પાર. સંતો. ૧ નાદિ બાદિ ગુણિ ગવૈયા, કવિ કળા રસ કેતા; વંચક પુજક સેવક સાધક, કોય નહિ બ્રહ્મવેતા. સંતો. ૨ જગત જગતકા કૃત્ય ન દેખે, બ્રહ્મવેતા સત સોઈ; ઓર સકલ વાતનકે રસિયા, ટળે નહિ દુજા દોઇ. સંતો. ૩ પુરણ બ્રહ્મ સકલ પરિપુર્ણ સકલ ભાવ હરિ રાયા; વેતા જુગમાં કોયક આધા, વિરલા જનુનિને જાયા. સંતો. ૪ જેસે અગ્નીકાષ્ટકે સંગે, નિકસત ધુવા સોઇ; ફિટ્યા ધુવા ફેર અગ્નિ ન પાવે, કથિ કથિ ગયે સબ કોઇ. સંતો. ૫ દેહકે કૃત કલજલ તીરે, ડુબ રહ્યા જુગસારા; બ્રહ્મ દરિયામે વિરલા ઝિલે, સોઇ અખારે સો નરા. સંતો. ૬ પદ. ૫ તું તારી જાત જાણેતો, વારૂ જાત જાણ્યા વિના; જેજે કરવુ નઇ ઉગરે તે સારૂ. તુ તારિ. ૧ ધ્રુતારાથી નવ ગ્રહે, નિચ નક્ષેત્ર માલ સર્વેહેઠા; ફેરેસિ સુમાર ચક્ર પાંખડિયાં, તે પદ દિસે ઘર બેઠા. તુ તારિ. ૨ જોગ જગન જપતપ તિર્થ કરતાં; ભલો ભાવિષ આ ભવમાં; પુર્ણ પદનિ પ્રાપ્તિ પાંખે, વયો પનરને નવમાં. તુ તારી. ૩ રાજ ભ્રષ્ટ થયો કોય રાજા, પારકી વરતે વર્તે; કુળ ક્રિયાથી પાછો પડિયો, અનપદને આચરતે. તુ તારી. ૪ જો જાણતો જાણે મનવા, સકલ અર્થનો એ છેડો; અખા અંત

એણિપેરે આવે, કાલ જાલ નિમેડો. તુ તારી. ૫ પદ ૬ સંત સમાગમ કિજે સંતો ભાઈ, સંત સમાગમ કિજે; મનક્રમ વચને શુદ્ધા જુગમે, પ્રેમે માહા રસ પિજે. સંતો ભાઈ. ૧ સંત સમાગમ સંસે ભાગે, જીવપણુ ટળી જાય; માહા સુખ નિર્મળ નિજરૂપ પ્રગટે, હરી હસ્તામલ થાય. ૨ સકલ તિર્થ સદગુરૂને ચરણે, પાપ તાપ ટળી જાય; ભય ભાગે ભવ રોગનો ભારી, જો સંત સાગરમાં નાય. ૩ જો યજ્ઞ તપ નહી આવે, સદગુરૂ કેરા ચર્ણ મોહોગ્રગ જળમાં ઘણું વેતો, પામ્યો જનમને મર્ણ. ૪ કહે અખો સદગુરૂ સંગ મોટો, કોઇ અધિકારી સંત પામે; જીવપણાનું જોખમ ભાગે, લક્ષચોરાશિ દુઃખ વામે. ૫ પદ ૭ પુર્ણબ્રહ્મ અવીનાસી, નરે તુ પુર્ણબ્રહ્મ અવિનાસી. ટેક. ઘટ ઉરમાંને વિકારાદિ ઘટતે, એ થકી રેહેજે ઉદાસી. નરેતુ. ૧ કોટિ બ્રહ્માંડાધીશ નિરાકતી, તે તુ સ્વયંપ્રકાસી; અક્ષરાતિત અક્ષરનો સાક્ષી, દ્વંદપણે નવ લગાસી. નરે તુ. ૨ મુળ માયા ચિદશક્તિ, એ કારણ તે તારી છે દાસી; એવા રૂપ સનાતન વિસારી, માનિ તેં જમની ફાંસી. નરે તુ. ૩ ચારખાણ કુંડ નર્ક અઠાવિશ, ધર્મરાય ભિભાસી; માત બાલ કેને હાઉ બતાવતી, છાંનો રાખે કરી હાસી. નરે તુ. ૪ એવાતે સ્વર્ગ નર્ક સુખ દુઃખ છે. એવી તુ જાણ ચોરાસી; તારો ભાસ ફુટયો તુંજ માંહો, તુ સચ્ચિદાનંદ વિલાસી. નરે તુ. ૫ ત્રિગુણ ત્રણ ગ્રંથિ સંગ બંધ્યો, થયો ભુતલનો વાસી; માત પિતા કુલ કુટંબ સનેહી, માનીનતામાં સામી. નરે તુ. ૬ ન્યાંલગ નામ રૂપાદિક ભાશે, બારરાસી નામરાસી; રામદાસ નહી એના તુ સંગી, સદા અસંગ નિરાસી. નરે તુ. ૭ પદ ૮ રાગ બેહાગ. સોઇ પદ કોન બતાવે ગુરૂજી વિના, સોઇ પદ કોન બતાવે; પદ પહીચાંને મગન ભયે, જેનર સો ફરી ભવજલ નાવે. ગુરૂજી. ૧ ગ્રાહે નહી જપ તપ તેંસો પદ, તિર્થ વરથ નહી આવે; શુદ્ધ વિચાર સાંન સંતનકી, આપાપર બિસરાવે. ગુરૂજી. ૨ સોપદ ચાહત હરી હર, અજસો સેસ સદા જસ ગાવે; સિધ સાધક સાધે પુનિ કાયા, ગુનકે પાર નજાવે. ગુરૂજી. ૩ ચિતવત ચિત અચેત હોઇ જાવે, ચર અચર ધર કાવે; હલા બોલ પદ મધ્ય સોનારા સસ્વરૂપ દરસાવે. ગુરૂજી. ૪ પદ ૧ જ્ઞાન

કલા અતિન્યારી, સબનતે ગ્નાન કલા અતિન્યારી; જાકું નેતિનેતિ કહતહે, સુરતિ સોધરે લિના વિચારી. સબનતે. ૧ ચારૂ વેદ ચતુરદસ વિદ્યા, સોસબ રહીરે કુંવારી; ગુનકે ઓઠ રહી ઉરઉરે, અહંતા પરી મંધ્ય યારી. સબનતે. ૨ પઢે પઢાવત વેદ વ્યાકરેના ધર્મ કર્મ અ. ધિકારી; તામે ઉરઝ રહે ઉર અંતર, નાં કોઈ તોલ હમારી. સબનતે. ૩ ઓહીઅવાચ્ય અણુલિંગિ અનુભવ, જાગ્રત નિંદ્રા ટાળી; સાક્ષિ સો નારા પંચ પંચનકો, સર્વાતિત નિરધારી. સબનતે. ૪ પદ ૨ મો સરપે જાુગ ડસિયો, સંતો મો સરપે જાુગ ડસીયો; ગ્નાનિ પંડિતકું પેહેલેરે ખાયા, ઝેર ઉતારણ ધસિયા. સંતોમો. ૧ ગારડીકું આવે વિષકિ લેહેરયું, સબ દનીયાકું રિજાવે; ઘેન ભયો નર ભરમે ભુલ્યો, સગ મિલિ એક અખાડે. સંતોમો. ૨ વાપ્યો ઝેર નખસિખ માંહી, નાડ સબનકી ટુટી; ભાવ ભરોસો નૈ સદગુરૂકોતો, પકડી નસક્યો નિ- જબુટી. સંતોમો. ૩ સોહં બુટી સકલ સિરોમણ, સબકા ઝેર ઉતારે; જનક સનક સુખ દેવે પાઇ, જગત દ્રષ્ટમાં નાવે. સંતોમો. ૪ આ- તમ ગ્નાન વિના સગ ચોલે, જતી સતી તપસિ સંન્યાસી; કહે અખો તમે રામને સમરો, પદ જુવોને તપાસી. સંતોમો. ૫ પદ ૩. આનંદ કો ઘર પાયો, અબ મોય આનંદકો ઘર પાયો; જળતેં ક્રિપા ભઇ સદગુરૂકિ, નિરભે નીસાન બજાયો. અબ. ૧ કાંમ ક્રોધકિ ફુટી ગાગરીયાં, ત્રશ્નાકો નિરે બહાયો; તજી પરપંચ સકલ જાુગ જીત્યો, ગુરૂ ચરણે ચિત લાયો. અબ. ૨ પંચ તત્વકી આતન ગોદડી, સુ- મતાકો ટોપ બનાયો; હદ ઘર છોડી બેહદ ઘર આયા; ગગન મંડલ મઢ છાયો. અબ. ૩ એત દિવસ નહી જાં રૂજનિ, ત્યાંહાં મોય લા- ડ લડાયો; કહત કબીર પીયાજીકે પ્યારે, પ્યારે પિયા મન ભાગે. અબ. ૪ પદ ૪. હોત આનંદા આનંદ ભજનમે, હોત આનંદા આનંદ; બ્રષત બુંદ અમિકે બદલા, ભિંજેગા કોઈ સંત. ભજન. ૧ અગ્રભા સંત તકી નદિયા, માનુ અઢારે ગંગ; કરી અસ્નાન મગન હોઇ બેઠે, ચડત સબદકો રંગ. ભજન. ૨ પિવત સુધા રસ રેત નામ રસ. સુવત અમિકે બુંદ;રોમ હીરોમ અમૃતમે ભિંજે,પારસ પરસેઅંગ.ભજન.૩ સ્વાસા સાર રચ્યો મેરે સાયબ,જાંહાં નઈ માયા મોહંગ; કહત કબિર સુનો

બાઈ સાંત્રે, જપોને સોહંગ સોહંગ. ભજન. ૪ પદ ૫. અગમ તિરથકું ચલનાં, હે મન અગમ તિરથકું ચલના; કાયકુ દોડ કરે મન મેરા, ઓર તિરથ સબ ભ્રમના. હેમન. ૧ ગાજ બિજ પવન નહીં પાણી, વના વાદલ નિરે ઝરનાં; નિરમલ બુંદ વરસે અખંડ ધારા, સોલ જલ ધરણી નહી ગલના. હેમન. ૨ શંકરદત ગોરખનાથ સરખે, સોઇ સરોવર ઝિલનાં; ઓવર પાળ વિનાઇ નેં પાણિ વિનાઇ, બ્રહ્મ ધાટસે મિલના. હેમન. ૩ સાધોકિ સંગતે ગુરૂ પરતાપે; રેના સાયબજીકે સરને; કહત કબીર વિવેક વિચાર વિના, અસંખ જુગ અવતરેનાં. હેમન. ૪ પદ ૬. નિરગુન જરી લક્ષ આવે, જીનકુ નિરગુન જરી લક્ષ આવે; પોયણ પેડ વસે એક દાદુર, વાકો મરમ નપાવે; કમલ ફુલકો મધુકર ભોગી, સો જોજન ચલી આવે. જીન. ૧ કાજી હાથ કુરાન નવાચે, મુલા બાંગ નલાવે; વેદ છાંડકર જાય વિપ્ર, જન રાજાકું રાજ નભાવે. જીન. ૨ સમ દમ સજા ચતુષ્ટે સાધન, સપ્ત ભોમિકા જુકાવે; સ્વર્ગ લોક પાતાલ વૈકુંઠ પદ, સો સુખ જરી નહી પાવે. જીન. ૩ અડલ આસન જોગ વૃત સંજમ, સુખમાં ધ્યાન લગાવે; ખટ ઉરમિ પાખંડ છાંડકે, જોતમે જોત મીલાવે. જીન. ૪ કરવિન તાલ પખાજ વાજે, વિન રસના ગુન ગાવે; કહત કબિર એ શબ્દ અનહદહે. સમરથ ગુરૂ સમજાવે. જીન. ૫ પદ ૭. ગુરૂજી મિલે બ્રહ્મ ગ્નાની, અબ મોય ગુરૂજી મિલે બ્રહ્મ ગ્નાની; જબતેં ક્રિપા ભઈ સદગુરૂકી, ગગનમાં સુરતાં ઠેરાની. અબ. ૧ કબુદ્ધિ જરાય કરૂંમેં કજરા, ભઇ પ્રેમ રસ સ્યાની; એસો વ્રેહે જગાયો એહેની, તબ પિયાકે મન માનિ. અબ. ૨ સેજ સંધારે સમતાકો ચુરો, નરત સરત ભઈ રાનિ; શિલ સંતોષકે કંગનાં પેરે, હોરહી મસ્ત દિવાની. અબ. ૩ એસા પીયા હમ કબહુ ન દેખ્યા, સુરત દેખકે લોભાનિ; કહત કબિર પાયા ગુરૂ પુરા, તનકી તપત બુઝાનિ. અબ. ૪ પદ ૮. ધર કર્યું દરીયા માંહી, માંછલી ધર કર્યું દરિયા માંહી; છિલર જળ દો દિનકા વાસા, અંતે તું કાંહાં જાઈ. માંછલી. ૧ જાલ નહી ત્યાં ઢિમર નાંહી, નહી ધુપ અરૂ છાંઈ; અમર ઠોર મરણા નાંહીં કબહુ, ત્યાંહાં ઉતપતી પરલે નાંહી. માં-

છલી. ૨ ઘેરા જળ અતી શોભન લાગે, અંતે તાતા નાંહી; અંતકિ ઔરીયાં ફેર પીછતાયોગે, જેસિ ફુફેરી છાય. માંછલી. ૩ સબસેં બડા સબડકા ટિકા, સર્વ સુખ હેતા માંહી; કહત કબીર સુનો ભાઇ સાધુ, ગ્રહો સમૃતકી બાંઈ. માંછલી. ૪ પદ ૯. મોહન લાગત પ્યારો રાણાજી, મોહન લાગત પ્યારો; જીનકી સતાયે હાલત ચાલત, બોલત પ્રાન આધારો; જીનકી માયામેં સબ જુગ મોયો, સો નિજ પુરૂષ હે ન્યારો. રાણાજી. ૧ તુમજો કહો અરધંગા મેરિ, સોહી લગાયો મોહીકારો; કોટ્રી બ્રહ્માંડમેં બાપિ રહ્યોહે, સોઈ નિજ પુરૂષ હમારો. રાણાજી. ૨ પાટ પિતાંબર મોતનકી માલા, વાપર આગહી જારો; તિલક છાપ તુલસીકી માલા, સાધુ સંગત નિસ્તારો. રાણાજી. ૩ તુમહી જુઠે અમહી જુઠે; જુઠો રાજ પસારો; સ્ત્રિ પુરૂસકો સમંદ જુઠો, ફુટયોહે હૈયો તિહારો. રાણાજી. ૪ મિરાબાઈ કહે પ્રભુ ગિરધર નાગર, બાનાકો બરજ તિયાંરો; હરીકિ ભક્તિ વિના પલ એક વિતે, ધિક મનખા અવતારો. રાણાજી. ૫ પદ ૧૦ રાગ જંગલો. જનુની જીવારે ગોપિ ચંદનિ, પુત્રને પેરાવ્યો વેરાગજી; ઉપદેશ આપ્યો એણી પેર્યનો; લાગ્યો સંસાર આગજી. જનુની. ૧ ધન્ય ધન્ય માતા ધ્રુતણી, કહ્યાં કઠણ વચનજી; રાજ સાજ સુખ પરહરી, વેગે ચાલ્યા વનજી. જનુની. ૨ ભલોરે ત્યાગ ભરથરી તણો, તજી જેણે સોલસેં નાર્યજી; મંદીર ઝરૂખાં મેલિકરી, આસન કીધાં બાહારજી. જનુની. ૩ ઉડી ન સકે એક ઊટીયો, બહુ બોલાવ્યો બાજનજી; તેનેરે દૃષ્મિને ત્રાસ ઉપન્યો, લિધી ફકીરી છોડ્યા ફંદજી. જનુની. ૪ એવા વેરાગવંતને જાઉ વારણે, બિજા ગયા અનેકજી; ભલારે ભુંડા અવની ઉપરે, ગણતાં નાવે છેકજી. જનુની. ૫ ક્યાંહાં ગયુ કુળ રાવણ તણું, સગર સુત સાઠ હજારજી; નરેહું નાણુંરે રાજા નંદનું, સરવે સુપના વેવારજી. જનુની. ૬ એવા છત્રપતી કંઈરે ચાલી ગયા, રાજ મુકાંને રાજનજી; દેવરે દાનવ માનવ મુની, સરવે જાણો સુપનજી. જનુની. ૭ સમજીને મુકોતો સારૂં ઘણું, જરૂર મુકાવશે જમજી; નિસ્કુલાનંદ કહે નહીં મટે, સાચુ કહું સમ આઇજી. જનુની. ૮ પદ ૧ જંગલ વસાવ્યોરે જોગીયે, તજી જેણે તનડાની આશજી, વાત નવ ગમેરે આ વિશ્વની; આ-

રેપોર ઉદાસજી. જંગલ ૧ સેજ પલંગમાં પોઢતા, મંદીર ઝરૂખાં માંયજી; તેને નહીરે ત્રણ સાથરો, બેઠા તરૂ તળે છાંયજી. જંગલ. ૨ સાલ દોસાલા ઓઢતા, જીણા જરકશિ જામાજી; તેણે રાખી કંથા ગોદડી, સહે સિર સીતને ઘામજી. જંગલ. ૩ ભાવતાં ભોજન જમતા, અનેક વિધીનાં અન્નજી; તેરે માગણ લાગ્યા ટુકડા, ભિક્ષા ભુવન ભોવનજી. જંગલ. ૪ હાંજી કેહેતાં હજાર ઉઠતા, ચાલતા લશકર લાવજી; તે નરે ચાલ્યા એકલા; નહી પેંજારાં પાવજી. જંગલ. ૫ રેહેતો રાજ્ઞ રસોઇ કરૂં, જમતા જાવા જોગી રાજજી; ખિર નિપાવું ક્ષણ એકમાં, તેતો ભિક્ષાને કાજજી. જંગલ, ૬ અંન કારણ ઉભા રહે, કરિ એકની આશજી; તેરે જોગી નહી ભોગી જાણવા, અંતે થાય વિનાશજી. જંગલ. ૭ રાજ સાજ સુખ પરહરી, જેજન લેશે જોગજી; ધન્ય દારામાં તે નહી ધસે, રોગ સમ જાણે ભોગજી. જંગલ. ૮ ધન એ ત્યાગ વૈરાગને, તજી જેણે તનડાની આશજી; કુળરે તજી નીસ્કુલ થયા, તેનું કુલ અવિનાશજી. જંગલ. ૯ પદ ૨ ત્યાગ નટકેરે વૈરાગ વિના, કરે કોટી ઉપાયજી; અંતર ઊંડી ઇછા રહે, તેતો કયમે ન તજાયજી. ત્યાગ. ૧ વેસરે લીધો વૈરાગનો, દેશ રહી ગયો દુરજી; ઉપરતોરે આછો બન્યો, માંહી મોહ ભરપુરજી. ત્યાગ. ૨ કામ ક્રોધ મદ લોભનું, જ્યાંલગી મુળ નજાયજી; સંગ પ્રસંગે ઉપજે, ઇંદ્રિવિષે આકારજી. ત્યાગ. ૩ ઉશ્નરતે અવની મધ્યે, બિજ નઆ દિસે બારજી; ઘન વરસે વન પાગરે, ઇમ ઇંદ્રિવિષે વિકારજી. ત્યાગ ૪ ચમક દેખિ લોહ ચળે, ઇંદ્રિવિષે સંજોગજી; અણ ભેટનો અભાવછે, ભેટયે ભોગવશે ભોગજી. ત્યાગ. ૫ ઉપરત જેને અંતર ભજે. એમ નવ સરે અર્થજી; વંઠયો વણા શ્રમથી, અંતે કરશે અનર્થજી. ત્યાગ. ૬ ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જ્યેમ વણસ્યુ દુધજી; ગયુંરે વ્રત માંખણથી, આપે થયુંરે અશુદ્ધજી. ત્યાગ. ૭ પલમાં જોગી પલમાં ભોગીયો, પલમાં ગ્રહસ્થને ત્યાગજી; નિરકુલાનંદ કહે એનરનો, વણ સમજ્યો વૈરાગજી. ત્યાગ. ૮ પદ ૩ હું બલીહારીરે એ વૈરાગને, ઉપન્યો જેને અંગજી; ચાદ લોકજે ચતુરધા, નગમે કોયનો સંગજી. કુંભ. ૧ સુખ નઈ છેરે

સંસારનું, સમજે સુપ્ન સમાનજી; વાત ગમેરે વૈરાગની, તન સુખનો ત્યાગજી. હુંબ. ૨ દુખિ દેખિ આ દેહને, રહે રાજી મંનજી; અનરથનુંરે આ ઘરછે, જાણિ નકરે જતનજી. હુંબ. ૩ રાત દિવસ રૂદિયા માંહી, વરતે એમ વિચારજી; આહું કુંણને કહાં જાઇશ, કરૂં તેહનો નિરધારજી. હુંબ. ૪ કરૂંરે ઉપાય હવે તેહનો, ડોલિ દેસ વિદેશજી; કોયરે ઉગારે મુને કાળથી, સોપું તેને સીસજી. હુંબ. ૫ રહે આતુરતા અંતર ઘણી, દેખી દેહ અનિત્યજી; સુખ નમાને સંસારનુ, નકરે કોઇશું પ્રિતજી. હુંબ. ૬ એવા વિચાર આવ્યા વિના, નહોય તન સુખ ત્યાગજી, ઉપરનો જાગેરે જજમણો, વગુણો સરખો વૈરાગજી. હુંબ. ૭ હરી ગુરૂ દેવે દયા કરી, આપ્યો એજ વિચારજી; નિશ્કુલાનંદ કે નીસંખ થૈને, સેજે તરીયા સંસારજી. હુંબ. ૮ પદ ૪ રાગ પરજીયો. ગોવીંદ ગોવીંદ ગાઇ લેરે, જબ લગ ઘટમાં પ્રાણ; આ જુગ જુઠો જાણજે, જેવા સપન વિલાસ. ગોવીંદ. ૧ અમરત પીતાં ન કીજીયેરે, કાંઈ આળસ અંગ; કોય સમે આવી મલે, મગ હરેમાં ગંગ. ગોવીંદ. ૨ આકડે અંબ ફળ ઉતરેરે, કાંઇયે રૂડે અનાર; ઉસર સુર તરૂ જામિયું, મહા ભાગ અનુસાર. ગોવીંદ. ૩ લક્ષચોરાસી જાતનારે, ધર્યા બહુ અવતાર; દુર્લભ દેહ પામ્યો માનસી, માહા મુક્તિનુ દ્વાર. ગોવીંદ. ૪ તોહે તુ સમજ્યો નહીરે, મન મુઢ ગુમાર; પ્રિતમ પ્રભુને સંભારજે, નીત્ય વારમ વાર. ગોવીંદ. ૫ પદ ૧ રામ સુધારસ પીજીયેરે, આ અવસર સાર; ઝબકે મોતી પરોઇ લે, પછે ઘોર અંધાર. રામ. ૧ જે વાતે ઝાકળ ઝાંઝવારે, તેવા આ સંસાર; દિસેછે તે કાર્યમુ, નહી વણસતાં વાર. રામ. ૨ કાયાજ કુંપો કાચનોરે, ઠબકે ઢળી જાય; જગત ચવેણુ કાલનું, નિસવા સુર આય. રામ. ૩ માયાજ મિઠી મોહનારે, જેસી મિસરી ખાણ; જોતાં વગોયો જીવને, કીધો જુગમા ભાંડ. રામ. ૪ અંતરજામી ન ઓળખ્યોરે, સચરાચર સોય; પ્રિતમ રાખ હરી ભાવના, આવાગવન ન હોય. રામ. ૫ પદ ૨ જોને વિચારી તું જીવડારે, માથે મરણનો માર; આજ કાલ ઉઠી ચાલવું, મુકી સહુ સંસાર. જોને. ૧ સુંકરવાને આવિયોરે, સો કીધો ઉચ્ચાર; સુંસરવાલે ઉગર્યું, મન કરને વિચાર.

જોને. ૨ જેમેં ખરચ કરી દેખતારે, પડ્યા મહા જલ પાપ; કરમ કરોળિયાની જાળમાં, બંધ્યો આપે આપ. જોને. ૩ જા સરણે ગુરૂ સંતનેરે, તેથી ટળસે તાપ; ક્ષણમાં તે ખોદી નાખશે, પરવત સમ પાપ. જોને. ૪ જેમ જાણો તેમ રાખજોરે, હરી બાંનાની લાજ; પ્રિતમ પતીતને તારવા, થાવો સાવધાન આજ. જોને. ૫ પદ ૩ હરી સમરણ કર હેતમાંરે, ચિતમાં ચોત ચેત; આ અવસર ચેત્યો નહી, મુખમાં પડી રેત. હરી. ૧ કાયાનું કાંઈ ન નીપજેરે, મુકી મિથ્યા હંકાર; તનનાં તે ત્રણ વાંનાં થશે, કિટ વિટકે છાર. હરી. ૨ રહ્યા નકોય રેસે નહીરે, સશિ સુરજ વંસ; ખડ ખડ કરતાં ખપી ગયા, કહી કૌરવને કંસ. હરી. ૩ જેનો તે સુજસ સંસારમાંરે, તે નરે અમર જાણ; પ્રીતમ એમ પરમાણજે, હરી હૈયામાં આણ. હરી. ૪ પદ ૪ હેતે હરી રસ પીજીયેરે, ઉર આણિ આનંદરે; ત્રિવોધી તાપ નીવારીયે, ગુણ ગાઇયે ગોવીંદરે. હેતે. ૧ કઠણ ચોટછે કાળનીરે, મરણ મોટેરી ઘાત; એમાંથી કોઇ નવ ઉગરે, મોટા છત્રપતિ રાવરે. હેતે. ૨ જેવા ધુમાડા બાચકારે, હાથ આવે નકાંઇ; મારૂંમારૂં મિથ્યા કરે, સમજી જુવો ઘટ માંઇ. હેતે. ૩ માલિ વેડે ફુલ વાડિયોરે, કલીયો કરે વીચારરે; આજતો વારો એહનો, કાલ આપણે સીર માររે. હેતે. ૪ મરનારાને શું રૂવોરે, રોનારા નથી રેહેનાર; જનમાતે સરવે જસે, જાસે જડ નારી સોત. હેતે. ૫ ધીરો ફરે રંગ રેલમાંરે, ફરે દિવસને રાત; હું મારૂં મુકો પરૂં. ઝાલો સાધુની સાથરે. હેતે. પદ ૫ રામ સુધારસ પીજીયેરે, આવો અવસર જાય; મનષા દેહી મુધા મુલની, જેને સુરીનર ચાય. સમર સમર રૂડા રામને. ૧ કહી ડાટયા કહી બાળીયારે, દીઠા આંખે અપાર; કહિ ખાધા કાગ કુતરે, ગયો સહુ સંસાર. સમર. ૨ આજ કાલ દિન પાંચમાંરે, નહી રહે નીરધાર; ખોટો કલેવર કારમું, તેનોતે સો હંકાર. સમર. ૩ માત તાત સુત કામનીરે, પશુ ધનને ધાંમ; રેણુ સંબંધે આવી મલ્યું, તારે નહી આવે કામ. સમર. ૪ સ્વારથનું સર્વે કોયછેરે, તારાં ભગની ભ્રાત; સાચુ નથી ત્રણ કાલમાં, તારૂં જુઠુંછે નાત. સમર. ૫ પતિત પાવન નાંમછેરે; જાણે શંકર શેષ; આસારામ

રાખ ઉરમાં, તારો સોભસે વેસ, સમર. ૬ પદ ૬ અચેત સું ઉધી-રહ્યોરે, ભુંડા જાગીને જોય; ધારણ પડયું મોહ જાળનું, તેમાં સુખે સું સોય. સમર બ્રહ્માંડ પતી રામને. ૧ કરમ કરોલીયાની જાળમાં બાંધ્યો બેવડ બંધ; છલ વિદ્યા છુટે નહી, રચે કોટીક ફંડ. સમર. ૨ જોબન એળે વહી ગયુંરે, થયું જરાનું જોર; ફાંજો છુટી જમ દુતની, તેનિ ઘાતછે ઘોર. સમર. ૩ મારૂં મારૂં કરતાં મુવારે, રહ્યું માયામાં મન; ભુત થયા ભુલોકમાં, સોષે પારકાં તંન. સમર. ૪ રાત દિવસ રહ્યા કુટતારે, તોયે ભાગી ન ભુખ; વહ્યા ગયા દુખ પુરમાં, કદિ પામ્યા ન સુખ. સમર. ૫ કાયા ચવેણુ કાળનુંરે, બાધા કાટયા ન કોટ; આસારામ ત્રિલોકમાં; માથે મરણની ચોટ. સમર. ૬ પદ ૭ જોને વિચારી તું જીવડારે, તારી કાયા અનિત્ય; નિત્ય હરી રસ પીજીયે, થાસે જુગમાં જીત્ય. સમર અખિલ પતિ ઇસને. ૧ માના ઉદરમાં સુ બોલીયોરે, કુટ મુઢ ગમાર; ધિખ જનેતાની કુખને, સાંને મારીતે ભાર. સમર. ૨ જાણ્યા નહીં જુગદિસનેરે, પુજે ભૈરવ ભુત; જનમ વગોયો જીવમાં, થયા પુત્ર કપુત. સમર. ૩ મારાં ભાવન મારી ભાંમનીરે, મારા સુત્ર પરીવાર; પુંઠે ફરે મુખ જોઇને, ધિકધીક અવતાર. સમર. ૪ સેઠ પટેલ સોભા ધણીરે, મોટા મણીધર ભુપ, સંચી કરમની કોઠીયો, પડયો ભવ અંધ કુપ. સમર. ૫ કાલ ચકર માથે ફરેરે, તારો આવ્યો છે અંત; આસારામ શુદ્ધ ભાવસું, સેવા હરી ગુરૂ સંત. સમર. ૬ રાગ ગરબી. તમે ભજોને પુરણ બ્રહ્મ, તમે રેજો રૂડી રીતમારે; એવા ગાવા હરીના ગુણ, ગુરૂને સેવજ્યો પુરણ પ્રિતમારે. ૧ આ જુઠું બોલેછે જીભ, તેને વશ કરીને રાખ-જોરે; આગળ પડશે જેનું કામ, તેને સવેલા સંભારજોરે. ૨ આ ભવમાં એવા ભોગ ભાલા, નોયતે તમો ભાલજોરે; તમે જાગજ્યો માઝમ રાત્ય, પુરણ વ્રત હરીનાં પાળજ્યોરે. ૩ તમે રાખજ્યો ભક્તિ ભાવ, તારે પામશો પુરણ બ્રહ્મનેરે; તમે તજજ્યો મોહ વિકાર, ક-રજ્યો નાશ નીશ્ચે કર્મનોરે. ૪ તમે કાં દેતા નથી દાન, પછે કેને કાજે કામશોરે; એવા માયાનો મોહ જાળ, પ્રભુને કેમ કરીને પામશોરે. ૫ આ સ્વપ્ન છે સંસાર, તેતો જાગ્યા પછે જાણશોરે; તારા હૈયામાં

રેહેશે હામ, આતમ રૂપ રૂડેમાં આણજોરે. ૬ તારા ઘટમાં છેરે ગુમાન, તેના જોરમાં નથી જાણતોરે; તારે વાગશે ઢોલા ઢોલ, હરીને હજે નથી આણતોરે, ૭
તું માન્ય કહ્યું માહામુઢ, પછે આણીશ હૈએ ઓરતોરે; તુ કરેછે કુડાંકામ, રૂડિ વસ્તુ કાં નથો વોરતોરે. ૮ તારે જાવું એકા એક, સાથે વોળાવો લેજો શિવનેરે. તમે જપો અજંપાજાપ, આગળ જોખો ન થાય જીવનેરે.૯ જ્યારે ટાળ્યા ત્રીગુણના તાપ, ટાઢું થયું મારા તનમાંરે. મુળદાસ કહે પરીબ્રહ્મ અખંડ, રેજો મારા મનમારે. ૧૦
પદ ૧ એવો કરવો શુદ્ધ વિચાર, જાય જીવપણું એવુરે. આભજવા પુરણબ્રહ્મ નિત્યે ઉરમાં એવું આણવુંરે. ૧ આ મેલવું મિથ્યા માન બેઠો ઘેન માયાના ઘટમાંરે, તારે જાવુંછેરે જરૂર આગળ વિઘન છે બહુ વાટ્યમાંરે. ૨ તારે અંગેછે આવરણ એહ, વચે ભાવ વાધ્યોછે વેપનોરે. એતો સમઝવીછે સાન, માથે ભાર ચડ્યોછે ભેખનોરે. ૩ આજીવ માયાને વશ પડ્યો કરમચોરાશિ કાળમાંરે, પ્રભુ ભજવાનો પરવાર. ન આવે જુઠા તે જંજાળમાંરે. ૪ જેનાંછે પાછલાં પુરણ પાપ, તેને ભક્તિતે નથી ભાવતીરે. તેને આડુંછે અજ્ઞાન ઉત્તમ બુધિ નથી આવતીરે. ૫ મનમાં હરખને વળી શોક, એતો સહુને હૈએ એ શુળછેરે, ઉઠે વીષેત્રશાના તરંગ, તેતો અનર્થ કેરૂં મુળછેરે. ૬ પડો પ્રકૃતીના પંડ્યમાંય નથી જડતો મારગ જોગનોરે. તેને વાધ્યો કોટી વિકાર તારા રૂદયા માંહિ રોગનોરે. ૭ તુને ભેટે બ્રહ્મ વેતાસંત તારે તારે ભવે વારથીરે. બીજો અન્ય નથી ઉપાય છુટ્યાનો તે આ સંસારથીરે. ૮ તુંતો કરજે સંતની સેવ અનુભવી ગુરૂને આરાધજેરે. તુને દલમાં મલશે દેવ, ગુરૂ શબ્દે સાધન સાધજેરે. ૯ તમે પામશો પુરણ ધામ, મિથ્યા પરપંચ મનના મેટતારે. મુલદાસ કહે મહા રોગ, હવે ભાગ્યો સદગુરૂ ભેટતાંરે. ૧૦
પદ ૨ તમે જપોનથી જુગદીશ, તારૂં ધન્યને જોબન જાયછેરે. તમે ઓળખો આતમ ઈશ, માયા વારેવારે વાયછેરે. ૧ ત્યારે થાયછે મોટી હાણ, પ્રભુ ભજા વિના પાંપલાંરે. તારે પુત્રને પરીવાર, એતો લાગ્યા સર્વે ટાંપલાંરે. ૨ તું જાય તેને શું જોશ રોતાં દખિને એ રાનમાંરે.

તું જાગીને જોએ જીવ ઘેલા, શું રે રહ્યો ગુમાનમાંરે. ૩ આજ કાલ્ય કરંતાં જાય એતો, વાતુનોછે વાયદોરે. તુને કાસ્યમો લેશે કાળતારે, ફોગટમાં શો ફાયદોરે. ૪ તુને હરિ ભજતાં લાગે લાજ, તેંતો ધારેણ મેલી ધર્મનીરે. તારે પ્રગટ્યાં પુરણ પાપ, તેણે કાય ચડીછે કર્મનીરે. ૫ તુંને કામ ક્રોધને લોભ, એતો લુંટે વેરિ વાટમાંરે. તુંને વિત્યાં વરશ પચાસ, તારૂ નિમિત ગયું નિશરિરે. તારે ત્રિવિધી ઉદરેચ તાપ તેણે, વાત ગયોછું વિસરિરે. ૭ તારે કાળા ટળિને કેશ ઉપરેચ ધોળા બિજા આવશેરે; તુંને જરા દેશે દુખ, તેદિ ભોજન તે કયમ ભાવશેરે. ૮ તમે જપોને નરે નારેચ, હેતે હરિને હુલાવજોરે: મુલદાસ કહે માહારાજ ભુદર ભલા મુને ભાવજોરે. ૯ પદ ૩ તુંતો આપેછું આતમરામ, હીંડેછે ખબરેચ વિના ખોળતોરે; મૃગ ભુલ્યો માયાની જાળ, હીંડે ઝાંઝવાનાં નીર ઝીલતોરે. ૧ તેમાં કેની ન છીપે તર્ષ, એવી અવીદ્યા રૂપી રાત્યછેરે; તેમાં જાગશે જન કોય, એવી ભુલવણીની ભાત્યછેરે. ૨ તારે મોહ રૂપી મંદિર માંઈ. પાખંડ પલંગ પોઢતારે; તારે અવિદ્યા સ્ત્રીનો સંગ, ઉપરેચ લોભ પછેડી ઓઢતારે. ૩ ભીડ્યાં કબુદ્ધિનાં કમાડ, આડી ભોગલ ભીડી ભ્રમનારે; જેને વાલી વિષેની વાત તેનાં ચક્ષુ ન ટળે ચર્મનારે. ૪ તારે પંચશું ઝાઝી પ્રીત, એતો પાણીનો પરપોટડોરે; તેતો ક્ષણુંમાં જાશે છુટી; જાણી ગોલાં હંદો ગોઠડોરે. ૫ તારે વીધી નિષે ધર્મ વાર, તેમાં મનહેરાણું માનમારે; કેડે કુડ રૂપી કુટંબ તુને ગળવા નેદે જ્ઞાન માંરે. ૬ જેણે સોધ્યો મુળવિચાર, તેને દ્વૈત ટળ્યુંછે ધ્યાનમાંરે; મુરખને માથા કુટ્ય, ચતુર હોયતે સમજે સાનમારે. ૭ આદ્ય અંત્યને મધ્ય એક, જોતાં જાત્ય ન જડે જીવનિરે; મુલદાસ કહે મહામર્મ, સમશ્યા સમઝી લેજો શીવનીરે. ૮

પદ ૪ પુરણ પદ પરમાતમા જગદેવ હરિ, અવિચલ સત્ય સ્વરૂપ વ્યાપિક વસ્તુખરી. ૧ જડ ચેતન કેહેને કહુ જગદેવ હરી, સ્થુલ સુક્ષ્મ કહેવા માત્ર વ્યાપિક વસ્તુ ખરી. ૨ કારજ કારણ એ કલપના જગદેવ હરિ, સર્વે વસ્તુ એક નિરમત; વ્યાપિક. ૩ પંચ ભુત પ્રગટ દિસે જગદેવ હરિ, જેમ જલ સિંધુ તરંગ; વ્યાપિ. ૪ તોલન માપ પુ-

રણ પોતે જગદેવ હરિ, તે ઘટે ન વધે રંચ; બાપિ. ૫ આ રૂપ સર્વે રામના જગદેવ હરિ,પિંડ બ્રહ્માંડ ત્રણ સમાન, બાપિ. ૭ સચરાચર સમરસ પોતે હરિ, એતો અખંડ મંડલ અદ્વૈત. બાપિ. ૮ ચોદ બોાનતો ઝળ હળ જગદેવ હરિ, એતો અદ્વૈત અખલિદ બ્રહ્મ. બાપિ. ૯ આવુ ઠામ ઠાલો નહિં જગદેવ હરિ, ત્યાંહાં કર્મ ન લાગે કાલ. બાપિ. ૧૦ વ્રજ બાપિક વસુધા જાણજો જગદેવ હરિ, વંદ્રાવન બાર અઢાર. બાપિ. ૧૧ દેહ દેહ રાધામાધવ જગદેવ હરિ, ગોપિ ગોવાલ નરને નાર. બાપિ. ૧૨ દશો દશા ગોકુલ થયું જગદેવ હરિ, સર્વેગિરો ગોવરધન. બાપિ. ૧૩ જ્યાંહાં જોવું ત્યાં દ્વારકા જગદેવ હરિ, સર્વે સ્થુલ કાસિ કેદાર. બાપિ. ૧૪ ગયા શ્રાધ કેહેનુ કરૂં જગદેવ હરિ, સર્વે પુર્વજ પામ્યા પાર. બાપિ. ૧૫ ઘર આંગણ ગંગા વહે જગદેવ હરિ, ત્યાં પ્રગટ પસરચો પ્રાગ. બાપિ. ૧૬ નિત ત્રવેણી ઘરમાં વહે જગદેવ હરિ, ત્યાં નિસદીન નાનેમાઘ. બાપિ. ૧૭ સાધન તે હવે સું કરૂં જગદેવ હરિ, મન ઉપનો દ્રઢ વિસવાસ, બાપિ. ૧૮ બુધ્ય વાણિ સમી વાસના જગદેવ હરિ, મન પામ્યું અતિ ઉલ્હાશ. બાપિ. ૧૯ કલ્પિત કાશલ ટલિ ગઈ જગદેવ હરિ, મન ઉપન્યો દ્રઢ વૈરાગ. બાપિ. ૨૦ જેને મહાવાયકનિ ગતિ લહિ જગદેવ હરિ, તે કેનું કહ્યું ન સુંણસે કાન. બાપિ. ૨૧ માહાદસા અબધુત તણિ જગદેવ હરિ, માહારંગ તણો અતિરંગ. બાપિ. ૨૨ એ અનુભવ એહ થકિ જગદેવ હરિ, તેનું મોહ ન પામે મન. બાપિ. ૨૩ જન ગોપાલ ઘેલો થયો જગદેવ હરિ, માહાવાયક વેદ વચન. બાપિ. ૨૪ પદ ૫ વારી જાવુંરે રંગ બજાણિયારે, ભલો ભજાયો બ્રહ્મ ભેખ; સ્થાવર જંગમ જોતા જુજવારે; માંઈ વરતું ગતે એક વારીજાવુંરે રંગ બજાણિયારે. ટેક. પ્રથમા પડદો માયાનો કરચોરે, માંઈ ભેલવ્યા ત્રિપંચ ભુત; આઠે આવ્રણ પેરચાં ઓપતાં, ધર્યુંલક્ષ ચોરાસિ રૂપ. વારિ. ૧ ચારખાણથિ પુતલા પ્રગટ્યાંરે, પછે થઈ રહ્યા અહંમેવ; આપુ ભુલિ કહે હું જીવછુરે, પછે પુજવાં દેરાંદેવ. વારિ. ૨ સાત સિંધુક જેના નિરનારે, મોટા રેંટ ફરે વાયુંવેગ; નવસેં નવાણુંનિ કુંકરિરે, માંઈ વિલશ્યો માલિમેઘ. વારિ. ૩ સંસાર સરદર

ખુસોયામણિરે, એમ અજ્ઞાનિને કુપ; હુંને મારૂં કહે જેમ જાચનારે, એમ ભરમે ભુલ્યાં ભુપ. વારિ. ૪ આકાશ ઘર રચ્યું વણ થંભનુંરે, માંઈ ચીતર્યા ચૌદ માળ; વિશ્વરૂપે થયોછું વિઠલારે, તારી ભણ્યા ન જાણે ભાગ. વારી. ૫ માનુ ભાવતે બ્રહ્મા ડેરાવીયારે, વેદ સાસ્ત્ર પુરવા સાખ્ય; બોલતાં બિક જણાવે બહુનીરે, એમ જીવ પડયા જમ પાસ. વારી. ૬ ચારે જુગની રૂડી રજનીરે, માંહી દીવા સસીને સુર; ખટ માર્ગે ખેલ મચાવિયોરે,જોતા જુગલ તુ ભરપુર. વારી. ૭ તારા રંગના ઢંગ ત્રિ લોકમાંરે. નથી નંદવા ઠાલો ઠામ; અખો હારીને લવતો રહ્યોરે, હવે જ્યાં જોવું ત્યાં રામ. વારી. ૮ પદ ૬ હે અણભાગી માયા ઘેન તજીને જોને જાગી, મમતા ત્યાગી સહજ આનંદ લગનમાં રેને લાગી. ટેક. હરે ધન્ય ધામને યા ઘરની નારીરે, તે અશત પણું ઉરમાં ધારી; જેમ રવી કરણે કલપ્યું વારી. હે અણ. ૧ હરે કર્ય પ્રિત કરી પાલણ જેનુ. નવ્ય દિઠું દેહ અમર કેહેનું; હરે તુ સ્થુલ ગમાન કરે તેનું. હે અણ. ૨ હરે ખોટા સંસારના સુખમાં મોયો, નીજ ધર્મ વિચારી નવ જોયો; નરે દેહ ધરીને એળે ખોયો. હે અણ. ૩ હરે સત સંગત્ય માહા નિધ માં નૈયે, ગુણ રૂપ વિશ્વમાં નવ્ય ધૈયે; રઘુનંદન ગુરૂ ચરણે રૈયે. હે અણ. ૪ પદ ૭ ગુરૂ સરણે ધરી, સાધન સાર વિચાર કરો મન ધારો; અભીમાન ધરી, મનસા જનમ હીરો શામાટે હાર્યો. ટેક. દેહાદિક સકલ અસત કૈયે, સચ્ચિદાનંદ સત પણે ગ્રહીયે; એમ વસ્તુ વિવેક કરીને લૈયે. ગુરૂ. ૧ ખોટુ સુખ વિષે તણુ જેવું, પણ બ્રહ્માદિકને છે તેવું; તેમાટે આતમ સુખ લેવું. ગુરૂ.૨ મનમાં મોરલી ધરને ધરીયે, રેસનાયે રામ રટણ કરીયે; શુભ કર્મ કરી ફળ પરહરીયે. ગુરૂ. ૩ ગુરૂ જ્ઞાન થકી સંસે નાસે, સાધનથી ચપળપણુ જાસે; રઘુનંદન રૂપ પ્રગટ થાશે. ગુરૂ. ૪ પદ ૮ હવે પ્રગટ થયું રૂપ અખંડાનંદ નીજ આતમ કેરૂં, નવ્ય જાય કહ્યું લક્ષ કરીને લેવું કારણ મેરૂં. ટેક. અંતરનું મલીનપણુ ધોયું, અતિ નીર્મલ નીજ પદમાં જોયું; તારે સેહેજે જીવપણુ ખોયું. હવે, ૧ જોરું અનુભવ ઉદ્યોત ધરી, અંગ જ્ઞાન તિમરનો નાશ કરી; તારે નીરખ્યા નીજ-

પદ માંય હરી. હવે. ૨ કારજમાં અનવે રૂપ થયું, કારણ તેથિ વિત્રે કર્યું; તારે તત્વઅસી પદથી જે લહ્યું. ૩ સે નિર્ગુણ પણ નિગમે કળીયો, અણ સંગીને જુગમાં મળીયે; રઘુનંદ જોતા હું ટળીયો. હવે. ૪ પદ ૯ હુંપદ ગલતા કારજને કારણ નવ્ય દિસે કાંઇ. ત્વંપદ ટલતા તત્ પદને ભુલીને અસીપદ જોઇ. ટેક. નૈ નામ રૂપને રંગપણું, નૈ લાભ ખોટને અલ્પ ઘણું; નૈ થાતક તિમરને તેજ પણું હુંપદ. ૧ નૈ ગ્નાન ગ્નેયને બુદ્ધ મદા, નૈ વરણ આશ્રમને જાત ફંદા; નૈ ઉડગણ દિનકરને ચંદા. હુંપદ. ૨ નૈ પાપ પુન્ય ન વિશ્વ મતા, નૈ સ્વર્ગની વાશના નર્ક ગતી; નૈ નીર્ગુણ સિર્ગુણ વેવાદ રતી. હુંપદ. ૩ ઉપનિષદ લક્ષ અવાચ્ય કહે, પદ ગુરૂ કિ્રપાયે શિસ લહે; એમ સમજી રઘુનંદન મુન રહે. હુંપદ. ૪ પદ ૧૦ ફુદડી ચિત ચોટામાં રમીયે કે, ચિતના ચિતવન ત્યાં શમીયેરે; તન કષ્ટ ઠાલો સીદ દમીયેરે. ટેક. ૧ અષાડે આશ થઇ જુઠીકે, વૃહે મારા અંગો અંગમાં ઉઠીકે; પેઉજી જોઉ આગળ તે પુઠેરે. ફુદ. ૨ શ્રાવણ સમણામાં પેઉ ખોવુકે, તેહની કલપના કરીને રોઉકે; ઉભા ઘેર જાગીને જોવુંરે. ફુદ. ૩ ભાદરવે ભવ વક્ષાં લુખી, ગયો રસ વિશે ઇંદ્રનો સુકી; હુંતો બ્રહ્માનંદ વરની ભુખીરે. ફુદ. ૪ આસોયે આશ પૂરી ઘરમાંકે, કર મારો પેઉજીના કરમાંકે; કર મુકી પ્રગટ થયો ઉરમાંરે. ફુદ. ૫ કારતકે કતવ થયાં જુડાંકે, સાધન કરવા સર્વ ભુડ્યાંકે; આનંદ અનુભવ જલ ઉડ્યારે. ફુદ. ૬ માગશરે મારગ ભવ ટલીયોકે, કંથ મને પુરણ બ્રહ્મ મલીયોકે; મલતાંમાં વાસના લીંગ ગલીયોરે. ફુદ. ૭ પોશે પોત પેઉનો દીઠોકે, એ રસ અમૃત થકી મિઠોકે; સમ રસ સરખો ઉપરચ હેઠોરે. ફુદ. ૮ માહે માત્યમ એનો પામીકે, મલ્યો બહુ નામ તણો નામીકે; વિશ્વમાં વ્યાપિક મારો સ્વામીરે. ફુદ. ૯ ફાગણે ફાગ પીઉથી ખેલુકે, બ્રહ્માનંદ સુખ નહીં મેલુકે; અવસર આવ્યો આ છેલોરે. ફુદ. ૧૦ ચૈતરે ચીદ ઠામો ઠામીકે, ભાસો મને ઉર અંતરજામીકે; પીયા તુને જોતામાં હુ વામીરે. ફુદ. ૧૧ વૈશાકે વેસ ધર્યાં માયાકે, માયામાં સચરાચર કાયાકે; બહુ મારા સ્વામીની છાયારે. ફુદ. ૧૨ જેઠે જ્યેષ્ટપણો એનોકે, એથકી ઉપજે તે નાનોકે;

આજ મને અનુભવ થયો તેનોરે. ફુદ. ૧૩ ફુંદડી બુધીબાઇ રમતીકે, રમીરમી નીજ સુખમાં સમતીકે; મોટામોટા મુનીવરને ગમતીરે. ફુદ. ૧૪ ફુદડીતો બાર માસ રમીયેકે, રામદાસના સ્વામીને નમીયેકે; નમી તેના સ્વરૂપમાં સમાયેરે. ફુદડી ચિદ ચૌટામાં રમીયે. ૧૫ પદ ૧૧ અગનાની જન અનકોશ માંહે શું કરવા હું માને, તું નહીં એ તન મનનો પેરે કશા માટે નવ્ય જાણે. અગ. ૧ તારો અનમય કોશ પંચ પડી જાશે, ફરી પડીને અગ્નિમાં બળી જાશે; તુ પડે નાબળે અવન્યાસી. અગ. ૨ તારા નાસપણે તું નવ્ય નાસે, તું આરતી નાસ્તેનો પ્રકાશી; એહેવો હ્રાણ્યા લેને તપાસી. અગ. ૩ તને મન બુધિ ચિત અહંકાર મળ્યો, તે મેં ત્વંપદ થઇ માયામાં કલ્યો; તારો જીવપણો કદી ન ટલ્યો, અગ. ૪ તુ બાંધ્યા ભાસે જીવ રેહો, માહી વિશ્વ તે જસ પ્રાપ્ત થયો; તે કુટસ્થ સાક્ષીને નવ્ય લહ્યો. અગ. ૫ તુ ચૈતન જડ સરખો ભાસે, ચિદાભાસ બુધીને અધ્યાસે; સૌ પરપંચને તુ પરકાસે. અગ. ૬ તારી જાગ્રત ભાસ નીસે ફુરતી, માંહે કરતા ક્રિયા કમ વ્રતી; એ જગદાકારનો રૂપ ધરતી. અગ. ૭ તુ મહ માયનો છે સાક્ષી, તારે આધારે સૃષ્ટી આખી; એહેવો ઉપનીસદ કેહેછે ભાખી. અગ. ૮ તારા જોયા સરખો રામ નથી, એનો અનુભવમાં ઉમાન કથી; રામદાસની તે માંહેથી થાકી મતી. અગ. ૯ પદ ૧૨ અગનાની જીવ સીવ સનાતન રૂપ થૈ જો ન તારો, શાને ભમે સદૈવ દેવ દયા નીધ તુજમાં દે હુંકારો. ટેક. ૧ જોને સંઘાતનો પ્રકાશી હરી. એ સંગાત તનમાં અવિદ્યા ભરી; થયો જીવ મલીન અહંકાર કરી. અગ. ૨ તુ અહં મમતા લિયે અહંકારી, પછે ભાગ ભોક્તા થયો સંસારી; થયો વાધ્ર અજાં સંગ ત્રણ અહારી. અગ. ૩ જોને ત્રીગુણમાં સહુ તન ધારા, માને અંન કોશમાં નરે નારી; એ અનંત જુગ ભુલવણી તારી, અગ. ૪ ક્યાં રાગી ત્યાગી બ્રહ્મચારી, એ કલપીત ભરમ વીના બિચારી; તું શામાટે મનખો હારી. અગ. ૫ જેણે વિન ઇછા જુગ વિસ્તારી, તેની પરાત પરછે પથારી; એને ઓળખો આપે નિરતારી. અગ. ૬ તું બ્રહ્મ સનાતન સુખકારી, થા જાણવાજોગ અધીકારી; ચડે મહારસનો તને ખુમારી, અગ. ૭ તારો મહિમા નીગમ કહે ભારી,

પણ તુ તુજને ગયો વિસારી; થયો ભુપ સપનવસ ભિખારી. અગ. ૮ હરી નાવે જંતર તંતરમાં, છે સાક્ષી ગુરૂના મંતરમાં; રામદાસનો સદગુરૂ અંતરમાં અ. ૯ પદ ૧૩ કરચ પ્રભુ સંગાથે દ્રઢ પ્રીતડીજો, મરી જાવું મેલી ધન માલ અંતકાળે સગું નહીં કોયનુંજો; સંસ્કારે સંબંધિ સૌ મલ્યુંજો, એતો જુઠું માયાકેરૂં જાળ. અંત. ૧ મારૂં મારૂં કરી ધન મેળવ્યુંજો, તેમાં તારૂં નથી તલભાર. અંત. સુખસ્વપ્ના જેવું સંસારનુંજો, તેને જાતાં નહીં લાગે વાર. અંત. ૨ રેહેવું મોટા પુરૂષને આસરેજો, તારા ટળશે ત્રિવિધીના તાપ. અં. માટે સરણે જા સાચા સંતનેજો, બળે પુરવ જનમ કેરાં પાપ. અંત. ૩ એવું સમજીને ભગવંતનેજો, સુખકારી સદા ઘનશ્યામ. અંત. દેવાનંદનો વાલો દુઃખ કાપશેજો, મનવાંછિત પુરણ કામ. અંત. ૪ પદ ૧૪ મળ્યો માણસનો દેહ ચીંતામણીજો, તારા મનમાંછે રોગ અસાધ, નથી લેતો નારાયણ નામનેજો; માથે મરણ જનમ મોટું દુખછેજો, તારા અંતરમાં પ્રભુને આરાધ્ય. નથી. ૧ ઘણો રાખેછે વેહેવાર સંસારમાંજો, કરે સગાં કુટુંબીનું કામ. નથી. હેત કરતો નથી હરીદાસથીજો, હૈયાફુટા તું લુણ હરામ. નથી. ૨ પરનારી સંગાથે કરી પ્રીતડીજો, તારો એળે ગયો અવતાર. નથી. બહુ નામીની બીક નથી રાખતોજો, આખરે થઈશ તું ખવાર. નથી. ૩ અતિ કઠણ વેળાછે અંતકાળનીજો, પછે થાશે તુને પસ્તાવ. નથી. દેવાનંદની સીખામણ માનજેજો, તારા અંતરમાં આણીને ઉછાવ. નથી ૪ પદ ૧૫ તારા મનમાં જાણે જે મરવું નથી, એવું નિશ્ચે કર્યું નિરધાર; તેમાં ભુલી ગયો ભગવાનનેજો. ધન દોલત નારીને ઘણા દિકરાજો, એતીવાડી ઘોડાને ઘરબાર. તેમાં. ૧ મેહેલ મંદીર ઝરૂખાને જાળીયાંજો, સુખકારી સોનેરી સેજ. તેમાં. ગાદિ તકીયાને ગાલમસુરીયાંજો, અતિ આડ્ય કરેછે તુને એજ. તેમાં. ૨ નીચું કાંધ કરીને નમતો નથીજો, એવું સાધુ સંગાથે અભિમાન. તેમાં. મરમાલી મોહનજીની મુરતીજો, તેની સાથે ન લાગેલ તાન. તેમાં. ૩ પાપ પુરવજનમનાં પ્રગટ્યાં, તારી મતી મલિન થઈ મંદ. તેમાં. દેવા નંદનોવાહાલો ગયા વીસરીજો, તારે પડ્યો ગળે જમફંદ. તેમાં. ૪ પદ ૧૬ તારે માથે નગારાં વાગે

મોતનાંજો, નથી એક ઘડીનો નિરધાર; તોય જાણ્યા નહીં જુગદીશ-નેજો. મોટા મેલીને માલ મરી ગયાજો, તેને ન લાગી વાર. તોય. ૧ તારૂં જોબન ગયું જખમારતુંજો, માથે કાળા મટી ગયા કેશ. તોય. અંતકાળે લેવા જમ આવીયાજો, તેનો ભાળ્યો ભયંકર વેશ. તોય. ૨ એમ કોટિ વીંછી કેરી વેદનાજો, દુઃખ પામ્યો તું દેવના ચોર. તોય. સગુંસ્વારથી મળ્યું સૌ લુંટવાજો; તેનું જરા ન ચાલ્યું જોર. તોય, ૩ જીભ ટુંકી થઇને ટુટી નાડીયોજો, થયું દેહ તજ્યાનું તતકાળ. તોય. દેવાનંદ કહે ન જાણ્યા મારા નાથનેજો, મળ્યો મનુષનો દેહ વિસાળ. તોય. ૪ પદ ૧૭ ગરબી. હો પ્રાણીરે ચેતીને ચાલોતો અવસર છે ભલો; હે પ્રાણીરે કાયાને માયાનો મુકી દે તલો. ૧ હો પ્રાણિરે પરપંચ મુકી સાચપણું ઉર આણજો, હો પ્રાણિરે જગત તમાસો જુઠો ફરિને જાણજો. ૨ હો પ્રાણિરે માયાની ભુલવણીમાં ભુલેશમાં; હો પ્રાણિરે મિથ્યા સુખ દેખિને મન ફુલેશમાં. ૩ હો પ્રાણિરે રખે વળગતો સુપ્નતણા વેહેવારમાં; હો પ્રાણિરે લુંટાઇશમાં લોકડીયાંની લાજમાં. ૪ હો પ્રાણિરે રસીયાજીનું રૂપ રૂદેમાં રાખજે, હો પ્રાણિરે પ્રેમ સુધારસ પ્રેમશું કરીને ચાખજે. ૫ હો પ્રાણીરે પ્રીતમના સ્વામિને પલ ન વિસારીયે, હો પ્રાણિરે ભજન કરીને આપણો જનમ સુધારીએ, ૬ પદ ૧૮ ચિત ચેતોરે દેહ ધરીને નામ હરીનું લીજીયે, ચિત ચેતોરે પ્રેમસુ પરમારથ કોઇ એક કિજીયે. ૧ ચીત ચેતોરે આવો અવસર ફરી ફરીને નહી મળે, ચીત ચેતોરે જોજાણોતો જનમ મરણ દુખડાં ટળે. ૨ ચીત ચેતોરે ઇંદ્ર જાળમાં સુઢ રહ્યો શું મોઇને, ચિત ચતોરે બાજીગર બહુ નામી લેજો જોઇને. ૩ ચિત ચેતોરે એક કળે કરી બાંધ્યો સહુ સંસારને, ચીત ચેતોરે ઉર અંતરમાં ઓળખો જુગદાધારને. ૪ ચિત ચેતોરે રાગ દ્વેષ કાંઇ રૂદિયામાં નવ લાવિયે, ચિત ચેતોરે કોઇ પ્રાણીને પીડા નવ ઉપજાવીયે. ૫ ચિત ચેતોરે મિથ્યા મૃગજળ લહેર તણી તૃશ્ના તજો, ચિત ચેતોરે પ્રિતમના સ્વામીને શુદ્ધ ભાવે ભજો. પદ ૧૯ દુખ ટળશેરે દયા દિનતા કાંઇક રૂદેમાંરે રાખજે, દુખ ટળશેરે કલેશનો કુટારો કાઢી નાંખજે. ૧ દુખ ટળશેરે સ્વાસો સ્વાસ સમરણ કરજે

સામનું, દુખ ટળશેરે રસણાયે રટણ કરજે આતમરામનું. ૨ દુખ ટળશેરે આશા તૃશ્ના લોભ ઇરષા ત્યાગજે, દુખ ટળશેરે પરમેશ્વરની ભક્તિ ભવોભવ માગજે. ૩ દુખ ટળશેરે જીભ્યાએ જાણી જુઠું ન બોલીયે, દુખ ટળશેરે દુરીજન વચન સુણી દલમાં નવ ડોલીયે. ૪ દુખ ટળશેરે દિન રજની રહીયે રસીયાના રંગમાં, દુખ ટળશેરે આવરદા પુરો કરીયે સત સંગમાં. ૫ દુખ ટળશેરે એક હરીવિના અન્ય પદારથ સહુ તજો, દુખ ટળશેરે પ્રિતમના સ્વામીને સુદ્ધ ભાવે ભજો. ૬ પદ ૨૦ પુન્ય કરજોરે પુન્યવિના પ્રભુ પ્રેમ સનેહી કેમ પામીયે, પુન્ય કરજોરે પુન્યવિના સંસાર સંકટ કેમ વામીયે. ૧ પુન્ય કરજોરે શિલવિના અશનાન કરે હરી નહી મળે, પુન્ય કરજોરે આકું ઉછેરી અંબ કોહો ક્યાંથી ફળે. ૨ પુન્ય કરજોરે મન મોદક ખાયે ક્ષુધા ભાગે નહી, પુન્ય કરજોરે બાવળીયે બિજોરાં કાંઇ લાગે નહી. ૩ પુન્ય કરજોરે વાવ્યાવિના લણવાના લાલચ શિ કરે, પુન્ય કરજોરે કથીરથી કંચનનું કારજ નહી સરે. ૪ પુન્ય કરજોરે સ્વર્ગ તણું સુખ આવીને સેહેજે મળે, પુન્ય કરજોરે દેવતણી પંક્તિમાં તો જઇને ભળે. ૫ પુન્ય કરજોરે દત્તવિના વિત્ત કોઇ પ્રાણી પામ્યો નથી, પુન્ય કરજોરે કહે પ્રિતમ કહીએ તે શું ઝાઝું કથી. ૬ પદ ૨૧ ગરબી રાગ ફેર કાયા બનીછે તારી કારમીરે, હરીનું ધ્યાન ધરચને; તારો અમર નથી અવતારરે. હ. ૧ કાચો તે કુંભ જળે ભર્યોરે, હરી. તેને ભાગતા કેટલીક વારરે. હરી. ૨ તરૂવરથી ફળ ટુટીયુંરે, હરી. તેતો ફરી ન ચોટે ડાળરે. હરી. ૩ ગયા અવસર આવે નહીરે, હરી. બાંધ્ય પાણી પેલી પારરે. હરી. ૪ નદીયો ઘેરીને નાવ જર્જરીરે, હરી. માંહી બેઠોછે મુઢ ગુમારરે. હરી. ૫ ખોટો બન્યોછે માંહી ખારવોરે, હરી. તેતો હુડીનો હાકણ હારરે. હરી. ૬ કર્મ કવાય માંહી આફુલેરે, હરી. માંહી મોહના મોજા થાયરે. હરી. ૭ તેડ ન સુજે તેહનેરે, હરી. તેનો કરવો તે કુણ ઉપાયરે. હરી. ૮ સદગુરૂ શબ્દ વિચારીયેરે, હરી. જો કરીયે સદા સતસંગરે. હરી. ૯ તોસેજે પારજ પામીયેરે, હરી. કહે પ્રિતમ પ્રગટે રંગરે. હરી. ૧૦ પદ ૨૨ મનમાં જાણે મરવું નથીરે, દેહને અભીમાને; બહુ ગોઠવણી કરતો ગુમારરે. દેહ. ૧ મારા મંદિર માલીયાંરે,

દેહ. કહે મારા પુત્ર પરીવારરે. દેહ.૨ મારી જગાને મારી સુંદરીરે, દેહ. કહે મારા કુટંબ પરીવારરે. દેહ. ૩ જમદુત ભરાતી આવશેરે, હરી. ઉઠી ચાલવુંછે આજ ને કાલરે. હરી. ૪ કાલ ગ્રેહેશે કેશ તાહેરારે, દેહ. તેતો કરશે ઘડીમાં ઘાતરે. દેહ. ૫ વલનો વિચારીશ જીવડારે, દેહ. ઘણા ઘસવા પડશે હાથરે. દેહ. ૬ વાત પીત કફ કંઠ રૂંધશેરે, દેહ. નહીં આવે ઉતર લવલેશરે. દેહ. ૭ મનનુ ધાર્યું તે રેશે મનમાંરે, દેહ. પ્રાણી પામસો કષ્ટ કલેશરે. દેહ. ૮ કર્મ પ્રધાન છે જીવનેરે, દેહ. ફલ શુભા શુભદે નારરે. દેહ. ૯ જેવાં કરો તેવાં ભોગવોરે, દેહ. ધરી ઉચ્ચ નીચ અવતારરે. દેહ. ૧૦ પડશો પશુ પક્ષિના જાતમાંરે, દેહ. ચાર ખાંણ ચોરાશિ લક્ષરે. દેહ. ૧૧ દુખનો અંત આવે નહીંરે, દેહ. કહે નિગમ પુરાણ પ્રત્યક્ષરે. દેહ. ૧૨ ગુરૂ ગોવીંદ સેવ્યાવિનારે, દેહ. કેઇપેરે કરમનો નાશરે. દેહ. ૧૩ વાસના બિજ બલ્યાવિનારે, દેહ. ત્યાંહાંલગી ઉગવાની આશરે. દેહ. ૧૪ મોહ માયાના મોટા મોરચારે, દેહ. જાત વરણ જુવતીનુ જોરરે. દેહ. ૧૫ કહે પ્રિતમ કોઈ એક જિતશેરે, દેહને સદગુરૂ શબ્દ અંકોરરે, દેહ. ૧૬ પદ ૨૩ જતન કરે જીવવું નથીરે, ચિતમાં ચેત ચોપે; તજો દેહતણુ અભિમાનરે. ચિત્ત. ૧ શો વર્શ જીવ્યો તો શું થયુંરે, ચિત્ત. હોય સર્વાલે મર્ણ નીદાનરે.ચિત્ત ૨ આયુષ નીર જેમ અંજલીરે. ચિત્ત. તેતો ખુટે શ્વાસો શ્વાસરે.ચિત્ત. ૩ દુરમતી સે નથી દેખતોરે, ચિત્ત. આંખ્યો આગલ થયા નર નાશરે. ચિત. ૪ દિન દશ પંચ મુકામછેરે, ચિત્ત. પછે કુચનાં નગારાં કેવાયરે. ચિત્ત. ૫ સેનાપતી ચડી ચાલશેરે, ચિત્ત. તે પાણી પીવા ન રેવાયરે. ચિત્ત. ૬ પુન્ય કર્યુંતે પલે બાંધિયુંરે, ચિત્ત. પાસે ખરચિ વિના સું ખાશરે. ચિત્ત. ૭ સુરાને શિ શોચનારે, ચિત્ત. સતિને કેનો સંગાતરે. ચિત્ત. ૮ એક ધણીસું ધ્યાન રાખીયેરે, ચિત્ત, કહે પ્રિતમ પ્રગટે રંગરે. ચિત્ત. ૯ પદ ૨૪ લંપટ શે નથી લાજતોરે, કબુધિ સું કૈયે; તુને સમજાયો સોવારરે. કબુ. ૧ તોહે તુ સમજ્યો નહીરે, કબુ. ધિક પામર પશુ અવતારરે. કબુ. ૨ તારૂં ચતુરપણુ પડયું ચુલમાંરે, કબુ. તે પ્રિછા નહીં પ્રભુની પેરરે. કબુ. ૩ તારી જનુની સે ન રહી વાંઝણીરે, કબુ. સેં જણતાં ન દિધુ ઝેરરે. કબુ. ૪ તેને નાલ વધેરતાં ન આવડ્યોરે,

કબ્જુ સૌ પ્રથમ ન છેદ્યુ શિષરે. કબ્જુ ૫ તુ કતઘ્નિ કોટી પાતકીરે, કબ્જુ. જોને વિસાર્યા જુગદિશરે. કબ્જુ. ૬ તુ સિદ અપરાધી અવતર્યોરે, કબ્જુ. ઘણો કરવા ભામી ને ભારરે. કબ્જુ. ૭ તેં શુભ કારજ કીધુ નહીરે, કબ્જુ. તેં ભોગવ્યા બહુ સંસારરે. કબ્જુ. ૮ ધર્મરાય લેખુ માગસેરે, કબ્જુ. શો દેસો તેને જુવાપરે. કબ્જુ. ૯ બાંધી રૂંધીને નર્કે નાંખશેરે, કબ્જુ. આવી વલગસે પ્રૌડાં પાપરે. કબ્જુ. ૧૦ હરીવિના બીજો બોલે નહીરે, કબ્જુ. મુને વાસે કુટુંબ પરીવારરે. કબ્જુ. ૧૧ કહે પ્રિતમ મતિમાં ચેતજોરે, કબ્જુ. જેથી જાય જનમનો માર. કબ્જુ ૧૨

**પદ ૨૫ રાગ દેશી ફેર** જોબન સસલો જરા કુતરે યે ઘેરાયો, તોય સાધન કરવા મન ના માને મુઢજો; કાલ આહેર રડી પુઠે આવે મલપતો, જમરા ભમરા વેરી તારા પ્રૌડજો. જોબન. ૧ આવી પોચે અચેત લાગ્યો ચેતવા, દવ લાગ્યો તારે કુપ ખણવા જાયજો; ચોર ચોરીને ધન સર્વ લેઈ ગયા, જાગીને પછે દિપક કરે શું થાયજો. જોબન. ૨ સાજે પાલનાં બાંધી પછમ બુધિયે, અવસર ચુકે હાથ ઘશે શું થાયજો; ઝાઝુવે તરશનાં છિપે બેઠો તું ઝરવા, ઉશના મોતી કામ ન આવે કાંયજો. જોબન. ૩ ત્રિવિધીતાપ લક્ષચોરાશી પરજલો, હરી ભજ્યા વિના જાય નહી દારૂણ રોગજો; કૃષ્ણજી કેવલરામને ભજીયે ભાગ્શું. ફરીના આવે મનશા દેહીનો જોગજો. જોબન. ૪

**પદ ૨૬** જનમ ધરીને વિશાર્યા જુગદિશને, એલે ખોયો માનવનો અવતારજો; સગુ નથી કોઈ જોને તારા જીવનું, સ્વપ્ના સરીખો જાણો આ સંસારજો. જનમ. ૧ ડાહ્યો થૈને દોલે નિર્લજ નાતમાં, મરમ કરીને બોલે મિથ્યા વેણજો; સેરડાંયે મરડાતો હિડે માનમાં, રોશ ભરેલા રાતા દિસે નેનજો. જનમ. ૨ નારી આગલ એક રતી નવ ઉપજે, ડાપણ મુકી જાં દોરે ત્યાંહાં જાયજો; નિર્લજ થૈને નાચે કબુધિ આનમાં, વિશ ભરેલો ગરજે ગોથાં ખાયજો. જનમ. ૩ અંતરમાં ઊંડારે મોટી ઇરશા, સાધુ જનનો લેશ ન કીધો સંગજો; કહે કૃષ્ણજી જમ જોરાવર આવશે, ભાગી ભુકો કરશે તારા અંગનો. જનમ. ૪

**પદ ૨૭** દેખી દુરથકીરે મનમાં હરખી સૌ વ્રજનારી, આરત્ય ઓલખ્યારે આવ્યા મથુરાથી મોરારી; આવી એ જાણીરે સર્વે સ્વાસ

ભરાણી ગોપી, નયણે નરખીનેરે પછે બોલી લજા લોપી; આતે કુણ હસેરે કોઇક અકરૂડ સરખો આવ્યો. આભ્રણ રથ જોડીરે સણગાર સામલીયાનો લાયો, પેહેલે આવ્યોતોરે તેણે સરવસ મારૂ લીધુ; પ્રાણ હરવાનેરે આતો કારણ બીજુ કીધુ, આવ્યા વણ તેડ્યારે મારે આગણીયે સીદ આવ્યા. સ્વામી હીમાનારે ચિતમાં ચહી તે સે નાખ્યા. પદ ૨૮ રાધાવર રેહે છાનીરે આવડા કઠણ સીદ બોલે, એતો હરીજન છેરે એમને ગણો હરીને તોલે; અકરૂડ કોણ હસેરે બાળી બળતી દાઝે બોલે, આવ્યો વેશ ધરીરે કામરે તે દરદ ડોલે. ઇછા પ્રભુતણીરે દોસ સાધુને કેમ દીજે, કરણી આપતણીરે લીખ્યો લખ્યા પ્રમાણે લીજે; પાતર પુજનારે એમને પ્રેમે કરીને પુજો, સ્વામી હીમાનારે આપણ ક્ષેમ કુસળ બુજો. પદ ૨૯ ઓધવ આવેલારે અમને કોહોને ક્યાંથી આવ્યા, ઓધવ આવેલારે કોહોને સો સંદેસો લાવ્યા; આવો મથુરાથીરે મુજને મોકલીયો માહારાજે, માટે હુ આવ્યોરે માત જસોદાનંદને કાજે;સુખીયાછે સ્વામીરે હરી હલધરજી કેરો ભાઇ, પુછુતે તમનેરે અમને કહો સાચુ સમ ખાઇ. સુખીયા સદાયછેરે માહા સુખ મથુરાં કેરે સંગે, કુબજા કામનારે સેવા બાંધી અડીઅલ અંગે; ઓધવજી અમનેરે વીસાર્યાં તે નંદને લાલે, સ્વામી હીમાનારે તેની સંગે મોહન માલે. પદ ૩૦ ઓધવજી અમનેરે કોઇ દીન સામલીયા સંભારે, નિસદીન નાથજીરે તમને ગ દક્ષણુ ના વીસારે; કોઇદિન એકાંતેરે બેઠા સ્વામી સેવક વાડી, વાતો વ્રજતણીરે વાહાલે મારે બાલપણાની કાડી હઇયે હેત ધરીરે ઉલટ આવી આંખ્ય ભરાણી, આંસુ મેં લોહ્યારે ચાલ્યા ચોધારે કાંઇ પાણી; પ્રેમની વારતારે તમારી સગલી તે દીન જાણી, સ્વામી હીમાનારે હેતુ બોલ્યા સારંગ પાણી. પદ ૩૧ ઓધવ આવીનેરે અમારા સાં સબલા તમે કીધા, ઓધવ આવીનેરે અમને અવળાં દુઃખ દિધાં; ઓધવ આવીનેરે અમને મરતાને સું માર્યાં, ઓધવ આવીનેરે અમને બલતાને સું બાલ્યાં. ઓધવ આવીનેરે દાઝા ઉપર લુણ ડાર્યાં, ઓધવ આવીનેરે અમને વિસરીયાં સંભાર્યાં; ઓધવ આવીનેરે વાતો વિજોગની સું લાવ્યા, સ્વામી હીમાનારે ચિતમાં ચહીયે તે સે નાખ્યા. પદ ૩૨ પદ રાગ તીલંગ રેકતા લીખ્યતે બેરી તેરે જમહે જાદા, લેઇ

ગયા બાપને દાદા; છોડેગા સોઈ તુજે કેસે, સમજી લે વાત હેં એસેં. ૧ લોભસો જમજો વળતા, ધનવંત કાહીકું મરતા; તેતરકું બાજ જ્યું હેરે, બડોત્યું કાલ સિર તેરે. ૨ પકડલે સંતકા ઓરા, જાંહાં નહી કાલકા જોરા; કરી લે બનગી સાચી, અવર સબ વાત હે કાચી. ૩ નાવત જમદુત હીનેરા, મીંટે ભવ વારીધી ફેરા; સકલ ભય દુરલે કીના, દેવા ગુરૂ જ્ઞાની સુખ દીના. ૪ પદ ૧ અવસર તેરો પલપલ જાવે, સુતાં તુજે નીંદ ક્યું આવે; તેરે સીર કાલ હે વેરી, ભજન વિના કોન ગતી તેરી. ૧ બડુબડે રાવનસે રાજન, જાકે આગે નોબતો બાજા; જીતે સબ લોક દે ડંકા, સોઇ ખાલી કર ગયે લંકા. ૨ પુષ્પકી સેજમાં સુતા, સલામી દ્રષ્ટસેં લેતા; કંચન જેસી દેહીકી કાંતી, જરે તીન અગ્નિમેં છાતી. ૩ કીતહી ગયે ચક્રવ્રતી ભુપા, સો મીલ ગયે એહમે રૂપા; અંતેહી જંગલકા બાસા, જુઠી એહ જકતી આસા. ૪ અષ્ટાંગહી જોગકું સાધે, તાહી જો આયુષ બળ વાધે; અમર કરે આપકા અંગા, સોઇ કાલે કર દીયા ભંગા. ૫ અમૃતકે પાનકું કરતા, વૈમાને બેઠકે ફરતા; સુરપતી કાલ લે ઢાયા, તાહીતે જુઠી હે કાયા. ૬ જેસા હે પાણી પરપોટા, ભરૂંસા દેહીકા ખોટા; તાહી તેં વીલંબ ન કીજે, સતસંગ બ્રહ્મ રસ પીજે. ૭ મેરેતો રામસેં મીલના, જહાં નહી કાલકા કલના; એસી નિશ્ચે હમ જો જાની, મીલે દેવા આય ગુરૂ જ્ઞાની. ૮ પદ ૨ જગતસુ કામ ક્યા તેરે, પ્રભુ ભજ મન તુ મેરે; સમજી લે બાત હે સાચી, એહી બીનુ આરે સબ કાચી. ૧ લોકનકી પ્રીત સબ જુઠી, ઠાલી જ્યું વાયુકી મુઠી; જાતાં કછુ બેર ન લાગે, તીમર રવી ઉગતે ભાગે ૨ મુરખ જુગ ભ્રમતે ભુલે, દેખી કુલ સંપતી ફુલે; સબી હે ઉસકી બરષા, સોઇ કેસે મીટહી તરષા. ૩ વીષયનકા નેહ સબ એસા, બીજોના વારીકા જેસા; ઇનમે કછુ હાથ નહી આવે, ભજન બીનુ જન્મહી જાવે. ૪ આત્મધ્યાન ચીત્તમે ધરીયે, જકતકી આસા ક્યા કરીયે; લીજે ગુરૂ જ્ઞાનીકા ચરના, દેવા ફીરી હોઇ નહેં મરના. ૫ પદ ૩ ભજન કર ભજન કર ભાઇ, ભલા તુમ મંનષા પાઇ; જનમારા જાતહે તેરા, પીછોકે કાલકા હેરા. ૧ તે રેહે પગ પગહી જોખા,

માંટે નહી મરનકા ધોખા; એક દીન હોયગા એસા, માટી મીલી માટીમાં જેસા. ૨ પ્રથ્વી પર પાય જબ ધરતે, દીસીકે દીગપાલ ડરતે; મહ બલી બીર ભયે કેતે, અંતલક્ષ પહોઈ ગયે તેતે. ૩ ગ્રહી લે તું સંતકા ચરના, જગત અભિલાષ નહી કરના; બંધન તેરે પાસ સબ તુટે, નીરભે હોઇ કાળતેં છુટે. ૪ મહીમા ગુરૂ ભક્તીકી ભારી, લીજે સોઇ ચિત્તમેં ધારી; સુફલ તીન જનમહી કીયો, દેવા હરી નામ જીન લીયો. ૫ પદ ૪ હરી ભજ મન તું મેરા, મીટેહી તુજે જગતકા ફેરા; દુઃખ તેરે દુખ હોઇ જાવે, તાહીતે પરમ સુખ પાવે. ૧ હરી ધ્યાન રૂદેમાં ધરહી, કાલકે જાલનાં પડહ; સુની હમ સંત મુખ બાની, વચન એહ વેદકી જાની. ૨ પાપ કોઇ નીકટ નહી આવે, તાપ સબત નહી કો જાવે; કોટી કરી નાશહી જેસે, સુની ધુની સીંધકી તેસે. ૩ પર મનજી તત્વ કો પરસે, સીતલ બુદ્ધિ સકલ સમ દરસે; મુદીત ઉર ગ્નાન પરકાશે, અંધેરા મોહકા નાસે. ૪ દેખી એહ જગતકી રચના, ઉનહીમે કબહુના પચના; અખંડ બ્રહ્મ ધ્યાનકું ધરના. દેવા કહે હોવે નહી મરના. ૫ પદ ૫ મુરખ મતી જાન કછુ મેરા, શરીર એહ અંત નહી તેરા; દીન એક છોડી સબ જાના, સમજ ઉર એસે એહ ગ્નાના. ૧ જીવહો જીનવ દેહીકું ધરીયા, કાલ બસ અંતસો મરીયા; સીસા જલ પારહી પરહી, ફુટે તેહી બારના કરહી. ૨ બુદ બુદા હોત જ્યું જલમે, ફુટી સબ જાવેહી પલમેં; અનીત્ય દેહી એસેહી લખો, ભુલે જીને અમર કરી પેખો. ૩ બ્રહ્માદીક દેવહે જીતને, અનંત ધારીહે તીતને; શરીર સબ છોડીકે જાવે, કીત તુલ જન્મહી પાવે. ૪ બલવંતી માહા બલી માયા, જીવનકુ જીન ભ્રમાયા; ભજન વિના જીવ જન ભુલે, જુઠાકુ દેખી ક્યા ફુલે. ૫ સંગ નીત્ય સંતકી કરીયે, રૂદે નીજ ગ્નાનકું ધરીયે; ફેરી ભવ ફેરના ફરીયે, દેવા ગુરૂ ગમસુ તરીયે. ૬ પદ ૬ એસી યેહ જગતકી બાજી, એસીમે હોત ક્યું રાજી; લતા જેસી પુષ્પકી ઉભી, દીના એક ચારકી ખુબી. ૧ ઉપજત જોઇ કહાવે, પદારથ અતસો જાવે; અમર નહીં દેવ કોઇ દાના, એક દીન છોડ સબ જાના. ૨ ઉતમ એક લાભ એહ લીજે, હરી રસ પ્રેમસુ પીજે; સોઇ ભવ ફેર નહી

જનમે, જીનકુ નીજ જ્ઞાન વસે મનમે. ૩ પ્રાણી કછુ સમજી જબ ક્રોધ, કરન સતસંગ હે સબકો; સાચતે સાચકો પાવે, કુડ કોઇ જન કામ ન આવે. ૪ પરમ ઉર જ્ઞાન પરકાસે, ચીદઘન સકલ તન ભાસે; રવી કેહી ઉગતે જેસે, તીમર સબ દુર હોય તેસે. ૫ સંતકી મર્મ એહ સુજે, અના કોઇ ભેદ નહીં બુજે; દેવા કહે બચન એહી સાચા, જ્ઞાન બીના ઓર સબ કાચા. ૬ પદ ૭ લગી મેરી રામસે લગના, ભયો મન પ્રેમસું મગનાં; જકતમે ક્યા કીજીયે પચકે, રહું ગુરૂ ચરણમે રચકે. ૧ ગુરૂજી મેરે નેન તેં નેરે. મંગલ ભયો આજ ગ્રહ મેરે; ઉદધી ઉર પ્રગટે સુખકો, દુર ભયો તાપ સબ દુખકો. ૨ નિગમ જાકો નિત્ય જસ બોલે. જોગી ધરી ધ્યાન નહીં ડોલે; સેષ સહસ્ત્ર મુખહી ગાવે, અંનતકો અંત નહી આવે. ૩ પાવે કોઇ પા- રહી તીનકો, દુર્લભ દરશન ભવમે ઇનકો; સોઇ ગુરૂમે શિરપર્ય દ્રઢહે. ૪ મેરા, મન રામસે માના, ભય સબ કાલકા ભાંના; દેવા વ્રતી વિષય કીની, રામ સદા વૃતીમે રતીહે. ૫ પદ ૮ સદગુરૂ કરે ગ્રહે જાકો, તારે ભવ સીંધુ તે તાકો; ભેદ નહી જાંનવો ઇનમે, મિલાવત રામસું છિનમે. ૧ જંતજો ચરનહી કો જાવે, તેહાંકો પરમ પદ પાવે; ગુરૂકે ચરનમે સુખહે, ઓર સબ ઠોરહી દુખહે. ૨ બ્રહ્માદીક દેવતા જોઇ, ગુરૂ તુલ આવે નહી કોઇ; અભેપદ મુકિતકે દાતા, સોઇ હે સકલકે ત્રાતા. ૩ મહીમા માહા દેવ મુખ ગાઇ, અથાહકી થાહ નહી પાઇ; ગુરૂપદ પંકજકી સેવા, દાસ મન ઇછતહે દેવા. ૪ પદ ૯ ક્રિપા ગુરૂ જ્ઞાનીકી ચહીયે, જાતે પદ પરમકું લહીયે; પડે નહી કા- લકી પાસી, મિલે બ્રહ્મ સુખકે રાસી. ૧ જન કોહી જ્ઞાનીકું બુજે, ભકિતકો ભેદહી સુજે; જાતે જુગ વારીકો તરહી, ફરી અવતારના ધરહી. ૨ જગતમે બહુતહી તરલહી, ક્રીપા બીનુ મુકિત ના મલહી; જંત સબ લોકમે ભટકે, માયાકી દોરીમેં અટકે. ૩ જાતે અજ્ઞાન સબ નાસે, નિરમલ હોતહે આસે; જાતે યેહ સકલ ભય ભાંને, આપને નીજ રૂપકું જાને. ૪ કરૂણા હોતહે ગુરૂકી, સુજે સબ બાત હરદમકી; ક્રિપા નિત્ય માગહો દેવા, કર ગુરૂ સંતકી સેવા. ૫ પદ ૧૦ સદગુરૂહે સાયબ મેરા, ભરોસા સાચાહે તેરા; ભવ અગાધીહે ભારી,

તિનતે લેતહો તારી. ૧ તવપદ પોટહે જાકો,અભય કરી કોટહે તાકો; ગ્રહે તબ ચરનકી ચરનાં, મિટિ જાય જન્મને મરનાં. ૨ નમુ તવ ચરન પદ સીશા, સત્યં તવ રૂપ જગદીસા; ભયાજી મન પ્રસનહી મેરા, પ્રભુ પ્રસાદ ભયા તેરા. ૩ તુમહીકુ માલમ હે મનકી, તુમહી સબ જાનહુ જનકી; દેવા કહે દિનકે બંધુ, તુમારી ચરનં રજ વંદુ. ૪ પદ ૧૧ કરેચ તુમ સતસંગહી પ્યારે, નહીતો જાયગા હારે; મનુષ તન કેસે કરી પાવે, અવસર એસા નહી આવે. ૧ અનેકહી જોનીકુ ધરીયા, ચોરાસી લાખમે ફરીયા; કોટી ઉપાય જો કરીયા, સતસંગ પાઇ સો તરીયા. ૨ પારસ લોહકુ પરસે, લોહ તબ કંચન હોઇ દરસે; ચંદન ભે ભયે ચંદન રૂપા, ટાલે ગુરૂ ગ્નાની દુખ કુપા. ૩ ચરનહે સંતકી જાકુ, તાપ નહી લાગતહે તાકુ; મિલાવત હરીજન હરખે, દેવા સેવા સંત ચિત્ત ધરકે. ૪ પદ ૧૨ ફુલે મન બહોત કયા ગાવે, બાતનસે પંથ નહી આવે; વાહી ઘર સકલસે દુરા, પોહોચે કોઈ સંત જન સુરા. ૧ ઇંદ્રાદીક દેવતા સારે, બ્રહ્માદિક ખોજતે હારે; દરશન ખટ સકત નહી જાની, થકી ત્યાંહાં બેદકી બાની. ૨ નિરંજન સકલ તે ન્યારા, પાર બ્રહ્મ પરકે પારા; એહીકો ભેદ નહી બુજે, અનુભવી સંતકુ સુજે. ૩ અગમ જો કોટકી સેરી, દેખાવત સંત સો નેરી; દેવા ગુરૂ ગ્નાનકું માને, તબહી નિજ બ્રહ્મકુ જાને. ૪ પદ ૧૩ આનંદ ભયો આજ મન મેરે, દુરહી તે દેખીયે નેરે; તાકો નેતિ વેદહી ગાયા, સોહી પીયા આપમાં પાયા. ૧ જેહી પ્રભુ અંતરકે જામી, તેહી પ્રભુ સકલકે સ્વામી; સબહી વાધી જાનનહારા, સોઇ પલ એક નહિ ન્યારા. ૨ સકલ ભય મનતે ભાગા, સાચા જબ લક્ષહી લાગા; દેવા ગુરૂ મીલાહે પુરા, ભરમ સબ ભાજી ગયા દુરા. ૩ પદ ૧૪ જગત સબ રેનકા સુપના, સમજ દેખો કોઈ નહી અપના; કઠિનહે લોભકી ધારા, બહી સબ જાત સંસારા. ટેક. પાત જ્યુ ડારસે ટુટ્યા, ઘડા જ્યૌ નિરકા ફુટ્યા; એસી નર જાહાન જીનગાની, મુરખ નહી ચેત્યો અભીમાની. જગત. ૧ ફુલ મતી દેખ તન ગોરા, જગમે જીવના થોરા; તજો મદ મોહ ચતુરાઈ, રહ્યો નિસંક જુગ માંહી. જગત. ૨ કુટમ પરીવાર સુત દારા, એક

દિન હોયગા ન્યારા; નિકસ જબ પ્રાણ જાવેગા, કોઇ તેરે સંગ ના આવેગા. જગત. ૩ જીનકુ લક્ષહે ઘોડે, તિનુકુ મોહોત નહી છોડે; દાંતનમેં પાનકી બિડી, એક દિન તાણેગા કોડિ. જગત. ૪ સદા મત જાન આ દેહા, લગાવો નામસે નેહા; કટે જમ કાલકા ઘેરા, કહે કબીર જન તેરા. જગત. ૫ પદ ૧૫ પદ રાગ લાવણી. બ્રહ્મ વાહં મન બુધિ નાહં નહી ચિત અહંકારરે, અજ અખંડ અવિન્યાશિ એક રસ; નિરંજન નિરાકારરે; બ્યાન સમાન ઉદાન પ્રાણ નહી નહી અપાન આકારરે, શ્રોત્રત્વ ચાર ચક્ષુ ઘ્રાણ નહી નહી રસના નિરધારરે. બ્ર. ૧ વાક પાણી પાદ ગુદા નહી, સિશુ લીંગ દેહસે પારરે; સુક્ષ્મ નહીતો સ્થુલહી ક્યાંસે, કુણ ધરે અવતારરે. બ્ર. ૨ ક્ષીતી જલ તેજ વાયુ સો નાહં, નાહં નભ વિસ્તારરે; શબ્દ સપર સરૂપરસ ગંધ નહી, નહી કારણ સંસારરે. બ્ર. ૩ જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરીયા, રહીત અવસ્થા ચારરે; સદ ચિદ આનંદ રૂપ સદા, એક ચૈતન્ય શુદ્ધ વિચારરે. ૪ સુરા હોકે સનમુખ હોજા, પાવો મુક્તિ દ્વારરે; કરચ સતસંગ વેદ સદગુરૂકો, મીટે જન્મ જંજાલરે. બ્ર. ૫ એ અનુભવ મુક્તિકો દાતા, જે ગાવે નિજ પ્યારરે; અનુભવ આવે માહા સુખ પાવે, ઉપજે શુદ્ધ વિચારરે. બ્ર. ૬ સદગુરૂ રામ મિલ્યા બ્રહ્મ વેત્તા, નિનો બોજ ઉઠાઇરે; હરખ શોક હરી સીંગ રહીત, મન સોહંગ બ્રહ્મ વિચારરે. બ્ર. ૭ પદ ૧ લાવણી સદગુરૂ મોહી મિલા બ્રહ્મવેતા, પુરન પ્રિતસે મે પાયા; તન મન ધનસો વારીયા પર, નિજાનંદ મોહી બતલાયા. સદ. ૧ સતચિદ આનંદ રૂપ આતમા, એસા મોહી અનુભવ આયા; જાગ્રત સુપન સુષોપતીકે, સંગ સોઇ સત વેદે ગાયા. સદ. ૨ જાગ્રત સ્થુલ અરૂ સુપન સુક્ષ્મ, સુષોપતી સો કારન માયા; તાકું ચિનત સોહી ચિદહે, એસા દ્રઢ મનમ લાયા. સદ. ૩ આપ અપ્રીયે નહી કદાચિત, સોહી આનંદ સુખ સમુજાયા; ભાગ ત્યાગ કરીકે પૈચાના, તબ જાની જુઠી કાયા. સદ. ૪ ચાવિસ તત્વ એ પ્રકૃતિ પ્રગટ ભઇ, તીન ગુન તાસે જાયા; પંચભૂત તન માત્રા પાંચુ, તામસ ગુન સે ઉપજાયા. સદ. ૫ રાજસકી દસ ઇંદ્રિ કહીયે, સો જાનત પંડિત ડાયા; ચૌદ દેવ

અંતઃસકર્ણ ચ્યાર, સાત્વીક ગુનસે પ્રગટાયા. સદ. ૬ ત્રિધા રૂપસે ભઈ ચિદ શકિત, ત્રિપુટી જગત સો દરસાયા; નામ રૂપ એ જાનો જગત સબ, જ્યું મૃગજલ બાદલ છાયા. સદ. ૭ દ્વિતભાવ સબ દુર કીયા, નિજ આતમ નિશ્ચે ઠેરાયા; હું હરી સંગ સકલસે ન્યારા, ધ્યેધ્યાતા સો નહી ધાયા. સદ. ૮ પદ ૨ કાંહાંસે આયે કાંહાં જાયગા, ખોજ કરો અગલે ઘરકી; સદગુરૂ મીલેનો સાંન બતાવે, ખોલ દેવે અંતર ખડકી. કાંહાં. ૧ તિલક છાપ ધરે માળા મુદ્રા, તિરથ વૃત મરે ભટકી; ગાવે બજાવે લોક રિજાવે. ખબર નહી અપને ઘરકી. કાંહાં. ૨ બાહીર બગ ધ્યાનિ હોકર બેઠે, અંતર સુરત ચલી ચટકી; ઉપર બંદા ભીતર ગંધા, મન મેલા મછલી ગટકી. કાંહાં. ૩ કાજી કુરાન કીતાબ બખાને, જીવ જભે કરે ઝટકી; હરદમકી હકમત નહી બુજે, પકડ મુરગીકું પટકી. કાંહાં. ૪ હીંદુ તુરકા દોનો ભુલે, ખટપટ નહિ ટરી ખડકી; જોગી જંગમ સેષ સંન્યાસી, લાલચ માંહી રહે લટકી. કાંહાં. ૫ વિના સમજ સબ જીત તિત દોરે, ચાનકોન ન લહે ચટકી; વિશ્નુદાસ બેહદકે બાસી, આવ્રણમાં ન રહે અટકી. કાંહાં. ૬ **પદ ૩ લાવણી દેશી ફેર** કર ભજન સદારે મગન જગતમેં એહી નફાહે પ્યારે. કર ભજન. ટેક. તું આયા કરકે કવલ કરૂંગા બંદગી, તું આયા ઇયાં આકર હુવા બેમાન ખોઇ સબ જીંદગી; ઇયાં આકર બાલાપન ખેલ ગમાયો, જુવાનિ મેં ઇસક કમાયો અબ ઇશ્વર તુજે બોલાયો કહેગા ક્યારે. કર ભજન. ૧ થા પુરાન સીવા તેરા કે નર દેહ પાયી, થા પુરા ક્યોં ભુલા દિવાના; દેખ જુઠી માયા ક્યોં, ભુલા તેરા કુટંબ કબીલા. સબી તેરે કામ ન આવે કબિ, તું અંતઃકાળકા અબિ સોઇ મતી જ્યારે. કર ભજન. ૨ ઇસ દુનિયાંકે અંદર પાખંડ બોતેરા, ઈસ દુનિયાંમેં સચ્ચા હે એક નામ પ્રભુકા લેરે; સચ્ચા હે જુઠા જગ સંસારા તુમ દેખોજી આંખ પસારા, તુમ મત ચિત ઉસે બિસારા પ્રેમ લગારે. કર ભજન. ૩ તેરે શિરપર કાયમ કાલ કરે નિત્ય ફેરિ, તેરે શિરપર તુંમ કર ભરોંસા કલકા પલ નહિ તેરિ; તુમ કર જિનને નિશ્ચે કરિ ધાયાસો ફેરિ જુગમેં નહિ આયા, એહી ખ્યાલ શિવાનંદ ગાયા એહિ તું થા

ચારે. કરભજન. ૪ **પદ ૪. રાગ ઠુમરિ.** પંચભુતકા પંજરતામેં, સોહં તોતા બોલેરે; ઉસ તોતેકિ ક્યા તારીફ કહું, ના કોઇ યાકે તોલેરે. પંચ. ૧ સોહં સાન સમજ બિન મુરખ્ખ, બુહિ ઈતઉત ડોલેરે; સદ ગુરૂ વૈદ મિલે બ્રહ્મવેતા, વસ્તુ દ્વાર તબ ખોલેરે. પંચ. ૨ સદગુરૂ સાન કરિ સમઝાવે, માંરે વચનકે ગોલેરે; એક આતમા વેદ બચન યુંકે, તબ જાઈ ઢોલેરે. પંચ. ૩ આનંદ બ્રહ્મ અમુલખ વસ્તુ, અજ અનંત અણમૂલેરે; હું હરિ સંગ સકલ સે ન્યારા, યુ સુધ વસ્તુ હે સોલેરે. પંચ. ૪ **પદ ૧. ઠુમરિ.** સાધન સાર બિચાર જ્ઞાનકો સાધન સાર વિચારંરે, ઐસો કોન જગતસોં કિનસેં અહો નિશ્ચે એહ ઉર-ધારરે, સાધન સાર વિચાર જ્ઞાનકો સાધન સાર વિચારરે. ૧ પંચ ભુત તન સુખ દુઃખ આ લય, સ્થુલ ઉપાધિ અસારરે, મેરે યાસુ કીન સગાઈ અસત જડ દુઃખ છારરે. સાધન. ૨ ઇંદ્રી પ્રાણ બુદ્ધિ મન સબ મિલિ સોઈ દ્રશ્ય દેદારરે, લિંગ દેહ સોઉમેં નાંહિ સતર તત્વ કિટારરે. સાધન. ૩ કારણ મૂલ ઉપાધિ સકલકો દેહ ત્રિજો નિરધારચરે, હું દ્રષ્ટાએ દ્રસ્યવાસ્ય સબયું સમજે હોય પારચરે. સાધન. ૪ મોમે ત્રિધા ઉપાધિ નાંહિ હું વરજિત સબ થારરે, કાન્હરામ મેં નામ રૂપ બિન નિર્ગુણ નિરાકારરે. સાધન. ૫ **પદ ૨** તિન અવસ્થા તિત આતમા, તિન અવસ્થા તિતરે; દ્વંદ્વા તિત દ્વૈત બિન સમરસ, આપ સદા અદ્વૈતરે. તિન અવસ્થા. ૧ જાગ્રત વિશ્વ ભોગતા કહીયે, સ્થુલ ભોગ બહુ રીતરે; વૈખરી વાચા રજોગુણ બ્રહ્મા, દેવજો કહીયે મિતરે. તીન. ૨ સ્વપ્ન ભોગતા તૈજસ જાણો, સુક્ષ્મ ભોગ કજીતરે; મધ્યમા વાચા સત્વ ગુણ વિષ્ણુ, દેવ કહતહે ગિતરે. તીન. ૩ સુસોપ્તિ પ્રાજ્ઞ ભોક્તા હોઈ, આનંદ ભોગ ઘટિતરે; રૂદ્ર દેવતા પશ્યંતી વાણી, તમ અજ્ઞાન અનિતરે. તીન. ૪ તુરીયા સાક્ષી કાહું રામ હું, એક અખંડ અદ્વૈતરે; સર્વકે માંહિ સકલ તે ન્યારો, મોમે હાર ન જીતરે. તીન. ૫ **પદ ૩.** પંચ કોશપર જાન આતમા, પંચ કોશપર જાનરે; પંચ કોશકું જો પરમાણે, સોકયું કોશ નિદાનરે. પંચ. ૧ અન્ન ચિત તન ખટ વિકાર મય, અન કોશ પહિચાનરે; રજ વિરજકો ભયો, વિકાર સ્થુલ દેહસો માંનરે. પંચ. ૨

લીંગ દેહેમે તીન કોશહે, પ્રાણ મનો વિજ્ઞાનરે; પ્રાન અપાન ઉદાન બ્યાન, સમાન કોશહે પ્રાનરે. પંચ ૩ પંચ કર્મ ઇંદ્રિ મન મિલિકે, મનો મય કોશ બખાનરે; મન દ્રષ્ટાનું મનતેં ન્યારો, સમજ દેખ સોઇ સાનરે. પંચ. ૪ પંચ જ્ઞાન ઇંદ્રિ બુદ્ધિ, ખટકો ભયો કોશ વિજ્ઞાનરે; આનંદ કોસ કહુ અબતો, શું કારણ દેહ અજ્ઞાનરે. પંચ. ૫ તે અન્ન પ્રાન મનોમય નાંહી, વિજ્ઞાનાનંદ મહાનરે; કાન્હ રામતું ભિન્ન સકલ તેં, કહત વેદયું વાણરે. પંચ. ૬ પદ ૪ અનુભવ આપ વિચારી દેખ તું, અનુભવ આપ વિચ્યારી; અનુભવ વિન ઓધાર નહો, નકી લાગત નહી કોઇ કારીરે. અનુભવ. ૧ વેદ નિરૂપણ કરત બ્રહ્મકો, સતગુરૂ કહત ઉચારીરે; સતચિદ આનંદ બ્રહ્મ તુંહિહે, યહ નિશ્ચે ઉર ધારીરે. અનુભવ. ૨ સતસો કોન ચિદસો કયાહે, આનંદ કોન અપારીરે; યાકો અર્થ આપમેં લહીયે, ચું સમજો મેં વારીરે. અનુ. ૩ તીન કાલમેં સોઇ સત જાનત, સોઇ ચિદ ભારીરે; આપ અપ્રિયે નાંહી કદાચિત, સો આનંદ દુઃખ હારીરે. અનુ. ૪ તીન વિશેષણ ઘટે આપમેં, તો કહો બ્રહ્મ પોકારીરે; કાન્હરામ દુજા કોઉ નાંહી, સોહં સંસે ટારીરે. અનુ. ૫ કરચ સતસંગ બ્રહ્મવિદ સત ગુરૂકો, સો કરહી ભવ પારરે; સાધન ઓર અનેક કીયે તેં, નહી છુટે સંસારરે. કરચ.૧ બ્રહ્મવિદ અર્થ વેદકો, જાને તત્વ અસીપદ સારરે; તત્પદ ઇશ જીવત્વં પદહે, અસિપદ બ્રહ્મ વિચારરે. કરચ. ૨ તત્વં વાચ્ય લક્ષ નિશ્ચે કરે, વાચ્ય ઉપાધિ ડારરે; સત્ય સ્વરૂપ જ્ઞાન મય પુરણ, લક્ષાર્થ સોઇ ધારરે. કરચ. ૩ તત્પદ વાચ્ય સકલ બ્રહ્માડ, ત્વંપદ દેહ ત્રય ટારરે; પીંડ બ્રહ્માંડ ત્યાગ કરચ મનશું, ભાસે બ્રહ્માકારરે. કર. ૪ સાક્ષી દ્રષ્ટા કાન્હરામ હું, સોઇ સાક્ષાત્ કારરે; ભાગ ત્યાગ કરીકે પહીચાંનો, નિજ સ્વરૂપ નિરાકારરે. કરચ. ૫ પદ ૬ દોહા. રામ પચિસિ પંચપદ, પંચ ચરન પચિશ; ઇતપ કરી અટક્યો જબ, પુંનિ આજ્ઞા ગુરૂ ઇશ. ઉભય ક્રિયા ઓર કહો, સામાન્ય વિશેષકી એક; દુજી ભામીકા સમકી, સોઅબ કહો વિવેક. ૨ રાગ સમે અનુસાર. સામાન્ય રૂપ સ્વે જાન્ય, સોઇ સામાન્ય રૂપ સ્વે જાનરે; અસ્તિ ભાતી પ્રિયે રૂપ સદા સ્વે, સકલ વસ્તુ મેં માન્યરે. સા. ૧

પ્રશ્ન. સામાન્ય બ્રહ્મ સર્વાત રેહે, તબ ઘટ પટક્યો નહી જ્ઞાનરે; દેહ મધ્ય રહી જાનત જ્યું ત્યું, નહીં ઘટ પટ પહીચાનરે. સા. ૨ ઉત્તર. દેહમાંજ વિશેષ બુધિ કરે, ઘટ પટમેં સામાન્યરે; અંતકરણ ઉપાધિ વિના, ઘટ નાહી વિશેષકો ભાનરે. સા. ૩ તાપર રવિ દ્રષ્ટાંત કહતહું, મન ચિતદે સનકાનરે; રવિ પ્રકાશ સબ ઠોર નિરંતર, ઉશ્ન અગ્નિ આદાનરે. સા. ૪ સો રવિ ધુપ તુલ ત્રણપર રેહે, નહી જારે ત્રણ પાનરે; સિઘ્ર જરાવત સોઇ સુત પટ, તાપર સમાદાનરે. સા. ૫ જ્યુ રવિ ધુપ સામાન્ય બ્રહ્મ, ત્યું ચસમા બુહી મલાનરે; દહન સમાન વિશેષ જાનવો, સમજી કરચ સમાધાનરે. સા. ૬ સામાન્ય વિશેષ એ પરમ પ્રક્રિયા, ગુરૂ મુખ સુન યહ બાનરે; સતચિદ આનંદ અનુભવ અપના, સર્વાતર મેં સાનરે. સા. ૭ આકાશ આદી સબ નામ રૂપસો, મિથ્યા વેદ બખાનરે; નાંહી નાંહી કરત હું હે, સોનિઃ પ્રપંચ નિરવાનરે. સા. ૮ નિર ઉપાધિ સામાન્ય બ્રહ્મકો, અનુભવ સુપોપતી સ્થાનરે; નિશ્ચે તીન અવસ્થામે, સામાન્ય સદા વિન તાનરે. સા. ૯ મોવિન નહી દીસે કહું ખાલી, કોઇ પદારથ આનરે; કાહુ રામ સામાન્ય બ્રહ્મ હું, વેધાતા નહી ધ્યાનરે. પદ ૭ દોહા. સામાન્ય રૂપ સોહંમ લહ્યો, જીવન મુકતા જાંન; રાગી ત્યાગી લીંન શાંત વૃત્તિ, ભોમીકા ભેદ વખાન. ૧ રાગ સમે અનુસાર, સપ્ત ભોમીકા સોઇ; જ્ઞાનકી સપ્ત ભોમીકા સોઇરે, શુભ ઇછાસુ વિચાર તનુમાન, સાતી સરી હોઇરે. સપ્ત. ૧ સત્વાપતી ચતુરથી કહીયે, અસ શક્તિ પંચ મોઇરે; પદાર્થ ભાવની જાંન ષષ્ટમી, સપ્તમી તુરીયા હોઇરે. સપ્ત. ૨ જડ દુખ જાન વિષે સબ તજીયે, ગુરૂ ચરણ ચિત પ્રોઇરે; સત્ય વાક્ય વેદાંત શ્રવણ કરી, શુભ ઇછા સોઇરે. સપ્ત. ૩ દુજી કહી વિચારે ભોમીકા, તત્વ વિચારે કોઇરે; મેસો કોન જગતસો કાહી, શુભ વિચાર સો હોઇરે. સપ્ત. ૪ તનુમાનસા સો જાન તીસરી, મનકો વિક્ષેપ ખોઇરે; અંતર સુખી વૃત્તિ આતમ મે, રાખે અહોનિશ ગોઇરે. સપ્ત. ૫ સત્વાપતી ચતુર્થિ, જાનો અનુભવ એક ન દોઇરે; અહંબ્રહ્મ સચ્ચિદાનંદ વિદ્વત, દ્વૈત ભાવના ધોઇરે. સપ્ત. ૬ નહી આશક્તિ અસં શક્તિસો,

પંચમ કહીયે સોઇરે; જ્ઞાન વૈરાગ સહીત વિદ વત્વર, શિષ્ય સંબોધ તોઇરે. સમ. ૭ કિયે પદાર્થ સકલ બુદ્ધિકે, તાકો અભાવ કરોઈરે; પદાર્થા ભાવની એહ જ નઉમી, વરીયા વૃત્તી કુબોધરે.સમ. ૮ ભાવા ભાવ ત્યાંહાં કછુ નાહી, તુરીયા વૃત્તિ બઢોઇરે; વર વરીષ્ટ સંબોધ-નયાકો, સદા બ્રહ્મ નિષ્ટોઇરે. સમ. ૯ સમ ભોમીસે તિન અવસ્થા, દિત્રય જાગ્રત ભોઇરે; સમ ચતુર્થિ અંત તીનસો, સુષોપમિમાં ઝગી નોઇરે. સમ. ૧૦ સમ ભોમીકા સોઇ વૃતીકી, ધ્યાતા ધ્યાન ન ધ્યેઇરે; કાનરામ ભોમાં ભોમ નહીં, જ્ઞાતા જ્ઞાન ન જ્ઞેઇરે. સમ. ૧૧ પદ ૮ રાગ ઠુમરી ચૈતનકે આધાર, જગત્ સબ ચૈતનકે આધારરે; બોલે ચેતન ચાલે ચેતન, ચેતન દેખનહારારે. ચૈતનકે આધાર જગત. સબ. ૧ ખાવે ચેતન પીવે ચેતન, ચેતન કરત વિહારરે; ચેતન વારક ચેતન પ્રેરક, ચૈતન સબ વિસ્તારરે. ચૈતનકે. ૨ રિજે ચતન ખિજે ચૈતન, ચેતન સકલ પ્રકારરે; ચૈતન સ્વામી ચૈતન સેવક, ચેતન ભિતર બાહારરે. ચૈતનકે. ૩ પંચભુતન જગત સબ ચૈતન, જો દીસત સંસારરે; જનદેવા સબ ચેતન દેખો, ચેતન શુધ અપારરે. ચેતન, ૪ પદ ૯ સબ ઘટ વિષ્નુ મહરાજ, દેખો તુમ સબ ઘટ વિષ્નુ મહરાજરે. ટેક. પીંડ બ્રહ્માંડ રહ્યા એક પુરી, સુધુન્યો સરીતા વારીરે. સબ ઘટ વિષ્નુ મહરાજ દે. ૧ અપમે તપમે તોય ભોમીમે, ઘનમાં રહ્યો સોઈ ગાજરે; વિષ્નુ વિના નહી અન્ય પદારથ, વિષ્નુ સકલ સમાજરે. સબ ઘટ વિષ્નુ મહરાજ દે. ૨ ષુનમે શુનમે દીન પુનમમે, દશો દશ માંહી અપારરે; વન વાટીકા ગીરિ ગહવરમે, સમચિત રહ્યો ગજરાજરે. સબ ઘટ. ૩ જબ જાંને નિજ વિષ્નુ રૂપકું, ભરમ જાવે સબ ભાજરે; કહે દેવા એક સ્વામી નીરંતર, સરખો અંતર બાજ્યરે. સબ. ૪ પદ ૧૦ એ સબ બ્રહ્મ વિલાસ ચરાચર, એ સબ બ્રહ્મ વિલાસરે. ટેક. વારી વસુધા આપહી વાયુ, આપહી અનલ આકાશરે. એસબ. ૧ કારણ તે ભયો જબ કારજ, તરૂન્યું બિજ પ્રકાશરે નહી; આતમ પરમાતમ ન્યારા, દેખો રૂદય સમાસરે. એ સબ. ૨ જ્ઞાન નેતર કરી ભિતર દેખો, આતમ હે અવિનાશરે; પરાપાર ચિદાનંદ ચૈતન, એહ તાકે

બાષરે. એસબ. ૩ બ્રહ્મ કલ્લોલ એ વેધાતા સબ, આપહી સ્વામી દાસરે; જન દેવા એ આપ પેચાંન્યો, પરમાનંદ સુખરાસરે. એસબ. ૪ પદ ૧૧ આનંદરૂપ અપાર ઉરમાં સોઇ, આનંદરૂપ અપારરે. ટેક. પરાપાર્યં રહ્યો કહે ઉપનિશદ,સોઇ ભયો સંસારરે. આનંદ. ૧ જાકો રંગ રૂપ કછુવ ન દીસે, તાકો સબ આકારરે; જાકું વચન વાણી નહી પોચત, સોઇ પાલનહારરે. આનંદ. ૨ ભયે સુભાવે તત્વ ચારો વિસ્તરે, પ્રકૃતિકો પરીવારરે; અંબુ તે જો લવણહી નિપજ્જે, આદ્ય અંત તે વારરે. આનંદ. ૩ એહ સબ લીલા અપાંર બ્રહ્મકી, દેખો રૂદય વિચારરે; જન દેવા ઉગ્ર બુધી સમજે, તાકા મન ઉદારરે. આનંદ. ૪ પદ ૧૨ રાગ ઠુમરી પંચભુતકા પંજર તામેં સોહં તોતા બોલેરે, ઉસ તોતેકી ક્યા તારીફહે; નરી કોઇ યાકે તોલેરે. પંચ. ૧ સોહં સાન સમજ બિન મુરખ, યુહિ ઇત ઉત ડોલેરે; સદગુરૂ વેદ મિલે બ્રહ્મ વેતા, વસ્તુ દ્વાર તબ ખોલેરે. પંચ. ૨ સદગુરૂ સાન કરી સમજાવે, મારે બચનકે ગોલેરે; એક આત્મા વેદ વચનયુ, કહત બજાઈ ઢોલેરે. પંચ. ૩ આનંદ બ્રહ્મ અમુલખ વસ્તુ, અજ અનંત અણ મુલેરે, હું હરી સંગ સકલસે ન્યારા, યુ શુદ્ધ વસ્તુહે સોલેરે. પંચ. ૪ પદ ૧૩ સારા સાર વિચાર એક તુ, નિજ-આત્મ નિરધારારે; ન્યારા ભીંતર આપ નિરંતર, પીંડ બ્રહ્માંડસે પારારે. સારા. ૧ લખ્યોરાશી ઘુમ ઘુમકે, પાયો મુક્તિ દ્વારારે; તામે જો હરી જાન્યો નહીતો, ફેરહી જનમ જંજાલારે. સારા. ૨ કિડિ કુંજર રંક રાયસબ, દેવ દાનવ દિગપાલરે; બ્રહ્મા વિશ્નુ શિવ શેષતુહ. ઓરહી દશુ અવતારારે. સારા. ૩ એક આત્મા સબ ઘટ જામકે, દ્વૈત વચનકું ટારા; એસા અર્થ વિચારી આપમાં, તા છુટેગો સંસારારે. સારા. ૪ અવન્યાસી અદ્વૈત આત્મા, કેતેઇ વેદ પોકારારે; હું હરી સંગ સકલતે ન્યારા, સોહંબ્રહ્મ અપારારે. સારા. ૫ પદ ૧૪ સતસંગ સાર જગમાંહી, મંદ ભાગ્ય સો જાનત નહીંરે; ટેક. સતસંગત સુખ એક પલકકો,સુખસે કહ્યો ન જાઇરે. સત. ૧ સતસંગે કરી પરમ પદ પાવે, ભવ દુઃખ દેત મટાઇરે; તાસુ કરો સતસંગ નિરંતર, ગુરૂકે સરણે જાઇરે. સત. ૨ જાકું વેદ રટતહે નિરંતર, સોઇ

તેરા રૂપહે ભાઇરે; સો સતસંગ વિના નહી પાવે, યુ સમજો ઉરમાઇરે. સત. ૩ સદગુરૂ રામ મિલે બ્રહ્મ વેતા, નિજ સુખ દીનો બતાઇરે; હરખ સોક હરી સંગ રહીત, મન સોહં બ્રહ્મ સદાઇરે. સત. ૪ પદ ૧૫ સોહંબ્રહ્મ સદા સુખરાસી, નામ રૂપસેં ન્યારારે; આપ પ્રકાશ અખંડ અનાદી, સરવા ધાર નીરધારારે. સોહં. ૧ શબ્દાતિત અલેપ અજન્મા, આનંદઘન અપારારે, બોધ સ્વરૂપ સનાતન ચેતન, પીંડ બ્રહ્માંડસેં પારારે. સોહં. ૨ અસ્તિ ભાતી પ્રિયેરૂપ સદાઇ, બાવન અક્ષર બારારે; નિરાવેવ કુટસ્થ નિરંતર, નિરંજન નિરાકારારે. સોહં. ૩ નેતી નેતી નિગમ સો કરીકે, આપહી આપ વિચારારે; હું હરી સંગ સદા એક રસ, નિરગુન રૂપ હમારારે. સોહં. ૪ પદ ૧૬ દાસોહં દાસોહં કરતાં, દદો વિસરી જૈયેરે. દાસોહં દાસોહં કરતાં. ટેક. ગયું દાલિદ્ર અનાદી કાળનુ, માહા ધન્ય લાધ્યુ તૈયેરે. દાસો. ૧ ઘરનુ ઘરમાં ધન્ય હતુ પણ, ભોગ ન પડીયું કૈયેરે; દદા છંલાત લેઉ ટાણુ, સમજ વિના દુઃખ સૈયેરે. દાસો. ૨ પણ પરીપક્વ મનથી રખાય, નવ રખાય કોય છૈયેરે; અક્ષ ધન્ય એ ગુરૂવે બતાવ્યું, હવે કેમ દુઃખીયા થૈયેરે. દાસો. ૩ સમજ વિના સોક મોહ ન જાય, મિથ્યા ભારે ન વૈયેરે; એરે અનુભવાનંદ આત્મા, સમજી કૃતકૃત થૈયેરે. દાસો. ૪ પદ ૧૭ રાગ પ્રભાત કુમરી. ગાફલ હોય ક્યાહા મુરખ, અબ તું રામ સમરેચ મનુવા; મધ્ય પડયોતો કુ નહિ સુઝત, યો સંસાર હે અંધ કુવા. ૧ સુખ સહત કે ટબકે લાગ્યો, અજ હુતે નહિ તૃપતિ હુવા; અંધ સુઝત નહિ શિરપર તેરે આયુ ભેલી લાગ્યો કાલ સુવા. ગા. ૨ કામ અગ્નિમેં વિશે ઘૃત, ડારત નેક સંતોષકુ નાહિ છુવા; તાતે દુખ પાવતહે દુની, જુ દાઝે પરલાયે કુવા. ગા. ૩ સુખકે કાજ્ય વિષે સંગ ખેલત, મુરખ હાર્યો જન્મ જુવા; માણક અબતો ચેત અભાગી, બોહોત બેરતુ ઉપજી મુવા, ગા. ૪ પદ ૧૮ નેન ખોલકે દેખો આબતો, મોહ નિંદસેં જાગોરે; આળસ ઓર પ્રમાદ તજીકે, હરી સ્મરણમાં લાગોરે. નેન. ૧ રેહણ દીવસ ઘડી ઘડી, હરી ગ્રીતવો ક્ષણું મત ખોવો નાગોરે; રામ રતનમાં મનકુ પ્રોવો, જેસે સુઝમાં ધાગોરે.

નેન. કુસંગ કુકર્મ કુલક્ષણ કુમતી, તાહિ સર્વથા ત્યાગોરે; માહા દુઃખ ગ્રહ અંધ કુપસેં, ભાગી સકોતો ભાગોરે. નેન. ૩ જેસે બણે તેસે જ્યું ત્યું કરી, હરીસેં હેત અનુરાગોરે; માણ્યક અવસર આય હરિકું, ન ભજે સોઇ અભાગોરે. નેન. ૪ પદ ૧૯ દેખો નટવર ખેલત ઘટમાં, ઘટ ઘુઘટ પટ ઓટ કરી; ખેલત આપ ખેલાવે સબનકું, સાજ સબેં રહ્યો આપ ધરી. દેખો. ૧ દેહ ઇંદ્રિ મન પ્રાણ સબનકું, હેરત પ્રેરત આપ હરી; ક્ષણ ક્ષણ આલીંગન કરત સબનકું, બિન આલીંગન જાત મરી. દેખો. ૨ હિલમિલકે હરી ખેલત સબસું, સહુ સસીયનકી બાંહ ધરી; જબહિ ઉપેક્ષા કરત સબનકી, જાત ખ્યાલ તબ સબ વિખરી. દેખો. ૩ દેખે વિહાર માંણ્યક યો હરીકો, ક્ષણ ક્ષણ પલ પલ ઘરીહો ઘરી; આપનપો સબ બારી ડારયો,હરીકો ઘડ અવલંબ કરી. દેખો. ૪ પદ ૨૦ દેખોરે દુરમતિયા જનકી, હરી હરી નબ્ય બોલેરે; વરથા અલાપ કરતહે નીસદીનકે, લછાલત છો લેરે. દેખો.૧ હરી રસ અમૃત સંધુ ભરયો હે, તામાં ચાંચ ન બોળેરે; વિષે રસ વિસિઆ પાંન કરેનકું, રાખ્યિ તેલમાં ઘોરેરે. દેખો. ૨ વિષે રસ વિષયા પાન કરેનકું, જગ સંઘરો ઢંઢોરેરે; અતિ ચેન આદર કરીકેં મૂરચખ, અમ્રત ઉકરડે ઢોળેરે. દેખો. ૩ પ્રમાદ નિંદમાં સોયો પામર, ગ્નાન દ્રષ્ટિ ન ખોલેરે; માણ્યક મોહ મદિરાકો માતો, મસ્ત ભયો યું બોલેરે. દેખો. ૪ પદ ૨૧ પદ રાગ નટ. હરીસુ દ્રષ્ટી ચોટી જીનનકી, હરી શું દ્રષ્ટિ ચોટીરે, જન્મકે બીજ કર્મ સબ વિખરે, અવિદ્યા મટકીરે ફુટીરે. હરિશું. જીનન. ટેક. ૧ ઉડ ગયે સંસે ભવરવિ હંગમ, સબ ગાંઠ અહંતા છુટીરે; ઇંદ્રિ વિષય પ્રાણ મન દેહકે, બંધન સબ ગયે તુટીરે. જીનન. ૨ હરી વિના નામ રૂપ સોભા સત, સો સબ માયા જુઠીરે; સચ્ચિદાનંદ રૂપ રામ સુખમાં, બાધીહે કાઠી મુઠીરે. જીનન. ૩ પરમાનંદ સમુદ્ર જબ ઉમગ્યો, તુછ આસા ગઇ છુટીરે; માંણ્યક મહા રોગ નહી ભાસત, પાઇસ જીવની બુટીરે. જીનનકી. ૪ પદ ૧ હરીમેં દ્રષ્ટિ ઠેહેરાંણી જીનનકી, હરિમેં દ્રષ્ટિ ઠેહેરાંનીરે; સંસે ભ્રમ સબ મિટે મનકો, અગ્નાન નીંદ વીહાંનીરે,હરિમેં દ્રષ્ટિ ઠેહેરાંણી. જીનન. ટેક. ૧ સદચિદ આનંદ રૂપ રામકો, દેખકે

બુદ્ધી લોભાનીરે; રામ રસાયન સુખકે માંહી, રહત સદાગર કાંનીરે. જીનન. ૨ દુઃખ આયે ઉદ વેગન જાકે, સુખકી ચાહન શાંનીરે; હરી સુખ ત્રપ્ત ભયો મન જાકો મિટ ગઇ ત્રશ્ના દુઃખ ખાનીરે. જીનન. ૩ કછુ કરતવ્ય રહ્યો નહીં વાકો, ભઇ કામનાકી હાંનિરે; માણેક દાસ એસો જન જો હે, સો જ્ઞાની ગલતાંનારે. જીનન. ૪ પદ ૨ હરી રૂપ ચંદ્ર ચકોર ભયોહે, ચીતરે હરી રૂપ ચંદ્ર ચકોરરે; બડ ભાગી સોઇ જન જગમેં, ઇત સમજો ગુમેંન ઓરરે ભયોહે. ૧ સદા નીરંતર ચીતવત,હરીકું સાંઝ ગણુત નહીં, ભોરરે; બુદ્ધી નદી વહત હે જ્યાકી, હરી સાગરકી ઓરરે. ભયોહે. ૨ કબહુક નીરત કરત હરી, દેખી ઘનકું દેખે જ્યું મોરરે; માણેક નીત્ય રમત સો હરી, મેં હરી વિન અવર ન ઠોરરે. ભયોહે. ૩ પદ ૩ એસે હે હરીકે ગુન ભાઇ, રૂદય મુખ કાંન નખુરે લાગેરે; જતન કાંયે છોડે નહીં જાઇ. એસે હે. ૧ હરીગુન સુનત રાજ તજી ભાગે, ભુપતિ ભિખ માગી કે ખાઇરે; જડ ઉનમત પીસાચકી નાઇ, વિચરત જગમે આયછી પાઇરે. એસે હે. ૨ આતમરામ મુની નીર ગ્રંથો રહત સદા, બ્રહ્મમે લય લાઇરે; ઉનકે પાસ કરાવત કીરતન, એસે હરીકે ગુણ સમુદાઇરે. એસે હે. ૩ એસે જનકુ એસે કરતહે, ગોપિપરકી કોન ચ-લાઇ; માણેક કહ્યો હરી ગુણકોરે, નહીં માલાજ કાન સબ ઉદેત છોડાઇએ. ૪ રાગ શબ્દ પદ પ્રારંભ. બ્રહ્મવેતા નર ભવમાં નાવેરે, વેદ પુરાણ જો વિચારીરે; પર ઉપગારી એવા પ્રેમ સનેહિ, કાલકી ચોટ જેણે દુર ટારીરે. ૧ ભવનો ભુખ મારે સતગુરૂવે ભાગીરે, કા-પ્યુ કષ્ટ ઉપર કર ધારીરે; કરી ઉપદેશ મુને શબ્દ સુણાવો, પુર્વના ગુરૂવે પ્રિત પાલીરે. ૨ સિલ સંતોષની મેં સરગ લગાવીરે, અવિદ્યાનો કોટ દિધો ઉડાઇરે; આતમ જ્ઞાન રવી ઉદે મારા ઉરમાં, મન મર-જીવે મોજ પાઇરે. ૩ સોહું પ્રકાસી સઉમાં સરખોરે, ક્ષણુમાત્ર ક્યા-યે ખાલી નાઇરે; હું અવિનાસી નાસ નઇ મારો, બ્રહ્માકાર વૃતી વરતાઇરે. ૪ જ્ઞાન હે મારે જે સંત ગળીયારે, અવતરેચાની તેને આસ નાઇરે; કહે રાઘવ સુનો ભાઇ સાધુ, જ્યું સલીતા સિંધુ મા-ઇરે. ૫ પદ ૧ સોહં બ્રહ્મમાં સુ ભર ભરીયોરે, જોવા તમે કોય જન

જાગીરે; આદ અનાદી એકજ આત્મા, જનમ મરણની ભ્રાંત ભાગીરે. ૧ શુદ્ધ અંતઃકરણ વન્યા શબ્દ ન લાગેરે, કોટ કરે કોય ચતુરાઇરે; બ્રહ્મજી આવી એને ભેદ બતાવે, મુરખ માન મુક્ત નાઇરે. ૨ ભાગ ત્યાગ કરી લક્ષણા બતાવેરે, વેદ વેદાંતની જુકત લાઇરે; શબ્દનો રંગ એને અંગે ન લાગ્યો, લક્ષ ચોરાસી ફરી પાઇરે. ૨ યાવૃને વૈરાગ જેના પંડમાં પ્રગટ્યોરે, અજ્ઞાન અંધકાર ઉડાઇરે; ઉટે નેણે તેણે આતમ દેખા, શબ્દાતીતના સંનધ પાઇરે. ૪ સદા આનંદઇ આપમાં રેવૃ, ભેદા ભેદનો ભાવ નાઇરે; સો સન્યાસી સમજો દલ ભીતર, આવાગમણ એને નાઇરે. ૫ જીવન મુક્ત જગમાં રમેરે, જ્યું અનડ આકાશ માાઇરે; કહે રાઘવએનાં પ્રગટ પ્રમાણ. અનુભવમાં તમે જોવો આઇરે. ૬ પદ ૨ નરભય જ્ઞાન સતગુરૂ સમઝાયારે, બારમીત મન હવે નહી ડોલેરે; નુરેત પતપર નરખ્યા નિરંજન, જ્યુંમ કરી તાર તોલેરે. ૧ નુરેત સુરતકી ચડી નિસરણીરે, નરભ્યે પદમાં તમે જોવો જાઇરે; સદા ઉદિત ત્યાં આપ અજવારો, રેન દિવસકી ગમ નાઇરે. ૨ ચાર અવસ્થાકી મટી ગઇ ચંત્યારે,તનના તમર ગયાં ત્રસાઇરે; દેવ ચક્ષુવે દેખ્યા દલ ભીત્તર, સચ્ચિદાનંદએ આપ સાઇરે. ૩ વાચ્ય જ્ઞાન કથિ તુરીયા ઠેરાવેરે,બેહદ મારા મુઝાઇરે; હદ બે હદસે ન્યારા અનુભવી, સો બ્રહ્મ દર્શી હે ભાઇરે. ૪ શબ્દાતીત સુ ભર ભરીયોરે, ખજ્ઞક માંય કછુ ખાલી નાઇરે;કહે રાઘવ સુનો ભાઇ સાધુ, ઉત્પતિ પ્રલયમાં આવે નાઇરે. ૫ પદ ૩ લાગી લગન જેણે લેષ મટાયારે, કટમ કબીલાની કાણ નાઇરે; દ્રઢ અનુભવ જ્ઞાન ઉદે જેના ઉરમાં, જનનીની જ્યુંનમાં આવે નાઇરે. ૧ જાગ્રતમાં ઉજાગ્રત રેવેરે, સ્વપ્ન સુષોપતી દોય નાઇરે;તુરીયા અનુસ્તુ સાક્ષી હું સઉનો, દ્વૈત ઉપાધિ કબુવે નાઇરે. ૨ ધાતાધ્યે કોય નજરે નાવેરે, જમ પારો પાણી માઇરે; ચિદઘન રૂપ સદા પરીપુર્ણ, લપે છપે નહી લય માંઇરે. ૩ બ્રહ્મ દર્શિ એક બ્રહ્મજ દેખેરે, જીવ ઇશ્વર જગ ભેદ નાઇરે; આપ ઉદાસી આસ નહ કાયોકી, જિવન મુક્ત તે જગમાંઇરે. ૪ ભાવે સુવે એ ભાવે જાગેરે, ભાવે રહે એ ગુફા માંઇરે; કહે રાઘવ એની સેજ સમાધી, કરી આજ્ઞાનું કાંમ

નાઇરે. ૫ પદ ૪ દેખો દુનિયા ભાઇરે દિવાનારે, ચેતન મુકી જડ
જાઇ પુજેરે; મનરે મુખીડાંએ ફરે મસતાના, સતગુરૂ વિનાએ નઇ
સુજેરે. ૧ કેવાયે મારગીને ચાલે કુમારગેરે, કનક કામનીસુ પ્રીત
પારેરે; ભગત થયા પણ ભેદ ન પાયો, જિતી બાજી એમ હારેરે.
૨ સિખી સાંભરીને આંઉ બ્રહ્મ કેવુંરે, જેમ અંધા આરસી માંઇરે;
પડલ ઉઘડ્યા વિના પ્રેમ નહીં પ્રગટે, ભરમ ભવ ચોરાશી માંઇરે.
૩ શબ્દ જ્ઞાનમાં સઉ કોય અટક્યારે, લક્ષ વના લૈ નઇ આવેરે;
ભણીયા વેદ પણ ભ્રમના ન ભાગી, ગુરૂગમ વિના એમ ઉગાવેરે.
૪ ઉલટા ચચડીઆ તેણે આતમ દેખ્યારે, ઉગ્યા સુર અનુભવ
આંઇરે; કહે રાઘવ સુનો ભાઇ સાધુ, કાયા કલેશ નહી કુલ કાંઇરે.
૫ પદ ૫ દુનિયા દિવાની તેમ મૈંભી દિવાનારે, મેંતો મેરી મમતા
મારીરે; આદ્ય નિરંજન આતમ નરખ્યા, અંતરથી દુબધા ટારીરે.
૧ મટી ગઈ સંકા યારો રાયો નહી રંકારે, હદ બે હદ અનહદ નાઇરે;
નઇ વાર પારા એ સોહં બ્રહ્મ સારા, ભેદ ભાંન તમ તરસાઇરે. ૨
પાયા પુરા અબ નાઇ અધુરારે, શુદ્ધ ચેતનઇ ચિત લાઇરે; બાહેર
ભીતર ભિતર બાહેર, ઠીક કરીને ઠેરાઇરે. ૩ ધ્યાનહિ ધરતા યોગ
નહિ કરતારે, ગુરૂ શિષ્યકી તો ગમ નાઇરે; શબ્દ ઉચારા નહિ વેદ
વિચારા, એસા અનુભવ દ્રઢાઇરે. ૪ સબ કછુ કરતા તોય અકરતા
રે, જલ લહેરો જલ દ્વૈનાઇરે; કહે રાઘવ સમશા સત ગુરાંકી, સમજે
મહા સુખ હોઇરે. ૫ પદ ૬ લગા શબ્દ જેને સ્ય સત, ગુરાંકારે, ભવતો
નાવે એ બ્રહ્મ જ્ઞાનીરે; શબ્દાતીત અતીત અનુભવે હરખ શોક
નઇ તેને હાંનીરે. ૧ છુટા આપા તારે ખુલા કપાટારે, ભાગા આ-
વર્ણ અચલ જાંનીરે; વાગા અનહદ હદ નહિ જામાં, પરસ્ય પરિ-
બ્રહ્મ પેંચાનારે. ૨ ગઇ મન મમતા આવી સદા સમતારે, સુરતા
સેજમાં સમાનીરે; નરખ્યા નિરારા સબ ઘટ સારા, અદ્વૈત દ્રષ્ટીએ
કો આનીરે. ૩ લાલ્રય પીત નીલ સ્વામ સ્વેત, ધરા અમરે નહિ અ-
સમાનારે; આદ એ અંત મધ્યે નહિ માયા, ચિત ચેતન મય ઠેરાંનીરે.
જાગ્રત પદમાંરે જીવન મુકતા, અભય અમરે આપ ગુલતાંનીરે;
કહે રાઘવ સોય સંત વિવેકી, સમજે સાન ગુરૂ મુખ જ્ઞાનીરે. ૫

પદ ૭ આપ નીજ સુખાબ્મે વલખ બોસારદા, શુદ્ધ પાત્ર નાંમ સુલતાનીરે; કુરણાયનંદ એ કબીરજ તાયા, દઇ દક્ષા મન દયા યાનીરે. ૧ લઇ સક્ષા જબ સ્વ સતગુરૂસેરે, છોડા સહર સોર સેરાનીરે; અંતર ટરીયા તારે અભેપદ જડીયા, લીયા લક્ષ આપ ઉર આની. ૨ જાહેરસો જગમાં મમતા નઇ ષટ ભગમારે, કરેચ અનુભવ ભય ભાંનીરે; રામ રસ પીયા તારે જુગો જુગ રય જીયા, મન મુક્તા એ મહ ધ્યાનીરે. ૩ મટ ગઇ માયા છાયા મહા સુખ પાયારે, નિજાનંદ મેં નિર્વાંનીરે; કહે રાઘવ સદ ભયા સ્વતંત્ર, બ્રહ્મ વૈતાગ્ય બ્રહ્મ જ્ઞાનીરે. ૪ પદ ૮ રાગ શબ્દ. કાયકું દેહ ધરીરે, ભજન વિના કાયકું દેહ ધરી. સંતો ભાઇરે. સંત સમાગમ ધડીયે ન કીનો, ગુરૂજીની સેવા ન કરીરે. ભજન વિના કાયકું દેહ ધરીરે. ૧ સંતો ભાઇરે જુએકુ કહ્યુ ભોજન દીનો, સુરએ મમતા કરીરે. ભજન વિના કાયકું દેહ ધરી. ૨ સંતો ભાઇરે નવરે માસ ઓદરમાંરે રાખ્યો, જનુનીને ભારે મારીરે. ભજન. ૩ સંતો ભાઇરે કહત કબિર ગુરૂ રામ ભજ્યા વિના, ચાલી તે પાછા ફરીરે. ભજન.૪ પદ ૧ સઉકો બાંધી હથીયારરે, ગોકેરે ધ્રોડું. સઉકો બાંધી હથીયાર. સંતો ભાઇરે બુમ પડે તારે સઉકોઇ ધ્રોડયું, કોઇક નીકશા તોડાં બારરે. ગોકેરે ધ્રોડું સઉકો બાંધી હથીયાર. ૧ સંતોભાઇરે સુરા હશે તેતો સનમુખ લડશે, ગાફલ ખાશે ઘણો મારરે. ગોકે. ૨ સંતોભાઇરે ભક્તીનો મારગ બોત કઠિન હે, જેસી ખાંડા કેરી ધારરે. ગોકે. ૩ સંતોભાઇરે કહત કબીર તમે સુનો ભાઇ સાધુ, આવતા જમડાને વારરે. ગોકેરે ધ્રોડું સહુકો બાંધી હથીયાર. ૪ પદ ૨ દિધલ એક જડી, હમારે ગુરૂવે દિધલ એક જડી. સંતોભાઇરે એરે જડીકા મરમ ન જાણે, લેકર ગુપ્ત ધરીરે. હમારે ગુરૂવે. ૧ સંતોભાઇરે આરે કાયા માંહી અજબ બંગલા, તેમાં લેઇ વસ્તુ ધરીરે. હમા. ૨ સંતોભાઇરે મનરે ભોરીંગને પાંચુરે નાગણી, સુધરત તરત મરીરે. હમા. ૩ સંતોભાઇરે એરે ડાકણીયે સબ જુગ ખાયા, દેખતવે બીડરીરે. હમા. ૪ સંતોભાઇરે કહત કબીર તમે સુણો ભાઇ સાધુ, સુખસેં ફુબધ્યા ટળીરે. હમા. ૫ પદ ૩ લાગી રહી મન મેરોરે, ગગન ધુન લાગી રહો મન મેરોરે; સંતોભાઈ ગગનમંડલ

માંહી પ્રેમકારે વાસા, મોરલી બજત ઘન ઘોરોરે. ગગન. ૧ સંતોભાઈરે ગગનમંડલ માંહી પ્રેમકા બાસા, નોબત વાગ્યો ટંકોરોરે. ગગન ધુન. ૨ સંતોભાઈરે ગગન મંડલ માંહી મોતી ઝડ લાગી, નુરત સુરત કરી. લો હેરોરો, મગનધુન. ૩ સંતોભાઈરે કહત કબીર તમે સુનો ભાઈ સાધુ, જમ્બનો મારેગો જમડો તેરોરે. ગગન. ૪ પદ ૪ દેશી ફેર મોહાદીક ફોજકુ મારૂરે કેસરીયા વાઘા કરી, મેહાદી ફોજ. ટેક. વૈરાગ બાંકુ વવેકનું, સત સારમે સારૂંરે; ઢાલ ધરૂં ધીરજની, હું-પદથી હાઈરે, ફરૂં નહી પાછો ફરી. મોહાદિક. ૧ લક્ષ ઘોડાકી લારમાં, દયા સેલમે ડારૂંરે; કામદાર મારૂં પેહેલે કામકું. વેરી નીવારૂરે. મનેજી રણ્યા મરી. મોહાદિક. ૨ રંગ ચઢ જીત રણમેં, જોદ્ધા મળે હઝારૂંરે; સબદ સંસે સારીબાં ઘણાં સીંધારૂંરે.દ્યું ફુત ભાગ્યા ડરી.મોહાદિક.૩ રાજ હુવા સત રામકા,નામ રૂપથી નારૂંરે; કેવલ એહી જુદ્ધ કરતાં, તનસુ ધર્યું તારૂંરે. હેરો હવે હરી હરી. મોહાદિક. ૪ પદ ૫ હંસા ચેતન રેના ભાઈ તેરી આવાગમન મિટ જાઈરે, હંસા ચડપુણ ઘટ બાઇ; ટેક. જ્ઞાન ધ્યાન દોનું અણીરે બનાઇ, ચેતો અસલ સીપાઇ; આડી ઢાલ દેઈ સમણું કિતો, જમ કેરી ચોટ ચુકાઇરે. હંસા. ૧ કાચા કોટ પકા દરવાજા, ચોદશ ફીરત ફુવાઈ, પાંચુ ચોર પકડ વશ કરિ લે, તો છઠિ મમતા માઇરે. હંસા. ૨ સાઈ ગઈ સપેતિરે આઈ, સારી અવધ્ય ગુમાઈ; કહોરે કહો કછુ સમઝો નહિરે, પાણીયાતો કાલ ઘટા ચડિ આઇરે. હંસા. ૩ મકનાસા હાથિ આઈ, ઝૂક્યા હે સુરા લેત લડાઈ; ટુક ટુક હોઈ પડત ધરનિપે, વો ક્ષેત્ર છાંડિ નબ્ય જાઇરે. હંસા. ૪ અનહદઘના દગે બિબાજાં બાજતહે, સુણ હ્યો સુરત ટેરાઈ; કહેત કબીર સુણો બાઈ સાધુ, એ સદ ગુરૂ જ્ઞાન બતાઇરે. હંસા. ૫ રાગ સંદેસો. જિજ્ઞાસુ જા-ણોરે જુગમાં આત્મા, માહાવાયક તમે મન વિચારો વિરજો; જીવ શિવ તે જુદા પડે માયા વડે, સદાસદોદિત એક અખંડિત શિવજો. જીજ્ઞાસુ. ૧ પ્રથ્વી જળ તેજરે વાયુ બોમથિ, અસંગિણો પણ એજ વિશે દર્શાવજો; દ્રષ્ટાંતે દર્શેરે સર્વે દ્રશ્યમાં, દ્વૈત અદ્વૈત તે કાર્ય કારણે કેહેવાયજો. જીજ્ઞાસુ. ૨ કંચનને ભુખરે કશોછે આંતરો, જલતરંગની બાખોછે કાંઈ ભેદજો; પટતંતુપરથ કરે ઉપાધિ બ્યોમમાં, પાંમર

પ્રાણિ ક્ષણ્યું ક્ષણ્યું પામે એદજો. જીજ્ઞાસુ.૩ રૂપ વિશ્વ અરૂપિ આતમારામ છે, અરૂપ વિશ્વ કાંઇ રૂપ રહ્યો અપારજો; બ્રહ્મ વિશ્વ બ્રહ્માંડનિ ઉત્તપતિ એમછે, જેમ બિજ થકિ કાંઈ વક્ષ તણો વિસ્તારજો. જીજ્ઞાસુ. ૪ મુખ્ય તણો આભાસરે મુકુર માંયે બિંબે, દ્રષ્ટા માટે દ્વૈતપણું નવ્ય થાયજો; ચિદા ભાસ ભાસેરે જાહેર જીવ જગતમાં, ભાસિક જાણે જીવતે બ્રહ્મ સ્વરૂપજો. જીજ્ઞાસુ. ૫ પાણિને પ્યાલોરે પ્રતક્ષ સહુ કહે, અંતે પ્યાલો જાણો પાણિ રૂપજો; ઉપાધિ અનુભવીરે જીવ શિવ બે કહે, વિના ઉપાધિ જીવ:શિવ બ્રહ્મ સ્વરૂપજો. જીજ્ઞાસુ ૬ ત્રણે પદ ટળતાંરે પરિબ્રહ્મ પેખીયે, નામ રૂપને ગુણ ત્રૈણ્યનો નાશજો; વસ્તુમાં વિલસેરે આદ્ય મધ્ય આતમા, અણ્યે કાળે આતમા અખંડ અવિનાશજો. જીજ્ઞાસુ. ૭ શ્રવણ કરીનેરે મનન મનમાં ધરો, નિત્ય અધ્યાસે નિરખો સઘળે બ્રહ્મજો; શિવાનંદ કહે વિશ્વ સકલ પરમાતમા, બ્રહ્મ વિના ઠાલો નહિ ક્ષણ્યું એક ઠામજો. જીજ્ઞાસુ. ૮ પદ ૧ પદ રાગ ગજલ. સંસાર માયા છોડદે, કર જોડદે કીરતારસે, સંસાર. ટેક. બેહવાલે ખોઈ વસ્તુ નેહ લગ્યો નારસેં,દેહકો પરિવાર દેખિ ભારે મુવા મારસેં.સંસાર.૧ સમાગમ ગુરૂ સંતસે વાતે નહીં અવતારસેં, ભ્રાંતિમે આપ માપ ભુલ્યો ધાયો નહિ નિરધારસેં. સંસાર. ૨ નિરાકારકી ગમ નાહિ આશેહે આકારસેં, પશુ સંગે પ્રિત પુઈ પ્રિત નહીં અપારસેં. સંસાર. ૩ ખોજ વસ્તુ ખુબ ખલકો તત્વ મેલિ એકતાલસેં, મારય મમતા કેવળ મનકિ મેઠ સત ભરથારસેં. સંસાર.૪ પદ ૧ રાજી રહે મન રામસેં તો ક્યા અરજ ઓર કામસેં, રાજી રહે મન રાંમસે તો. ટેક. ચકોર વરતિ ચંદ્રમે ગગન રહ્યા ગામસે, મુકે તે અમ્રિત મુખમે નડે નહિ અગન નામસેં. રાજી.૧ પુરણ ગુરૂસેં પ્રિતહે ડગે નહિ ડલ દામસે, નેહ લગ્યા છુટે નહિ સમ્યા તે સોહિ સાંમસેં. રાજી. ૨ નવસેં નવાણું બેહેત નદિયો ઠરિ સિંધુ ઠામસેં, યુંહિ વરતિ સમિ આત્મ મગન બ્રહ્મ મુકામસેં. રાજી. ૩ ગુરૂ મેરા બ્રહ્મ સાગર હુંરિ લેહેરિ હાંમસેં, મન લેહેરિ મિલિ ઉનમેં કેવલ રેહેને ઠામસેં. રાજી. ૪ પદ ૨

